# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો,-"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતાં સાન્તુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૦ મું. ] ઇ. સ. ૧૯૧૨, સપ્ટેમ્બર-ભાદ્રપદ, વિં. સં. ૧૯૬૮ [ અંક ૧ લો.

## उदयगुंजन.

### સમર્પણ અને નિવેદન:

૧.

અન્ત વિનોના, અનન્ત રૂપવાળા, અને અનન્ત અંગ,-હાથ, પગ, નેત્ર, તથા મસ્તકો-વાળા સાશ્વત પરમાત્માને નમ્ર વન્દન હો. અનેક નામવાળા, અમોઘ બળવાળા, અને સહસ્ત્ર-કોટિ યુગોને પણ પોતાની પાંપણના એક ખુણામાં ધારણ કરનાર મહાકાલ જેનો અંશ માત્ર છે, એવા સર્વકાલ સ્વરૂપ પરમાત્માને સપ્રેમ પ્રણામ હો.

મહાસાગર રૂપી ખડીયામાં નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, અને તે વડે પૃથ્વી રૂપી કાગળ ઉપર સાક્ષાત્ સરસ્વતી દેવી કદાપિ સર્વકાળ સુધી લખ્યાં કરે, તોપણ હે નાથ ! ત્હમારા ગુણનો પાર આવે તેમ નથી.

ઉપમાથી, દૃષ્ટિથી, કે અનુભવથી પણ જેનો પ્રભાવ સમજી—માપી ન શકાય એવા, હે પ્રભો ! આ ચરાચર લોકના ત્હમે પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો; આપ મહાનથી પણ મહાન છો. ત્રણે લોકમાં, અને સમસ્ત બ્રહ્માંડમાં પણ આપના સમાન કોઇ નથી, તો પછી આપનાથી અધિક તો ક્યાંથીજ હોય ?

ત્હમેજ મ્હારી માતા છો, ત્હમેજ મ્હારા પિતા છો, ત્હમેજ મારા બન્ધુ છો, ત્હમેજ મ્હારા મિત્ર છો, ત્હમેજ મ્હારી વિદ્યા છો, અને ત્હમેજ મ્હારું દ્રવ્ય છો; હે દેવના દેવ ! ત્હમેજ મ્હારું સર્વસ્વ છો.

કર્મ બન્ધનમાંથી મોક્ષનો એકજ ઉત્તમ માર્ગ છે. ત્હારા લાભ અને હાનિ, વિજય અને પરાજય, શોક અને હર્ષ, ચિન્તા અને આનન્દ, યશ અને નિન્દા, સર્વનું કારણ અને પરિણામ શ્રીનારાયણનેજ તું માન.

જે ભક્તજનોના હૃદયમાં સર્વ મંગલના ધામસ્વરૂપ ભગવાન શ્રીહરિ વિરાજમાન છે, ત્હેમનું સર્વ કાર્યમાં સર્વદા કલ્યાણજ થાય છે.

૫.

જે પરમાત્માને શૈવ ધર્મવાળા "શિવ" એવા નામથી, બૌદ્ધો "બુદ્ધ" એવા નામથી, વેદાન્તીઓ "બ્રહ્મ" એવા નામથી, નૈયાયિકો "કર્તા" એવા નામથી, જૈનો "અર્હન્" એવા નામથી, ખ્રિસ્તીઓ "લૉર્ડ" એવા નામથી, મુસલમાનો "ખુદા" એવા નામથી, અને પારસીઓ, યાહુદીઓ, ચીના અને જાપાનીઓ, વગેરે દુનિયાંની સર્વ મહા પ્રજાઓ પોતપોતાનાં આપેલાં જૂદાં જૂદાં નામથી ભજે છે, તે ત્રણલોકના નાથ શ્રીહરિ આખા જગત્‌ને સન્માર્ગે પ્રેરો અને ત્હેનું કલ્યાણ કરો.

ઓ સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ પરમાત્મા ! ત્હમને સાધુ પુરુષો, સન્તજનો, વિદ્વાનો, વિચારવન્ત મનુષ્યો, અને ભક્ત મંડલી જૂદાં જૂદાં નામથી ઉપાસે છે: વિશ્વકર્તા, સર્વવ્યાપક, વિશ્વનિયંતા, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અનન્ત, જ્ઞાનમૂર્તિ, સત્યસ્વરૂપ, જ્યોતિ, પ્રભુ, વિશ્વંભર, પવિત્ર, ત્રાતા, ન્યાયમૂર્તિ, પાલક, પિતા, માતા, પ્રિયા, પ્રિયબાલ, આદિ અનેક ભાવથી, અનેક નામથી જૂદી જૂદી વૃત્તિ વિચારવાળાં મનુષ્યો ત્હમને ભજે છે. પણ મ્હને તો સર્વથી સુન્દર, બધાંયથી મનોહર પ્રેમસ્વરૂપ અને દયામૂર્તિ એ નામો વડેજ ત્હમારું સ્મરણ કરવું ગમે છે.

પાંખો આવ્યા વિનાનાં પંખીનાં બચ્ચાં જેમ માને માટે ઝંખી રહે, ભૂખથી પીડાયલાં વાછરડાં જેમ ગાયના દૂધને માટે તરશી રહે, વિયોગની સતી જેમ પતિદર્શન માટે આતુર રહે; તેમજ ઓ કરુણાનિધાન ! મ્હારું મન આપનેજ નિરંતર મ્હાયાં કરે, ઇચ્છ્યાં કરે,–એમ થવા કૃપા કરો.

ઓ પ્રભો ! આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણીઓ નિર્વિકાર બનો, સર્વ કલ્યાણ પામો, અને કોઇને પણ દુઃખ ન થાઓ.

આકાશ, અન્તરિક્ષ, પૃથ્વી, જલ, ઔષધિ, અને પ્રાણીઓ, સર્વ શાન્તિ પામો ! દુઃખ દર્દથી પીડાયલાં હૃદય, શરીર, અને આત્મા પરમશાન્તિ પામો ! કલેશ, ચિન્તા, આધિ, ઉપાધિ, દુર્વિકાર, દુષ્ટ વિચાર, અને અપકૃત્યોથી મુક્ત થઇ, સકળ જગત્ પ્રભુની શાન્તિ પામો ! સર્વત્ર શાન્તિ, શાન્તિજ થાઓ ! પરબ્રહ્મની દયા, પ્રેમ અને કરુણા શાન્તિ શાન્તિરૂપેજ વર્ષી સનાતન આનન્દ વિશ્વને પ્રાપ્ત થઓ ! પ્રભો ! સર્વનું કલ્યાણ કરો. ઓમ્ શાન્તિઃ શાન્તિઃ ।*

રા. જ.

* તરફથી પ્રકટ થયેલ શ્રીજ્ઞાનેશ્વરી કરવામાં ઘણી સહાય મળી છે.

# काव्यकुंज.

## સાચી દેવી.

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ )

જગમાં, દેવી ! સાચી શાણી સુન્દરી ! દાન દયા ને દીનતાનો ભંડાર જો;
સુન્દર સ્નેહસરિતા વ્હેતી વેગથી, કીધા અતુલિત ગૃહરાણી ! ઉપકાર જો. જગમાં દેવી૦ !
પતિપરાયણ, પ્રેમરત્નની મંજૂષા ! પાક્યાં તુજ ઉરથી અમૂલાં ફૂલરત્ન જો;
કાલિદાસ, ભવભૂતિ, જેવાં કંઇ ઉગ્યાં, ખિલવ્યાં ભારતી ફૂલડાં રતુલ્ય પ્રયત્નજો. જગમાં દેવી૦ !
સહુ સુખ કેરૂં કેન્દ્ર ગણાયે કામિની, પ્રણયવલ્લભા ! તું અમ સુખ આધારજો;
તુજ પૂજનથી દેવ સર્વ સંતુષ્ટ રહે, ઈશ્વરીનો અવતાર તું, જય જય દારજો ! જગમાં દેવી૦ !

( પાટણ. ) નટવરલાલ ચુનીલાલ પરીખ.

---

## પ્રિયાની આરતી.

પ્રિય શુદ્ધ હૃદયની દેવી ! તું શાન્તિ દાતાઃ—પ્રિય ! (૨)
સદા સાચું સુખ ત્હારૂં, સ્નેહની તું માતા. —પ્રિય૦
કોમલ ત્હારી કાયા, કનક વર્ણી દીપેઃ—પ્રિય ! (૨)
ઇશ્વરી ! જગની તુંથી, ઉરની તૃષા છીપે. —પ્રિય૦
ગુણવન્તી, ગુરુ, જ્ઞાની, રઢિયાળી, શાણીઃ—પ્રિય ! (૨)
જગજ્જનનિ રૂપ જાણી, પ્રેમમૂર્તિ રમણી ! —પ્રિય૦
અંબા આનન્દદાયી ! રમ્ય બદન, સલુણી !—પ્રિય ! (૨)
હાસ્યસુધાકર દીપે, ઉર—સાયર સ્ફુરણી ! —પ્રિય૦
કમળ—કુમુદો રમતી, શશિ—રવિની સંગેઃ—પ્રિય ! (૨)
આત્મની તુજ સૌરભ એ, ખિલતી નિત હૃદયે. —પ્રિય૦
અમિભર વચનો ત્હારાં, દિલને ખુશી આપેઃ—પ્રિય ! (૨)
અર્પી અભયવર, શાન્તિ, ઉરશ્રમ સહુ કાપે. —પ્રિય૦
સ્વર્ગ સમોવડ કરતી, અમ ગૃહને, દેવી !—પ્રિય ! (૨)
ગુણમોહિત સ્વામી રહે, દિન નિશ પ્રિય સેવી. —પ્રિય૦
ભાવિક ભોજન ધરતી, રસ—પ્રીતિ—ધર્મ વિષેઃ—પ્રિય ! (૨)
વિરામ સ્થાનક વિશ્વે, દેવી ! તું એક દીસે ! —પ્રિય૦

( વાસણા કેલિયા. ) શિરીષ.

---

## પત્નીની આરતી.

જય કાન્તા દેવી ! પ્રિય, જય કાન્તા દેવી !
કૃતાર્થ જનતો પ્રીતે, (૨) ચરણ કમળ સેવી. જયો જયો મુજગૃહરાણી !
શિક્ષણ શુભ ધારી તેં, કર્મ કર્યાં ભારીઃ—પ્રિય ! (૨)

બની વિસામો મારો, (૨) શાન્તપૃથા સારી. —જયોજયો૦
આબાદી આલમની, કરવાને માટેઃ—પ્રિય ! (૨)
પ્રભુએ સુન્દરી સરજી, (૨) સ્થાપી ઉરવાટે. —જયોજયો૦
અલંકાર દિલ શોભે, નીતિ નિયમ કેરાઃ—પ્રિય ! (૨)
અમ સુખ હૃદયે ધારી, (૨) સુફળ કર્યાં ફેરા. —જયોજયો૦
વિદ્યાવતી, ગુણવન્તી, રસભરી ઓ રામા !—પ્રિય ! (૨)
ઉરકૌમુદી તું મારી, (૨) શાન્તિ દેતી ભામા ! —જયોજયો૦
શાસ્ત્ર નિયમમાં, શાણી ! સદાય તું રહેતીઃ—પ્રિય ! (૨)
અમ સુખ કેરી ચિન્તા, (૨) કષ્ટ તને દેતી. —જયોજયો૦
દુઃખ વિષે પણ, દેવી ! મુખ પર સ્મિત ધરતીઃ—પ્રિય ! (૨)
વિપત્તિમાં દીન વાણી, (૨) નહિં કદિ ગુણવતી. —જયોજયો૦
પૂર્વ પુણ્ય સંસ્કારે, રમણી રત્ન મળ્યુંઃ—પ્રિય ! (૨)
જય ગવરી કાન્તા ! તુજ (૨) નિશદિન ધ્યાન ધરું. —જયોજયો૦

(ભાદરણ.) હરસુત.

## પ્રિયાને પુષ્પમાળ.

ધન્ય પ્રેમદા મારી રસીલી ! ધન્ય પ્રેમદા મારી ! (૨)
અહોનિશ તુજ પ્રેમપાશમાં, (૨) ગૂંથાયો ભારી. —ધન્ય૦
સુખકર, દુઃખહર સદા સતી તું ! પ્રિય મંગલકારી ! (૨)
શશિવદની, મનહરણી પ્રેમદા ! (૨) મોક્ષ તણી બારી. —ધન્ય૦
રાણી રૂડી ગૃહરાજ્ય તણી મુજ, સુશીલ, રીતિ સારી; (૨)
વિનય, વિવેક, અમોલ ગુણો તુજ, (૨) પ્રિય કાર્યભારી ! —ધન્ય૦
મૃદુવચને મનરંજન કરતી, સુગુણ, મધુરી નારી ! (૨)
પવિત્ર ત્હારો પ્રેમ, પ્રસંશા (૨) કરું શું વિસ્તારી ? —ધન્ય૦
સ્થાપી તનુમન્દિરમાં, દેવી ! ખીલી કળા ભારી; (૨)
મુજ દુઃખથી તું દુઃખ ધરતી, (૨) અર્ધાંગન પ્યારી ! —ધન્ય૦
વિકસે કમલ સુવાસ ભરી તું મુજ ઉરસરવરમાં; (૨)
રૈન–ચન્દ્રની ગહન પ્રીતિથી, (૨) વસતી અંતરમાં. —ધન્ય૦
મૃગ હું ને તું મુજ કસ્તુરી, સુગન્ધ—ગુણશાળી; (૨)
વિશ્વંભરા અલૌકિક જગની (૨) અમૃત ફૂળ વાળી. —ધન્ય૦
હું તરુવરને તું સુપ્રિય છે, નિત્ય નવલી વેલી, (૨)
પ્રકટ્યાં કુસુમ સુગન્ધી અનેરાં, (૨) સુહર્ષ વીટેલી ! —ધન્ય૦
સુખિયું સારસ જોડલું આપણું, વિનોદમાં સરતું; (૨)
પળનો અસહ્ય બનતો, (૨) સદા રહે ઝુરતું ! —ધન્ય૦
ખરા જિગરથી પ્રીતમ જે, સન્માન પત્નીનું કરશે; (૨)
ભવે સુખશાન્તિ પામી, (૨) અક્ષય પદ વરશે. —ધન્ય૦

| | |
|---|---|
| પ્રેમ ભરી આ આરતી પ્રિયની, | જે કોઇ પતિ ગાશે; (૨) |
| આધિ, વ્યાધિ, ઉપાધિ ત્હેનાં (૨) | કલેશાદિક જાશે ! —ધન્ય૦ |
| ( રંજન. ) | વિઠ્ઠલરાય મોતીરામ પંડયા. |

---

## પ્રિયની આરતી.

| | |
|---|---|
| જયજય-જયજય-જયજય દેવી ! | જય દેવી ! જય દેવી ! |
| તું રસદેવી, તું અમિદેવી, | પ્રેમદેવી, ઉરદેવી ! —જય૦ |
| શાન્તિ રસ વર્ષાતી, (૨) | ત્રિવિધતાપતનુ હરનારી; |
| આત્મ અમીરસ સિંચી, (૨) | ઉન્નતિ ગિરિપર સહચારી ! —જય૦ |
| નીરસ આ સંસારે, (૨) | સ્વર્ગસમું સુખ ભરનારી; |
| સુલક્ષણા પ્રિય લલના ! (૨) | ગૃહદેવી ગૃહ રચનારી ! —જય૦ |
| ભોજ્ય સમે જગજનનિ, (૨) | જીવન સુખકર કરનારી; |
| સંકટ મિત્ર મધુરી, (૨) | દિલમાં ઉમંગ ભરનારી ! —જય૦ |
| નયન દેવી, ઉર જ્યોતિ, (૨) | વિશ્વ વિષે રસ ઝરનારી; |
| પ્રિયંવદા, પ્રેમમૂર્ત્તિ, (૨) | મધુરકંઠી ઉરસરનારી ! —જય૦ |
| ગુરૂ મુજ ઉત્તમ છે તું, (૨) | સહનશીલતા સજનારી; |
| કોમલ હૃદયવતી, ને (૨) | સલુણી, ધૈર્યપ્રીતિ ધરનારી ! —જય૦ |
| ગુણીયલ ! તુજ ગુણો આગળ, | પ્રેમિલી ! તુજ પ્રીતિ આગળ, |
| રસીલી ! રસ સિંચન આગળ, | મધુરી ! તુજ માધુરી આગળ, |
| બનિયો હું તુજ શિષ્ય, અને | તું મુજ નાયક પ્રિય મારી ! |
| રૂવે રૂવે વર્ષો રામા, (૨) | હૃદય દેવી, જીવન પ્યારી ! —જય૦ |
| સાચે સાચું આ વ્હાલી ! (૨) | સ્થૂલ જૂદાં,—નવ તું ન્યારી; |
| અંતર એકજ, ને છે (૨) | સ્વર્ગ મુજ જ્યાં તું પ્યારી ! —જય૦ |
| ( રંજન. ) | પરીખ. |

---

## પત્નીની આરતી.

| | |
|---|---|
| શિવ શક્તિ સ્વરૂપ, | શક્તિ રૂપ પત્ની ! —ટેક. |
| વારી નાંખું જીવન આ, (૨) | તન, મન, ને ધનથી; |
| સ્થાપી પ્રિય ! અર્ધાંગે, (૨) | તુજને શાસ્ત્ર વચનથી —જય શિવશક્તિ. |
| અગ્નિ દેવ સાક્ષી રાખ્યા'તા, (૨) | સુફળ થવા સંસાર; |
| દક્ષીણા રૂપ તુજ પ્રસાદી, (૨) | પુત્ર અને પરિવાર. —જય શિવશક્તિ. |
| આનન્દે રહું તુજ દર્શનથી, (૨) | પત્ની પ્રેમ પ્રભાવ; |
| દુનિયાં-દરિયો સહજે તરવા, (૨) | તું મુજ સુન્દર નાવ. —જય શિવશક્તિ. |
| વેદ વચનથી એકપત્ની મુજ(૨) | સ્થાપી ઉર તુજને; |
| એ મત શુભ સંસાર સુધારો,(૨) | પ્રિય પ્રેમ દંપતીને ! —જય શિવશક્તિ. |

ત્રિવેદી.

[ ગત વર્ષના ખાસ અંકમાં અમે કરેલી વિનંતિ ઉપરથી અમારા ઉપર "**પત્નીની આરતી**" એ અથવા એવા મથાળાનાં કેટલાંક કાવ્યો આવેલાં હતાં; તે બે હપતે થઈને ગયા વર્ષના સાતમા તથા આ અંકમાં પ્રકટ થયાં છે. પરન્તુ એનો એજ વિષય ફરી ફરીને સ્વીકારવાથી અમારા વાચકોને કંટાળો ઉપજે, એ સ્વાભાવિક હોવાથી,–હવે એ વિષય લેવાનો બંધ કરવામાં આવ્યો છે. અમારા એક મિત્રે આ **આરતીઓ** કૃત્રિમ હોવાનું અમને જણાવ્યું હતું; જ્યારે બીજાને હેમાં અતિશયોક્તિ જણાઇ હતી ! અમને પણ ભાસ્યું છે કે હેમાં કેટલુંક હેવા પ્રકારનું છે. તથાપિ પત્નીને માથેજ પતિવ્રત અને સતીત્વની ભાવનાઓનો ભાર રાખી, પુરુષો પોતાને માટે કોઇ પ્રકારનું વ્રત અથવા ધર્મ છેજ નહિં એવી રીતે વર્તે, પત્નીઓ પાસે ઉમંગભેર પોતાનું પૂજન કરાવે અને આરતીઓ ઉતરાવે, તથા પોતાને ઇશ્વર સ્વરૂપ ગણાવે,–હેવા મનુષ્યોની સમક્ષ—દુનિયામાં બીજું કાંઇ કર્તવ્ય હેમને પોતાને માથે પણ છે અને હેમણે સ્વીકારવાનું એકપત્નીવ્રત તથા પવિત્રતાનું જીવન એવું ને એવુંજ આવશ્યક તથા કઠિન છે,—એ સત્ય રજુ કરાવવું, એટલો આ **આરતીઓ** પ્રકટ કરવાનો હેતુ હતો અને છે. જે જે બન્ધુઓએ કૃપા કરીને આ ચર્ચા પૂર્ણ કરવામાં સહાય કરી છે, હેમનો ઉપકાર માનવામાં આવે છે; અને સ્ત્રીઓ તરફની હેમની સન્માન વૃત્તિને માટે હેમને ધન્યવાદ ઘટે છે.

આવા પ્રયાસો તરફ જ્યારે નવીન વિચારના મનુષ્યોને કૃત્રિમતા અથવા અતિશયોક્તિ લાગે છે; ત્યારે 'જુના જમાનાના' માણસોનો હેને માટે શો અભિપ્રાય થાય, એ પણ જાણવા જેવું છે !—આ અંકના આનન્દાશ્રમમાંની "**રતન ડોશીની ધમકી**" વાંચ્યેથી પણ આનન્દ થયા વિના રહેશે નહિં.

—તન્ત્રી સુ. સુ. ]

## હરસુખરાવ.

સુરત શહેરના ગોપીપુરામાંની સંગાડીઆ વાડના નાકામાં પેસતાંજ તાર ઑફિસનો પટાવાળો "હરસુખરાય દીવાન" "હરસુખરાય નૌતમરાય" એમ બુમો પાડવા લાગ્યો. થોડે થોડે અંતરે બુમો પાડતો પટાવાળો આગળ જતો હતો, ત્યાં એક આઠ વરસની બાલિકાએ પટાવાળાને બોલાવ્યો. "એ તારવાળા ! મારા મામાનો તાર જલદી આપી જા. તેઓ આજે પરીક્ષામાં પાસ થવાના છે. અને ક્યારના તારી રાહ જોયા કરે છે." તારવાળો તે બાલિકાને તેના મામાનું નામ પૂછી તેની પાછળ હરસુખરાયના ઘરમાં ગયો. તારવાળાને દેખ-સર્વ કુટુંબીઓના અંતઃકરણમાં આનંદનાં આંદોલનો ઉછળવા લાગ્યા; અને એક આધેડ બાઇએ મોટે સ્વરથી બૂમ પાડી "હરસુખભાઇ ! મેડી પરથી નીચે ઉતરો, તમે પાસ થયા છો હો. તારવાળો તાર લાગ્યો છે. હવે મારી ફોઇને એરીંગ તો જરૂર કરાવી પડશેજ." બ્હેનના ઉંચા સ્વરથી મળેલા ઇષ્ટ ખબરથી હરસુખરાય તરતજ ઉલ્લા-

સમાં આવી ગયા અને જોસભેર દાદર ઉતરી નીચે આવ્યા. તાર લઇ ફાર્મપર સહિ કરી. પરબીડીઉં ઉઘાડતાંજ વાંચ્યું કે "Congralutations on your success with second class Honours." (બીજા વર્ગના માન સહિત પરીક્ષા પસાર કર્યા બદલ ધન્યવાદ). માતુશ્રીને તથા ઇતર કુટુંબીઓને શુભ સમાચાર હરસુખરાયે જણાવ્યા; અને તરતજ તેઓ પોતાની મેડીપર ગયા. કાગળની પેટીમાંથી એક કવર કાઢી તે પર ખંભાતના દીવાન સાહેબના નામનું શીરનામું કરી તેમાં અગાઉથી લખી રાખેલી અરજી દાખલ કરી કવર ટપાલમાં નાખવાને તૈયાર કર્યું. (ખરા વિદ્યાર્થીઓ પોતાની મેળે પોતાની કીંમત આંકી પરીક્ષાનું પરિણામ અગાઉથી નક્કી કરી શકે છે.) ખંભાતમાં હાઇસ્કુલના હેડ માસ્તરની ખાલી પડેલી જગ્યા વાસ્તે આ અરજી હતી. પોતે સેકન્ડ ક્લાસ એમ. એ. હોવાથી તથા ખંભાતના દીવાન સાહેબના કાકા તરફથી ભલામણનો પત્ર મેળવેલો હોવાથી પોતાની અરજી મંજુર થવાની હરસુખરાયને પૂર્ણ ખાતરી હતી.

હરસુખરાયના નાના ભાઇ કરસુખરાય મુંબઇમાં એહામ કંપનીની આફિસમાં ઘણા વખતથી નોકરીમાં જોડાયા હતા. મુંબઇમાં તેઓ કુટુંબ સાથે રહેતા હતા અને હરસુખરાયે એમ. એ. સુધીનો અભ્યાસ કર્યો ત્યાં લગી હરસુખરાયની સ્કોલરશીપની રકમ ઉપરાંત સુરતમાં રહેલા મોટા કુટુંબને જે ખરચ થતું હતું તે કરસુખરાય પૂરૂં પાડતા હતા એટલે કુટુંબીઓની તેમના તરફ સારી પ્રીતિ હતી. હરસુખરાયની બ્હેન અને વિધવા ફોઇને હરસુખરાયની પત્નિ તથા તેના બે નાના છોકરાઓ કુટુંબપર બોજારૂપ લાગતાં હતાં અને ઘણીવાર તેઓ તરફથી હરસુખરાયની પત્નિને ઘણાં મેણાં સાંભળવાં પડતાં. આ મેણાંનો પ્રહાર તે બાઇ આરસીપર પડતાં કીરણોના પરાવર્તન પેઠે ફરીને પોતાના પતિને મુંબઇમાં પત્ર દ્વારા મોકલતી હતી! હરસુખરાયના પિતા ગુજરી ગયેલા હોવાથી હરસુખરાયની મા તો તદન શાંત મનથી પોતાથી બનતું કામ કરીને દિવસો કાઢતાં હતાં. જ્યારે જ્યારે તેમને યાદ આવતું હતું કે હરસુખ ભણીને પરવારશે ત્યારે મોટી પદવી વાળી નોકરી તેને મળશે ત્યારે ત્યારે પોતાના ભવિષ્યના સુખની આશા માટે હરસુખની પત્નિનું ઉપરાણું કરતાં અને પોતાની દીકરી તથા વિધવા નણંદને બહુ વધારે બોલવા દેતાં નહિં. હરસુખરાયની બ્હેનની છોકરી તથા વિધવા ફોઇનો છોકરો મુંબઇથી કરસુખરાય તરફથી મોકલવામાં આવેલાં સુંદર કપડાં પહેરતાં અને હરસુખરાયના છોકરાઓને તે જોઇને મનમાં બળાપો થતો તેના કરતાં તેની માને વધારે થતો હતો. હરસુખરાયના બાપ દાદાએ દીવાનગીરી ભોગવેલી હોવાથી સંસારીક વ્યવહારમાં તેમના કુટુંબને પોતાના કુળની લાજ આબરૂ પ્રમાણે વર્તવાને ઘણીવાર ઇચ્છા–અનુકૂળતાની વિરૂદ્ધ વધારે ખરચ કરવું પડતું હતું; અને કેટલીકવાર વિધવા ફોઇ ચાહીને વધારે ખરચ કરાવતાં હતાં. આવો ફાલતુ ખરચ હરસુખરાયની સ્કોલરશીપમાંથી કે કરસુખરાય તરફથી મોકલાતાં નાણાંમાંથી થઇ શકતો નહિં; તેથી હરસુખરાયે પોતાના સહઅભ્યાસી એક મિત્રના વ્યાપારી પિતા પાસેથી કરજે પૈસા લેવાની ગોઠવણ કરી હતી, ત્યાંથી જરૂર વખતે જોઇતા પૈસા વિધવા ફોઇ લાવતાં હતાં.

આવી રીતે લગભગ પાંચ વરસ સુધી હરસુખરાયનું કુટુંબ તંત્ર ચાલતું હતું. તેવે વખતે ખંભાતની દીવાન ઑફિસથી તેમને હાઇસ્કુલના હેડ માસ્તરની જગોપર માસિક રૂ. ૧૨૫ થી નીમ્યાનો હુકમ અત્યંત આનંદકાર પાત્ર થયો.

સુરતમાં કુટુંબીઓને રાખી નિરર્થક વધારાનું ખરચ વેઠવા કરતાં બધાં માણસોને ખંભાત લઈ જવાનું હરસુખરાય ને વધારે વ્યાજબી લાગ્યું. ખંભાતમાં હનુમાન પોળમાં પોતાના હોદ્દાના મોભા પ્રમાણે સારૂં મકાન ભાડે રાખ્યું. વિદ્યાર્થિ–અવસ્થામાં ઘડી મૂકેલી યોજનાઓને અમલમાં મૂકવાનો વખત જેમ જેમ પ્રાપ્ત થતો ગયો તેમ તેમ હરસુખરાય ખંભાત જેવા નાનાં શહેરમાં પોતાની ઉચ્ચાભિલાષી વૃત્તિઓને સંતોષવા તે યોજનાઓ અમલમાં મૂકતા ગયા. નવા ગ્રેજ્યુએટની નસોમાં લોહી બહુ ત્વરાથી વહે છે તેની સત્યતા હરસુખરાયની ખંભાત શહેરમાં આદરેલી પ્રવૃત્તિ પરથી સર્વને જણાતી હતી. થોડા સમયમાં ખંભાતની પ્રજાનો, તેમજ દીવાન, સરન્યાયાધીશ, ડૉક્ટર વગેરે અમલદારોનો પણ સારો અભિપ્રાય હરસુખરાય હેડમાસ્તર સાહેબે મેળવ્યો. સાર્વજનિક કાર્યમાં તેમણે લોકોને ભાગ લેતા કર્યા, વ્યાપારીઓની દૃષ્ટિમર્યાદા જરા વધારે વિસ્તારવાળી કરી, અને સાહસિક મોહમેડન બિરાદરોમાં ખરે રસ્તે સાહસ ખેડવાનું ડહાપણ દાખલ કર્યું એટલુંજ નહિં પણ ખંભાતના દીવાન સાહેબનાં વિદુષી અને ઉત્સાહી પત્નિની સહાયમાં રહી ખંભાતની સ્ત્રીઓમાંથી આળસ કાઢી નાંખી તેઓમાં નવા પ્રકારનો ઉત્સાહ પૂર્યો. તેમની ધર્મવૃત્તિને સત્ય રસ્તે દોરતી કરી, તેમના કુટુંબપ્રેમને જાગૃત કર્યો, તેમનાં જીવનમાં સ્વાર્થત્યાગનો ગેબી મંત્ર ઉકેલતાં તેઓને શીખવ્યું અને સંસારની પ્રગતિનો આધાર સ્ત્રીઓની સહાય પર પણ રહેલો છે તે વાતનું તેમને ભાન કરાવ્યું.

જેમ બહારનાં કાર્યોમાં હેડમાસ્તર સાહેબે ફતેહ મેળવી તેમ પોતાની શાળાના કામમાં પણ સંગીન યશ પ્રાપ્ત કર્યો. જે શાળામાંથી પ્રતિ વર્ષે ભાગ્યેજ એક બે વિદ્યાર્થિઓ યુનિવર્સિટિની પરીક્ષામાં ઉત્તીર્ણ થતા હતા તે શાળામાંથી હરસુખરાય હેડમાસ્તરના આવ્યા પછી ૧૦, ૧૫, અને ૨૫ એમ ચઢતી સંખ્યામાં દરવર્ષે વિદ્યાર્થિઓ પાસ થવા લાગ્યા. આણંદ, પેટલાદ, નાર, ભાદરણ અને ડાકોર વગેરે સ્થાનેથી સંખ્યાબંધ વિદ્યાર્થિઓ હરસુખરાય હેડમાસ્તરની નામનાથી ખંભાતની શાળામાં ભણવા આવવા લાગ્યા. આવી ઉજ્વલ કારકીર્દીથી ખંભાતના દીવાન સાહેબે બહુ પ્રસન્ન થઈ ત્યાંના ખુદાવિંદ નવાબ સાહેબને હેડમાસ્તર સાહેબનો પગાર રૂ. ૨૦૦નો કરી આપવાની ભલામણ કરી જે નવાબ સાહેબે મંજુર કરવા મેહેરબાની કરી.

હરસુખરાય હેડમાસ્તર સાહેબ બહારનો સંસાર સુધારવાને જેવો પ્રયાસ કરતા હતા, તેવોજ પ્રયાસ પોતાના ગૃહસંસારને સુધારવાને કરતા હતાં. પણ તે કાર્ય પાર પાડવામાં તેમની પારમાર્થિક વૃત્તિઓમાંથી ઉદ્ભવેલી યોજનાઓ સફલ બની શકી નહિં. હિંદુ સમાજનો જુનો સડો, કચરો, અને મલીનતા, (જે કહો તે,) જીવનને એક યજ્ઞ તરીકે માનનાર હરસુખરાયની યોજનાઓને પોતાના ગૃહ સંસારમાં જરાપણ સ્થાન મળવા દેતો નહોતો. વૃદ્ધ માતુશ્રીને તથા પોતાની પત્નિને અનુકુળ પડતી યોજના પોતાની બ્હેન અને વિધવા ફોઈને પ્રતિકુળ પડતી; ફોઈને ગમતી વાત પોતાની પત્નિને રૂચતી નહિં; અને માતુશ્રીની ઇચ્છા મુજબ ઘડાયેલી યોજના કુટુંબનાં તડોનાં માણસો સ્વીકારી શકતાં નહિ. બધાં ઉપર કુટુંબના નેતા તરીકેનો અધિકાર વાપરી લાવવું ધાર્યું કરવું એ પશ્ચિમની કેળવણીના સંસ્કારને લીધે જુલમી થવા જેવું [illegible] ઉંચા સ્વરૂપે પોતે પોતાના પ્રત્યેક વ્યાવહારીક આચરણમાં સ્વાર્થ ત્યાગ બતાવી બીજાઓ [illegible] પના તરફના વર્તનમાં તેવોજ સ્વાર્થત્યાગ કરાવી પો-

તાનું જીવન સુખી કરવાની તેની મનોવૃત્તિ કદી પણ તૃપ્ત થઇ નહિં; તોપણ તે આશાવાદી હોવાથી નિરાશ થતા નહિં, અને બીજાને સુખી કરી બીજા પાસેથી સુખ મેળવવાની આશા હમેશા અંતઃકરણમાં અંકિત રાખતા હતા, તથા કદી કદી ગણગણતા કે "કંઈ લાખો-**નિરાશામાં અમર આશા છુપાઈ છે**" બહારની સમાજમાં, સભાઓમાં, મિત્રમંડળમાં, વિદ્યાર્થીઓના મંડળમાં, અને સન્નારીઓના સંમેલનમાં તેનાં ભાષણો, બોધવચનો, શીખામણો; પ્રોત્સાહક પુસ્તકવાચન અને અધ્યાત્મિક પ્રવચનો જેટલી ઉંચી અસર કરી શકયાં હતાં, તેટલી ઉંચી અસર પોતાના ઘરમાં કરી શકતાં નહિ. એથી તેનું મન વખતે વખતે દુખાતું અને કેટલીકવાર પોતાના કુટુંબના ઝાંખા ભવિષ્યના વિચારો તેના મનમાં ઘોળાઇને તેના આત્માની શાંતિનો ઘણા દિવસો લગી ભંગ થતો હતો. કારણ કે તેઓ માનતા હતા કે સદ્વિચાર અને સદાચાર ઉપરજ મનુષ્યોની સ્થૂળ સમૃદ્ધિનો આધાર રહેલો છે.

અષાડી એકાદશીની સાંજે હરસુખરાય હેડમાસ્તર સાહેબ હમેશ મુજબ ખંભાતના અમલદારોની સમાજમાં આનંદ લેવા ન જતાં પોતાના સ્વ. પિતાશ્રીના મિત્ર ધીરજરામ ભાઇ પાસે વાતો કરવાની ધારણાથી તેમની કચેરીમાં જવા નીકળ્યા. (ધીરજરામભાઇ ખંભાતની વસુલાત કચેરીના અવલ કારકુનનું કામ કરતા હતા. વસુલાત કચેરી ખંભાતના બંદરપર "ઇસ્ટ ઇંડીઆ" કંપનીએ નાંખેલી કોઠીના જુના મકાનમાં બેસે છે. મકાન બહુ મજબુત બાંધણીનું છે, અને ઉંચા ટેકરા પર આવેલું છે.)

આકાશ વાદળથી છવાયેલું હતું, રસ્તો કાદવ કીચડથી ભરપૂર હતો, રસ્તાપરનાં મકાનો પર પુષ્કળ વરસાદ વરસેલો હોવાથી સારો રંગ અને ચૂનો લગાડેલો હોવા છતાં તે મકાનો ઝાંખાં ભૂરાં દેખાતાં હતાં. હરસુખરાયનાં કાચનાં ચશ્માંપર વર્ષાઋતુની ભીની હવા લાગેલી હોવાથી તેને તે દિવસે રસ્તે મળતાં મનુષ્યો અને પ્રાણીઓ પણ મેલાં અને નિસ્તેજ ભાસતાં હતાં. તેમનું મન બહુ ઉંડા વિચારમાં ગરકાવ હતું. રસ્તે ચાલતાં ન્યાયમંદીરના સુંદર મકાનમાંથી સરન્યાયાધિશ સાહેબ હરસુખરાયને સામા મળ્યા, પોતાની સાથે પાછા ફરવાનું તેને કહ્યું, છતાં હરસુખરાયે તેમના તરફ કશું પણ લક્ષ ન આપતાં નમ્ર નમસ્કાર કરી આગળ ચાલ્યા. ધીરજરામભાઇની કચેરીના પત્થરનાં પગથીઆં ચઢી તપાસ કરતાં હરસુખરાયને જણાયું કે એકાદશી હોવાથી ધીરજરામભાઇ કચેરીમાંથી વ્હેલા ઘેર ગયા છે. પોતે તરત પાછા ન ફરતાં સમુદ્ર તરફ નજર નાંખી. ત્યાં તેને કંઇ મન ગમતો દેખાવ મળ્યો. ગયા બે દહાડા પુષ્કળ વરસાદ પડેલો હોવાથી મહી નદીની, રેલ ખંભાતના સમુદ્રમાં જોસ ભેર પોતાનું પાણી રેળી રહી હતી; અને પાણીનો ભરાવો એટલો બધો બહોળો અને પ્રચંડ હતો કે કોઠીની છેક નજીક સુધી પાણીની છોળો આવતી હતી. હરસુખરાયના ખળભળી રહેલા મનને અનુરૂપ થઇ પડે તેવો તે દેખાવ જોવા તે નીચે ઉતરી સીધા બંદર તરફ આવ્યા. જ્યાં પાણીનું મોટું વમળ થતું હતું અને જે જગ્યાએ ઘણાં આડાં જનાવરો અને હોડીઓ અથડાઇને પાછાં પૂર સાથે ઘસડાતાં હતાં તેવા ભાગપર આવેલા ઉંચા પત્થરના ખડક પર જઇ જળદેવનું અતુલ બળ નીરખતા હરસુખરાય ઉભા.

ઇન્દ્રિયો દમવાનુ શીખવનાર એકાદશી મત મનુષ્યના જુસ્સાઓને નુક્શ કરવા કરતા તિમન્કી બનાવતું હશે ? પોતાની ઇચ્છાથી ઉપવાસ કરનાર માણસો બીજાને પેંડાનો ફરાળ-

મળવાથી શા માટે ગીડાતા હશે ? બ્હેનની છોકરી અને છોકરાનો બચુ નાનાં બાળક હોવાથી ચોમાસાનાં દિવસોમાં ખાંડવાળા પેંડા ખાતાં માંદા પડે તેથી તેને પેંડા ન અપાય અને મનુ (પોતાનો પુત્ર) મોટો હોવાથી તેને પેંડા આપવામાં આવે, તેમાં છોકરાં અને બ્હેન તરફથી વૃદ્ધ માતુશ્રીને આવડો મોટો સંતાપ શા માટે થતો હશે ? ઘરમાં હમેશાં સારાં કપડાં લાવી આપતાં છતાં આજે બ્હેનને એકાદશી નિમિત્તે બે રૂપીઆની સાડી લાવી આપતાં મનુની મા ઘરમાં પેસતાંજ માથું કુટી મને શા માટે વધાવતી હશે ? મનુને રોજ ભણાવું અને એક દિવસ બચુને શીખવવા બેસતાં મનુની મા સાંખી ન શકે ? પોતે રાત આખી દીવો બાળી સુઇ રહે અને માતુશ્રીથી એક દહાડો પોતાની ઓરડીમાં દીવો આખી રાત ભૂલથી બળતો રહ્યો તેમાં કુટુંબનું સર્વસ્વ ધન હરાઇ ગયા જેટલો ઉત્પાત !—પ્રભો ! આ ઉત્પાત દૂર કરવા કેળવણીની જરૂર છે તે હું જાણું છું. હું કેળવણી આપવાની લાયકાત ધરાવું છું છતાં કેમ આપી શકતો નથી ? આવા ઉત્પાત હું સંસ્કારી જન દૂર ન કરી શકું તો બીજો કયાંથી કરી શકે ? બીજાઓને એ ઉત્પાત, ઉત્પાત લાગતા હશે ! જાજરૂ સાફ કરવાની કામગીરીને લીધે ટેવાઇ ગયેલાં માણસોને વિષ્ટાની ગંધ નજ આવે. સંસ્કાર વિનાના માણસોને તો આવાં ઉત્પાત ઉત્પાતજ નહિ લાગતા હોય ! મને તો તે બહુ ત્રાસ આપે છે; અને મારા જીવનમાં કદી શાંતિ નહિ આવે એવું કાનમાં ધડીએ ઘડીએ કહ્યા કરે છે. આ ચકડોળે ચડેલું પાણી તેમાં તણાતાં કાદવ લાકડાં હાડકાં અને કચરો કયાં શાંતિ ધરાવે છે ! તેને કદી શાંતિ મળશે ખરી ? અહો ! કેટલી બધી અશાંતિ ! કેવડું મોટું વમળ ! અહા ! જડ પત્થર સાથે કેવડી મોટી પછડાટો ! સંસારમાં પણ તેમજ છે ના, ત્યાં તો શાંતિ નથીજ. આ વમળ થોડા વખત પછી બન્ધ થશે. પત્થર સાથેની પછડાટો બન્ધ પડશે. લાકડાં હાડકાં કાદવ કચરો બધાં સમુદ્રમાંથી કોઇ કિનારે જશે; સમુદ્રને તળીએ જશે યા જનાવરોના પેટમાં જશે, અંને અંતે શાંતિ મેળવશે. હું કયારે શાંતિ મેળવીશ ? અરે આ મરેલું વાછરડું પણ શાંતિ મેળવશે ! હું તેની સાથે હોઉં તો ?……"

ભાવનગર શહેરમાં સૂર્યોદયનો સમય થતો હતો. મોટા વિશાળ રસ્તાપર આવેલી "બાર્ટન લાયબ્રેરી"ના મકાનમાં વર્તમાન પત્ર વાંચવાના વ્યાસંગીઓ એક પછી એક આવતા જતા હતા. વરસાદના પાણીથી રસ્તો ધોવાઇને સાફ બની ગયો હતો. નાગરસન્નારીઓ પોતાના પતિને ઘેરથી પિતાને ઘેર તે રસ્તાપર થઇને જતી હતી; અને દીવાનોનાં ભવ્ય પણ ખાલી પડેલાં મકાનોથી શોભતા માર્ગને વધારે શોભાવતી હતી. એજ રસ્તાપર ભાવનગર સંસ્થાનના પોલીસ કમીશનર સાહેબનું મકાન આવેલું હતું, જ્યાં કેટલાક પોલિસનાં સિપાઇઓ બંદર પરથી એક લાસને ગાડીમાં નાંખી લાવ્યા હતા. રસ્તે જતા માણસોને જેમ જેમ આ લાસ વિષે ખબર પડતી ગઇ તેમ તેમ માણસોની ઠઠ વધતી ગઇ. કમિશનર સાહેબ ચાહ પી બહાર આવ્યા. માણસોની ઠઠમાંથી એકબે સારાં દેખાતા માણસોને જમાદાર મારફત બોલાવ્યા અને બે ચાર માણસો "બાર્ટન લાયબ્રેરીમાં"થી બોલાવવામાં આવ્યા. તરતજ એ પંચની રૂબરૂ લાસની તપાસ કરી પંચ કેસ થવા લાગ્યો. લાસના કપડાંમાંથી કેટલાક કાગળો મળ્યા અને હાથની આંગળી પરથી એક મુદ્રિકા મળી. કાગળોમાં " હરસુખરાય નૌતમરાય દીવાન " એ નામ ધણી જગ્યાએ આવ્યું તે ઉપર, તથા તે ઉપરાંત ખંભાત હાઇસ્કુલના હેડ માસ્તરનું "પેટિટ ટા.

ઇમરેજન્સ" અને સુવર્ણમુદ્રિત પરના H. N. D. ના મોનોગ્રામ (સિક્કા) ઉપર પંચનું લક્ષ ખેંચવામાં આવ્યું, જે ઉપરથી ઠરાવવામાં આવ્યું કે આ લાસ હરસુખરાય નોનમરાય દીવાન ખંભાત હાઇસ્કુલના હેડમાસ્તરની છે. સમુદ્રમાં તેમનું બૂડવું શાથી થયું; તે વિષે ચોક્કસ અનુમાન થઇ શક્યું નહિ. તરતજ લાસને દરબારી ખરચે ઠેકાણે પાડી; મુડદા માલ પોલિસ કચેરીમાં રાખી ખંભાતના પોલિસ ખાતાપર તાર કરવામાં આવ્યો. Harmukhrai N. Divan, High School Head Master, found dead ashore (હાઇસ્કુલના હેડમાસ્તર હરસુખરાય એન: દીવાનની લાસ કિનારે મળી હતી).

ખંભાતમાં આજે ગંભગીની ફેલાઇ રહી છે; દરેક પોળમાં સ્વ. હેડમાસ્તરનાં વખાણું થાય છે; તેના મૃત્યુ માટે આંસુ ખેરાય છે. આવા મૃત્યુનાં અકલ્પિત કારણ શોધવા અનેકે કલ્પનાશક્તિ રોકાયેલી છે.

હરસુખરાયનું કુટુંબ બહુ દીલગીર હોયજ. માતુશ્રીને કરસુખરાયે મુંબઇ બોલાવી લીધાં. હરસુખરાયની ફોઇ પોતે જે કઇ થોડું ઘણું નાણું લુચ્ચાઇથી એકઠું કર્યું હતું તે લઇ પોતાના છોકરો સહિત તેના ભત્રિજા પાસે ભરૂચ રહેવા ગયાં અને બ્હેન કાશીને લઇ પોતાને સાસરે પતિ પાસે રહેવા ગયાં. હરસુખરાયની પત્નિ પોતાના બાળકો સહિત સુરતમાં સસરાના ઘરમાં રહેવા ગઇ; હરસુખરાયની વિદ્યાર્થી અવસ્થામાં કરેલું કરજ હજું ભરાયું નહોતું. વ્યાપારી તેની પત્નિ પાસે ઉઘરાણી કરવા લાગ્યો. છેવટે નાઇલાજે સુરતનું ઘર વેચી વ્યાપારીનું કરજ ભરવામાં આવ્યું. નિરાધાર બની છતાં તે બાઇએ પોતાનો હઠ છોડી નહિં, મુંબઇમાં દીયરને ત્યાં બોલાવ્યો છતાં ગઇ નહિં. માત્ર પોતાની દાગીનાની થોડી ઘણી મીલકતપર તથા હરસુખરાયની જીંદગીના વિમાના રૂપિયા બે હજાર મહા મુશ્કેલીથી મળ્યાં હતાં તે ઉપર ભરોસો રાખી તે બાઇ દિવસો કાઢવા લાગી.

— કલ્યાણરાય એન. જોશી.

( વડોદરા. )

# विद्याकला–वैद्कः

## "માતાઓને શીખામણ," અને ઇચ્છાનુસાર સંતતિ.*

( લેખકઃ—ન્હાનુ દેસાઈ. )

આસ્ટ્રિયન પોલંડની લેંબર્ગ યુનિવર્સિટીના પ્રોફેસર થિયોફિલસ કૈસલે માતાપિતાની ઇચ્છાનુસાર સંતતી ઉત્પન્ન થઇ શકે એવો પ્રયોગ પ્રસિદ્ધ કર્યો છે. પુરૂષ અગર સ્રીસંતતીજ નહિં, પરંતુ સંતતીના સ્વભાવાદિ ગુણ ધર્મ સુદ્ધાં માતા ત્હેની ગર્ભ અવસ્થામાં પોતાની ઇચ્છાનુસાર ઘડી શક્વાને સમર્થ છે.

* "મરજી મુજબ પુત્ર કે પુત્રી પેદા કરવાં અને તેઓમાં લાવવાના ગુણો." મરાઠી માસીક મનોરંજનના ફેબ્રુઆરી અને માર્ચ (૧૯૧૨) ના અંકોમાંના માતૃત્વાચી થોરવી એ લેખ ઉપરથી.

જન્મ આપનારી સ્ત્રીની હાલત અને હેના મનમાં પેદાના ખરાબ અથવા સારા વિચારની હેના ગર્ભમાંથી ઉત્પન્ન થનારી સંતતી પર સારી છાપ પાડી શકે છે. આ સિદ્ધતિનું અને હેના વિચારોનું આપણે અવસ્ય અનુકરણ કરવું જોઇએ. સારા દેખાવો, અને સારા વિચારો વિગેરે માતાની નજરે પાડવું જોઇયે, જેથી ઘણા ફાયદા થઇ શકે છે.

માનસિક અને શારીરિક સંપન્નતાથી જન્મ લઇ આપણી જીવિતયાત્રા સુખમાં ગાળવાનો દરેક બાળકને હક છે, અને આ હેતું આપણાપરનું કર્જ યોગ્ય રીતે ફેડવા બદલ પ્રત્યેક માતપિતાયે કાળજી રાખવી જોઇયે. આપણાં છોકરાંઓ સારાં હોવાં જોઇયે એવું જ્યહારે પ્રત્યેક મા બાપ ઇચ્છે છે ત્યહારે તે સારાં નિપજાવવા બદ્દલ યોગ્ય પ્રયત્નો કરવા જોઇયે. જન્મ આપનારાં માબાપ હ્રષ્ટપુષ્ટ તેમજ નિરોગી હોવાં જોઇયે. હેમને કોઇ પણ જાતનો રોગ હોવો જોઇયે નહિ, કારણકે આ વડિલોપાર્જીત સંપત્તિનો વારસો હેમનાં બાળકોને અવસ્યમેવ મળે છે. ભાવિ માતપિતા સુસ્વભાવવાળાં, સુવિચારી અને સારાં વર્તનવાળાં હોવાં જોઇયે. નહિતર હેમની અનિષ્ઠ પ્રકૃતિનાં પ્રતિબિંબો હેમની સંતતીપર પણ પડે છે. અને તેથી આ મનુષ્યદેહમાં સુખને બદલે દુઃખ અને ક્લેશ તેમને તેમજ તેમનાં સંતાનોને ભોગવવાં પડે છે.

ખરાબ માર્ગ તરફ વળેલા મન અને હેનાથી ઘડાતા કર્મનો વિકાસ સંતતીને લાગવો જોઇયે નહિ; તે માટે હેવા વિચારોને ઉત્પન્ન થવા દેવાજ જોઇએ નહિ. ભાઇચારાનું કાળસ ફ્હાડી, અને તેથીય વધારે ખરાબ, પેશ્વાઇસત્તામાં કુસંપ બીજ વાવી પોતાના હાથમાં રાજ્યની લગામ ધારણ કરવાની ખટપટ કરનારી **આનંદીબાઇની** દુષ્ટપાપવાસના, હેના પેટે જન્મ લેનારા બાજીરાવને લાગી; તેનો ઇતિહાસ ચોક્ખી સાક્ષી પૂરે છે. **આનંદીબાઇનાં** આ કારસ્થાન ચાલતાં હતાં તે વેળાયે **બાજીરાવ** ગર્ભવાસમાં હતો તેજ લક્ષમાં લેવાની મુખ્ય વાત છે. આ પરથી માતાના ખરાબ આચાર અને વિચાર સંતતીને કેવી રીતે લાગુ પડે છે, તે સ્પષ્ટ દિસે છે.

સંતતી પેદા કરવાને લાયક નહિ હોનારાં માતપિતાની સંતતિ અનિષ્ટ અને અયોગ્ય થાય છે. આથી દુષ્ટ સંતતી પેદા કરનાર માતપિતા માબાપ પદને યોગ્ય નથી. માતપિતાનું જોડું અનેક ગુણોથી ભરેલું હોવું જોઇએ, એટલે કે એકની બુદ્ધિ ચાલાક, ત્યહારે બીજાનું શરીર હ્રષ્ટપુષ્ટ, કિંવા પિતાનો સ્વભાવ જલદ ત્યહારે માતાનો નમ્ર હોવો જોઇએ. ગર્ભધારણ કેવળ પ્રસંગાનુસાર ન રહેવી જોઇએ. ભાવિ સંતતીના આયુષ્યક્રમ માટે કાયમનો વિચાર કરી પોતાની શારીરિક અને માનસિક સ્થીતિ સારી હોય તે વખતે તથા હેમણે સંતતીના આયુષ્યક્રમ માટેની કરેલી સ્થીતિનો વિચાર સંતોષકારક લાગે તે વખતે ગર્ભધારણ થવો જોઇયે.

આવી સ્થીતિમાં ગર્ભધારણ થયા પછી માતાને શીર જવાબદારીની શરૂઆત થાય છે. સંતતીને સારી નરસી બનાવવી તે હેના હાથમાં છે. ગર્ભપિંડની ગ્રાહકશક્તિ તીવ્ર હોય હેવે વખતે માતાએ પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇયે. ગર્ભવાસમાં ગ્રહણ કરેલા સંસ્કારો પર બાળકની ભાવિ જીવનયાત્રાનું ધોરણ બંધાય છે. બાળકોને નહિ મળી શકે હેવી કર્તૃત્વશક્તિ હેમનાં જન્મ સાથેજ આણવી જોઇએ; તેમજ યશસ્વી થવાનું સામર્થ્ય પણ લાવવું જોઇયે. ગર્ભપિંડની શારીરિક સ્થીતિ સારી કેવી રીતે રહી શકે તે આગળ પર જણાવ્યું છે.

બાળક બળવાન અને ચાલાક થવો જોઇએ, તે માટે માતાએ શ્વાસોશ્વાસ ક્રિયા, પાચન ક્રિયા, લોહી ફરવાની ક્રિયા, તથા પાચન શક્તિ, યોગ્ય કસરત મળે ત્હેવાં કામચપળતાથી કરી સારી રાખવી જોઇએ. આ ક્રિયા શુદ્ધ રાખવા તેમજ વધારવા માટે માતાયે પોતાના હાથ, પીઠ તેમજ પગના સ્નાયુઓને કસરત આપવી જોઇયે; તેમજ થાક ન લાગે ત્હેવી રીતે રોજ નિયમીત ખુલ્લી હવામાં ફરવું જોઇયે, કેમકે થાક લાગવાથી ગર્ભપિંડની ઉત્સાહશક્તિ કમી થાય છે. દિવસમાં બે ત્રણ વાર પ્રાણાયામની ક્રિયા કર્યાથી પણ ફેફસાંને કસરત મળે છે. [એટલે પ્રણાયામ એક નસકોરૂં દાબી બીજા નસકોરા વડે જેમ બને તેમ ધીમે ધીમે શ્વાસ લેવો. શ્વાસ લેતાં જેટલી વાર થઈ હોય તેટલી વાર શ્વાસને ઘુંટવો, અને પછી તેટલાજ સમયમાં ધીમે ધીમે બીજા નસકોરા વડે બ્હારક હાડવો.] આ શુદ્ધહવામાં છાતી કહાડી આનંદિત અંતઃકરણે કરવું જોઇએ. આ રીતે વ્યાયામ, અને પ્રાણાયામ હંમેશાં કર્યાથી ફેફસાં બળવાન થઇ માતા તેમજ બાળકની લોહી ફરવાની ક્રિયા સારી રહી શકે છે.

આપણા ગર્ભવાસી બાળકની પાચનશક્તિ ખરાબ ન થવી જોઇએ, માટે માતાએ પોતાની પાચનક્રિયા તરફ યોગ્ય કાળજી રાખવી જોઇએ. ક્ષણિક જાગ્રતિ આપનાર પરંતુ પરિણામે નુકશાન કારક પીણાં [દારૂ તેમજ, અમુક પ્રમાણમાં ચ્હા અને કોફી) પીવાં જોઇયે નહિ. સાદો અને પૌષ્ટિક એવો ખોરાક હંમેશાં લેવો. બધકોશથી ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, માટે માતાએ પોતાની મળશુદ્ધિની યોગ્ય કાળજી રાખવી જોઇએ. ઉપલી સર્વ પ્રકારની અને વિશેષમાં મળશુદ્ધિની યોગ્ય કાળજી લીધાથી ગર્ભપિંડની પાચનક્રિયા અને પાચનશક્તિ સારી રહી બાળક બળવાન અને ચાલાક નીપજશે ત્હેમાં કાંઇ સંશય નથી. શરીરસામર્થ્ય સિવાયનું જીવતર નકામું છે, માટે માતાયે પોતાના બાળકનું શરીરસામર્થ્ય વધારવા માટે પ્રથમથીજ મહેનત લેવી જોઇયે.

બાળકનો સ્વાભાવ પ્રેમાળ હોવો જોઇએ. આ સંસારયાત્રાનું વિકટપણું સુલભ અને સુખકર કરવાને સંપ અને મૈત્રિ સિવાય બીજું એક સાધન નથી. માટે મિત્રતા કરવાને માટે બાળકનો પ્રેમાળ સ્વભાવ હોવો જોઇએ. આ ગુણનો ગર્ભપિંડપર વિકાસ પાડવા માટે પોતાનામાં તે ગુણ આણવો જોઇયે. એકલસુરો સ્વભાવ ન રાખતાં પોતાની બ્હેનપણીઓમાં અને સમાજોમાં ત્હેણે ભળવું જોઇયે. ત્હેની કુટુંબ પ્રત્યે પ્રેમાળ વર્તણુક હોવી જોઇયે, અને આવી રીતે ભળવાથી છોકરાંમાં સંસારી વાતપર પ્રેમ બંધાય છે. સારાંશ બાળકનો પોતાના કુટુંબમાં સલાહ સંપ રાખવા માટે પ્રેમ થવો જોઇયે. માતાને પોતાના ગર્ભવાસી બાળક માટે માન હોવું જોઇયે, તેમજ ત્હેનાપર પ્રેમ અને વિશ્વાસ રાખવા પ્રયત્ન કરવો જોઇયે. ત્હેની મ્હોટી ઉમ્મરમાં ત્હેના સ્વચ્છંદીપણાપર ત્હમારો દાબ ચાલી શકશે નહિ; માટે ત્હેના જન્મ અગાઉ ત્હમેજ પ્રેમ રાખતાં શીખો,–કારણ, તે વખતે જે પ્રેમ ત્હમે બાલકપર બતાવશો–બલ્કે–દૃઢ કરશો, તેજ પ્રેમ ત્હમારા પ્રેમાકુળ બાલકમાં વૃદ્ધિ પામી ત્હમારી સંતતી તરફથી ત્હમને યથાયોગ્ય પાછો મળશે. નહિતર સંતતી એટલે એક જાતની આપત્તિ, એવી સમજુતીમાં જેને પેટે બાલકનો જન્મ થાય છે, તે પ્રેમને બદલે દ્વેષ તરફ વળી કુમાર્ગે જાય છે !

# आनन्दाश्रम.

## રતનડોસીની ધમકી.

સવસતી શરી અમદાવાદમાં ભાઈ સુદરીસુબોધવાળાને પોચે.—સીનીમારથી લખતંગ રતનડોસના આસરવાદ વાચવા. વારે સુદરીસુબોધ! તમને તો હવે સુ કરું, કે આટલે પચોતેર વરસે મારી ધપરી આખે ચસમા ચડાવીને ધુજતા હાથમાં કલમ લેવડાવી. પેલા તમારા બાયલા વહુઘેલા ધણીઓની આરતીઓ સાંભળી મારા પેટમાં એવુ તો થઈ આવ્યું, કે મારા સમ, જો તમે પાસ હોતા અથવા એ રાગડો તાણનારી જો મારી ચીબાવલી વહુ પાસ હોતે તો મારી લાકડી વતી વાંસોજ ભાગી નાખતે. પણ મુઆ કળજુગના કારસતાનજ એવા, કે કોઈ કોઈને પાસે રાખેજ સાનો! મારી લાકડી ઉલટી ઉંડા પરથી ભાગી ગઈ. પણ ભાઈ!—તમે તો હવે ખરે ખરો કળજુગ બેસાડો છે, ને અમારી જુની આખે રોજ રોજ નવા કૌતક દેખાડો છો. નપટાઈનો હવે તમારા સંસારમા પારજ રહ્યો નથી. બળ્યો હવેનો સંસાર! ધણીએ ધણીઆણીના તે વળી ગીત ગાવા સા? પેલુ કે છે જો પહસો મારો પરમેસરને બયરી મારો ગરૂ—તેના કરતા પણ હવેના છોકરાઓ તો ચડી ગયા, ને બયરીને પરમેસર સુ પણ તેના કરતા પણ કોઈ મોટો હોય તો તો બેસાડી આવે. ને હવેની છોકરીઓ તો—નામ લેતાએ ઉલટી થઈ આવે!—ધણીઓ એના ગીત ગાતાં લજવાય નહી, ને એને ધણીઓના ગીત ગાતાં લાજ નહી. ને આજે પરણે ને કાલે જુના થઈ જાય. અમારા વખતમાં તો ભાઈ કાંઈ એવુ નોતુ. મારા જીવનાજ સમ જો મોઢુ કેતી હોઉ તો. પણ પપણીને આર વરસ સુધી ધણીએ મારુ મોઢુ જોયુ હોયતો, કે મારુ બોલેલુ ધણીના દેખતા મારા મોડા પરથી કાઢયુ હોયતો, પણ—હવેની છોકરીઓ તો, બધા જાણે છે રતો! ત્યારે સુ કામ ઘપડે ઘડપણ લખવુ પડે!

બીજુ, ધણી પોતાની બયરીના દેખતાં એના વખાણ કરે ને, ને દેસદરોમા ગુણ ગાતા ફરે, એ તો, બા, આજના વખતમાં સાંભળુ. અમારા તો કોઈ દારો જુવાનીમાં સાસુ વખાણ કરે તો આંખમાંથી ટપટપ આંસુ પડે ને આંખો રાતી રાતી ને જીણી થઈ જાય ને ધણીની બરીને તો વખાણ કરતા જો જીભ ઉપડે ને તો—સાસુજી કડકા કરી નાખે એવા હતા! ને હવે તો બાયલાઓ બેરીને છડે ચોક વખાણતા લજવાતા નથી. ને એ સાભળનારીઓને આખમા સુ, ગાલપર કંકુ ઢોળાય છે. ગાલ પર ને આંખો તો મોટી હરણ જેવી થાય છે, ને કોઈને તો એમા કઈ નવુજ લાગતુ નથી. ને વળી કેછે સુ જો અમારા તો કાળજા એક ને ખોળીઆ જુદા, તે એમ કરીએ રતો!—બોત તારીની!

ને બીજુ, ધણીઆણીને તાવ આવયો જોઈએ, પછી જુઓ નાક વગરના ધણીનુ મોઢુ! અહીં દોડે ને તહિ દોડે. બરફ લાવે ને દાકતર લાવે. કુલાંગવાટર મુકે ને આખે રૂમાલ મુકે. અરે, પગ દાબતાએ સરમ નહી! મારી દેરાણી મરી ગઈ તારે ચાળીસ વરસની હતી, ને તીસ વરસ ભેગી રહી ને મારા દીયર 'વનમા'* હતા, પણ દેરાણીના ઓરડામા પગ મુકતાયે સરમ લાગે, ને રડવુ આવે તો બતાવે નહી, ને ઉલટા હસે. ને વળી હેત હોય પણ જો

* ૫૧ થી ૫૮ સુધીની ઉમરનો મનુષ્ય વનમાં પેઠેલો કહેવાય છે; અને તેનું કારણ તે વર્ષોને છેડે 'વન' આવે છે તે છે. જેમકે એકા—વન અઠા—વન, વગેરે.

નાના હોય તો, બીજા ઘરની વાતો થાય તો સાંભળી રહે ને ગઇ બૈરીને ખાટલાંના પાયાં બરોબર ગણે! હવેના તો લડવા ઉભો થાય, ને રડવા માંડે, ને નહી તો નાસી જાય ને ઘરની રાણી ગઈ એમ કે. ને છબીઓ ચીતરાવે ને એક ટેબલપર મુકે, ને એક ભીતે મડે, ને એકને લાકીટમા બીડે ને બે દાડા સુધી ખાવુ ભાવે નહી. ધન ધનરે તમારી અકલ!

બીજુ, ભાઇ, હવે આરતીઓ બનાવી, તારે મંદીર ચણીને થાપન કરો, તેટલુ રહે છે; ને પછી આરતી ઉતારો. કોણ જાણે મરી જઇસ તાર પેલા સુસ જોવાનુ બાકી રેસે. ઠાકોરજીના પદને બદલે બયરીના કીરતનની ચોપડીઓ વેચાતી હોય તો તો મારા લલુને માટે મોકલાવી આપજો, કે જોઉ તો ખરી તમારી ચતુરાઇની રોય. હાલે એજ. વધારે ઓછુ લખાઉ હોય તો માફ કરજો, પણ જો મારી વહુને બગાડી ને મારી સામે કે મારા લલુ સામે જો શણી થવા આવી, તો ખબરદાર—મારી લાકડીને તમારા બંનેનો વાસો તઇયાર રાખજો. મીતી જેઠ વદ ૨ ને રવેઉ સવત્ ૧૯૬૮.

( રતન ડોશીના નમૂનેદાર કાગળ ઉપરથી વંચાય એવું સાફ કરી છાપવા મોકલનાર )

—K. G. M.

---

# ગૃહધર્મ.

## હિન્દુ લગ્નની ભાવના.*

કોઇ પણ દેશની પ્રગતિ અને ઉત્કર્ષ ત્યાંની પ્રજાના વિચારમાં લગ્નના આદર્શ તથા ઉદ્દેશ શા છે અને તે ઉદ્દેશ તેઓ કેટલે સુધી જીંદગીમાં ઉતારી શકે છે તે પર આધાર રાખે છે. સ્ત્રી અને પુરૂષનો સંબંધ દુનિયાની ઉત્પત્તિ વેળાથીજ થયેલો છે અને ત્યાર પછી સંસારમાં રીતરિવાજો, સલાહ સંપ વિગેરે ઉદ્‌ભવ પામ્યાં છે. તેટલાં માટે લગ્નનો આશય ફેરવતી વખતે ઘણી સાવધાનતા, પુખ્ત વિચાર અને દીર્ઘદૃષ્ટિ રાખવા જોઇએ છીએ. પરંતુ વાસ્તવિકરીતે એ સાવધાનતા અને પુખ્તવિચાર તથા દીર્ઘદૃષ્ટિ રાખવાં તે તો ભાગ્યેજ બની શકે છે, કારણ કે લગ્ન એ અમુક અમુક વ્યક્તિનો સંબંધ છે અને તેથી ઉત્પન્ન થતાં સુખ દુઃખ એ અમુક અમુક વ્યક્તિને ભોગવવાં પડે છે.

કેટલીક વખતે સાહસિક અને અવિચારી સૂચનાઓ બહાર જણાઇ આવેલીજ હરકતોને દૂર કરવાને આગળ કરવામાં આવે છે અને કદાચ ત્હેમાંની એકાદ સૂચના એકદેશીય અથવા એકજાતીય વિઘ્ન નિવારવા માટે ક્રિયામાં મુકાય છે, તો ઘણે ભાગે લાંબા કાળ સુધી ઘણાં સંકટો વેઠવાં પડે છે અને તેમાં ખાસ કરીને જુવાન વર્ગ આવા વિચારોમાં ઝટ દોરવાઇ જાય છે. તેમનું ઉછળતું લોહી, સંસાર વ્યવહારનો બીન અનુભવ વિગેરે કારણો એકઠાં મળ્યાથી બહાર જણાયલી હરકતો દૂર કરવાને તેઓ ' સુધારા ' કરવામાં માથું મારે છે પણ તેઓ એમ નથી વિચાર કરતા કે આવા સુધારા, જે વિઘ્નોને દૂર કરે છે તેનાથી આવી પડતાં વધારે મ્હોટાં વિઘ્નો દૂર કરવાને તે સમર્થ થશે કે કેમ? સમાજ એ ઘણા પાસે પાસે જોડાયલા અવયવોની રચના છે અને કોઇક અગત્યનાં ભાગમાંનો ફેરફાર બીજા ભાગોને અસર કર્યા વગર રહેતો નથી. લગ્નના નિયમોમાં કોઇ પણ લાભદાયક અને ઉપયોગી ફેરફાર કરતી વખતે ઓહોળા અને પાકા અનુભવ, નિષ્પક્ષીય વિવેચક બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ અને શાંત સ્વભાવ ઘણાંજ

---

* હિન્દુ યુવાનોને અપાયલા એક ઉપદેશ ( ઇંગ્રેજી ) ઉપરથી..

જરૂરના છે. વગર વિચારે કરેલા ફેરફારોથી લગ્ન રૂપી પાયા ઉપર બંધાયલા અને તેને સીમેંજ જળવાયલા સંસાર રૂપી ઇમારતને નુકશાનકારક ધક્કો લાગે છે.

મ્હારાથી બનતે પ્રયત્ને હું તમને જણાવીશ કે લગ્નના ઉદ્દેશની છાપ સંસારના સુખ અને ઉન્નતિ પર, સામાન્ય ચાલ ચલગત પર અને સામાજીક વિકાસ પર, અને સાથે સાથે સુધારા સંબંધી આજ કાલના વિચારો છે તે પર, કેવી પડે છે; જેથી કરીને લગ્ન એ શું અને તેના પર કેટલી કેટલી બાબતો આધારભૂત છે તે તમને સારી રીતે સમજણ પડી શકશે. અને વારંવાર ચર્ચાતાં આ વિષય પર તમારે કેવા વિચારો બાંધવાના છે તે પણ તમને માલુમ પડી આવશે. કારણ કે અમુક વર્ષો પછી તમારે પણ આ પ્રશ્ન તરફ ઉતરવું પડશે અને તેનો નીવેડો આણવાને તમારો પોતાનો ભાગ પણ ભજવવો પડશે. હું ઇચ્છું છું કે તેનો ઉત્તર શોધી કાઢતી વેળાએ ઇશ્વર તમને એવી રીતે સહાય આપે કે જેથી હિંદનું શ્રેય થાય અને અવનતિ થતી અટકે.

પ્હેલાં આપણે સ્ત્રી પુરૂષનો અરસપરસ સંબંધ કેવો છે તે પર વિચાર કરીશું.

વિશાળ દૃષ્ટિએ જોતાં આપણને જણાય છે કે સ્ત્રી અને પુરૂષ તે માણસ જાતના અર્ધ ભાગ છે. ' અર્ધભાગ ' એ શબ્દથીજ તેમનો અન્યોન્યનો સંબંધ શો છે તે જણાઇ આવે છે. બન્ને વર્ગ કાંઇ સરખા નથી તેમ વિરોધી પણ નથી. ખરી રીતે તો તે એક બીજાની ખોટ—ન્યૂનતાઓ પૂરી પાડે તેવા છે. પાશ્ચાત્ય પ્રજાનું વલણ તેમને જીવનયુદ્ધમાં એક એકથી ચઢીઆતાં થવાનો યત્ન કરે, ધંધા રોજગારમાં અને આબરૂ હોદ્દામાં પ્રતિસ્પર્ધી થાય તેવાં બનાવવા તરફ છે. સ્ત્રીઓના હક પુરૂષોના કરતાં જૂદા હતા અને તે પર ઘણી ઘણી ચર્ચાઓ ક્રોધ અને તિરસ્કાર સાથે વાણી તેમજ લેખિની દ્વારા થાય છે, સ્ત્રી પુરૂષ ખરી રીતે એક બીજાનાં વિરોધી નથી કારણ કે એકની મદદ શિવાય બીજાની ઉન્નતિ થવી મુશ્કેલ છે. અક્ષરશઃ તેઓ અરસપરસની ન્યૂનતા પરિપૂરક છે અને સંયુક્ત થવાથી એકતા પામે છે. દરેક અર્ધ ભાગ અસંપૂર્ણ છે અને જ્યારે બન્ને એક એકની સાથે સંયુક્ત થાય છે ત્યારેજ એક અખંડ સ્વરૂપ બની રહે છે. આ એક નૈસર્ગિક સત્ય છે અને જે નૈસર્ગિક છે તે દિવ્ય પણ છે પરંતુ જે કુદરતના નિયમોથી વિરૂદ્ધ છે તે ઇશ્વરના નિયમોથી પણ વિરૂદ્ધજ છે અને પ્રથમથી જ તેનો નાશ સરજાયલો છે. આટલું તો ગમે તે માણસ ગમે તેવાં પ્રમાણોથી સાબીત કરી આપી શકે, કારણ કે કુદરત એ ઇશ્વરનો બહિર્ભાવ છે અને જે જે નિયમો પ્રકૃતિમાં રહેલા છે તે તે ઇશ્વરનાજ વિચાર અને મનોરથનું પરિણામ છે. વનસ્પતિઓમાં, પશુમાં તેમજ મનુષ્ય વર્ગમાં બન્ને જાતિઓ પરિપૂરક છે તેતો કુદરતીજ રચના છે અને આજ કુદરતનું સર્વગત સત્ય હિંદુ શાસ્ત્રમાં વર્ણવેલું છે; એજ હિંદુ લગ્નના આશયનો મૂળ પાયો છે, અને એજ સત્ય તેના સાહિત્યમાંથી જણાઇ આવતા વિચારોમાં સર્વત્ર પ્રસરી રહેલું છે. સૃષ્ટિની ઉત્પત્તિ વેળાએ બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા. એક ભાગ સ્ત્રી અને બીજો ભાગ પુરૂષ. દેવની સાથે દેવીને પણ બેસાડવામાં આવી છે. વાસ્તવિક રીતે એ સ્ત્રી અને પુરૂષ, એ દેવ અને દેવી એકજ છે. ભાગવતમાં પણ કહ્યું છે કે શક્તિ જ્યારે સંસાર તરફ ફરે છે ત્યારે માયા છે પરંતુ જ્યારે પોતાના સ્વામિ તરફ ફરે છે ત્યારે તો તે તદ્રૂપજ છે.

આ પ્રમાણે હિંદુધર્મમાં પુરૂષ અને સ્ત્રી પ્રથમથીજ, જૂદા જૂદા રૂપમાં છે છતાં એકજ છે અને આજ વિચાર તેમના લગ્નના આશયનો પાયો છે. કજીઆ કંકાસ એ અસં

અવીત અને સૃષ્ટિક્રમવિરૂદ્ધજ છે. કદી પણ ઇન્દ્રિયો અને મનને કબ્જેઓ થઇ શકે ? .

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દષ્ટિથી જોતાં જોકે સ્ત્રી પુરૂષ જૂદાં પડે છે પણ જ્યારે તેમની ભિન્નતાને એકત્ર કરીએ છીએ ત્યારે સમગ્રતા આવી રહે છે.

સ્ત્રીઓમાં બુદ્ધિ કરતાં પ્રેમ વધારે હોય છે ત્યારે પુરૂષોમાં પ્રેમ કરતાં બુદ્ધિ વધારે હોય છે. સ્ત્રી ચંચળ, તાત્કાલીક અને ગ્રાહક બુદ્ધિની હોય છે જ્યારે પુરૂષ સાવધાન અને વિચારપૂર્વક વર્તનારો હોય છે. જો આ ભેદને સરખાવીશું તો પુરૂષને સ્ત્રી ઉદ્ધત અને મનમોજી લાગશે. પણ બન્નેને એક યુગલ તરીકે એકઠાં કરો અને તરતજ તેઓ પરસ્પર સહાય કરનારાં લાગશે. સ્ત્રી સાહસિક વિચાર અને કર્મ કરતી અટકશે. પુરૂષને સ્ત્રીની બુદ્ધિમાં વધારે હોંશિયારી જણાઇ આવશે.

આટલા વાસ્તેજ, આપણે જો કોઇ પણ વિષયનું પૂરેપૂરી રીતે નિરીક્ષણ કરવું હોય, તો સ્ત્રી અને પુરૂષ બન્નેને એકઠાં ગણીનેજ કરવું જોઇએ. એકઠાં હોવાથી સમાનતા થાય છે. એકઠાં હોવાથીજ તેઓ બન્ને ન્યાયપૂર્વક વિચાર કરે છે અને આગમચેતીથી વર્તે છે. આવી એકની બીજાથી થતી પૂર્ણતાનો પ્રાચીનકાળના હિંદુઓએ અંગીકાર કરેલો છે. જો પતિ આચાર્ય હોય તો પત્નિ આચાર્યા હોય છે. કાંઇ પણ ધાર્મિક ક્રિયા કરતી વેળાએ પુરૂષની સાથે સ્ત્રી હોવી જોઇએ છીએ. બ્રહ્મચારી આવી ક્રિયાઓ કરી શકતો નથી કારણ કે જેમ રાજાને પ્રધાનની જરૂર છે તેમજ પુરૂષને સ્ત્રીની જરૂર છે. અગાઉ ઇજીપ્તમાં પણ એવો રિવાજ હતો; કોઈ પણ જાતનાં પવિત્ર ધાર્મિક કર્મો એકલા આચાર્યોથી કરી શકતાં નહિ. ત્યાં તો એથી પણ એક પગલું આગળ હતું. પુરૂષ કરતાં સ્ત્રી ત્યાં વધારે પવિત્ર ગણાતી અને ધાર્મિક અનુષ્ઠાનોમાં તો પતિ પત્નિ કરતાં ઉતરતા પદનો ગણાતો. કેટલાક ગૂઢ અનુષ્ઠાનોમાં તો સ્ત્રીઓની હાજરીની ખાસ જરૂર હતી. અને જો આચાર્ય પરણેલા નહોય તો કોઇક વૃદ્ધ સ્ત્રીને તેની સાથી બનાવવામાં આવતી.

પછીના વખતમાં સ્ત્રીઓને જૂદેજ પ્રકારે ગણવામાં આવી અને ખ્રીસ્તિ ધર્મ જોકે સ્ત્રીઓનો વધારે અપરાધી છે, છતાં પણ તે વખતના હિંદુઓ આ ગુન્હામાંથી મુક્ત થઇ શકશે નહિ.

તે સમયના કહેવાતા તપસ્વી પુરૂષો જેઓ પોતાનો હલકો સ્વભાવ છોડી શકયા નહતા અને અકાલે તપસ્વી બનીને બેઠા હતા તેમણે સ્ત્રીઓને ઘણાજ ભયંકર શત્રુ જેવી, અને પોતાના લક્ષ્ય તરફ પહોંચતાં રસ્તામાં પાથરેલી જાળ સરખી ગણવા માંડી. હિંદી અને ખ્રીસ્તિ બન્નેએ સ્ત્રીઓને વાસ્તે, પુરૂષને છેતરનાર, બ્રહ્મચર્ય અને વિરાગમાંથી મન હરણ કરનાર, રાક્ષસી, વગેરે અત્યંત નિંદ્ય ઉપનામ વાપર્યાં છે. આ વખતે એટલું સ્મૃતિમાં આણવું જોઇએ કે આ બાબતો જેમણે લખી છે તેઓ બધા પુરૂષો હતા અને પોતાના નીતિ બળની શિથિલતાને અને ઉચ્છૃંખલ વિકારોને દોષ દેવાને બદલે સ્ત્રીઓનો વાંક તેઓ કાઢતા હતા. જો સ્ત્રીઓએ પોતાના અનુભવની વાતો લખી હોત તો તેવાંજ ઉપનામો તેઓ પુરૂષોને લગાડત. યોગી થવાને ઇચ્છતો પુરૂષ સ્ત્રીમાં ઘણે ભાગે ઇન્દ્રિય ભોગનાં સાધન તજવા જેને એ માગતો હતો તેજ દેખતો હતો. તેવીજ રીતે યોગિની થવા ઇચ્છતી સ્ત્રી પુરૂષને પણ પોતાની યોગ પ્રાપ્તિમાં વિઘ્ન જેવો કેમ ન દેખે ?

ઉચ્ચ દૃષ્ટિથી જોતાં પ્હેલાં કહી ગયા તેમ સ્ત્રી એક સહાય સરખી મનાઇ છે, પણ અધમ દૃષ્ટિએ તે એક બંધનરૂપજ છે, એમ મનાયું હતું. —કાંચન.

# रमणीमणिमाला.

## પેશ્વાની સ્ત્રીઓ.

શ્રીમંત છત્રપતિ શિવાજી મહારાજે સંસ્થાપિત કરેલી હિંદુપાદપાદિની ગાદીપર છત્રપતિ શાહુ મહારાજ ઇ. સ. ૧૭૦૮ માં આરૂઢ થયા પછી સુમારે ૭ વર્ષે એટલે ઇ. સ. ૧૭૧૪ ની સાલમાં, શ્રીવર્ધનકર બાળાજી વિશ્વનાથ ભટને પેશ્વાઇનાં વસ્ત્ર મળ્યાં; તે પહેલાં નિમંલ પીંગળેના વંશજો તરફ પેશ્વાઇ હતી. ઇ. સ. ૧૭૧૪ થી ઇ. સ. ૧૮૧૮ સુધી બાળાજી વિશ્વનાથ ભટના કુટુંબમાં પેશ્વાઇ રહી. આ ભટ કુટુંબે એક શતક પર્યન્ત સર્વ મરાઠી રાજ્યનાં સૂત્ર સ્વસત્તાથી ચલાવ્યાં, એમ કહીશું તો તે અયોગ્ય ગણાશે નહિ. ઇ. સ. ૧૭૧૪ થી ઇ. સ. ૧ ૧૮ સુધીમાં પેશ્વાએ આખા હિન્દુસ્થાનમાં જે પરાક્રમ, જે કારસ્થાન, અને જે ઉથલ પાથલ કરી તે ઇતિહાસમાં પ્રસિદ્ધજ છે; તેનું વર્ણન કરવાની આવશ્યકતા નથી. આખા હિન્દુસ્થાનપર એક શતક સુધી પોતાની સત્તા ગજાવનાર અને પર રાજ્યોને કાળ સમાન લાગનારા એ કીર્તિમાન બ્રાહ્મણ કુટુંબમાંના પુરૂષ વર્ગનો ઇતિહાસ પ્રસિદ્ધ હોય તે સ્વભાવિક છે. પરંતુ એવા શોર્યવાન નર રત્નોને જન્મ આપનાર આ કુટુંબની રાજ્ય સ્ત્રીઓની આહિતી ઇતિહાસમાં વિસ્તૃત રીતે વર્ણવવામાં આવી નથી એ શોચનીય છે. સૂક્ષ્મ દૃષ્ટિથી સમાજ શાસ્ત્રનું નિરીક્ષણ કરવામાં આવે તો જગત્ પર આજ સુધીમાં જે મહાન પુરૂષો થઇ ગયા છે તેમના અંગમાં કેટલાક અદ્વિતીય ગુણ ઉત્પન્ન થવામાં તેમની માતા ઘણા અંશે કારણભૂત થયેલી હોવી જોઇએ એમ જણાઇ આવે છે. આવા અલૌકિક વીર કીંવા રાજપુત્રને જન્મ આપનાર માતાને વીરમાતા કિંવા રાજમાતા વગેરે આદર દર્શક વિશેષણ પ્રાપ્ત થયેલાં છે. આવી સ્ત્રીઓનાં ચારિત્રનું જેટલું વર્ણન કરવામાં આવે તેટલું થોડું છે. પ્રાચિન પુરાણ ગ્રંથોમાં જોતાં આવી મહાન સ્ત્રીઓની મહત્તાનું વિશેષ વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. મહાભારતમાં "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ( જ્યાં સ્ત્રીઓ સન્માન પામે છે, ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે. ) કહેલું છે. તુલસીદાસ જેવા ભગવદ્ભક્ત સાધુ પુરૂષે પણ એવાજ ઉદ્ગાર કાઢેલા છેઃ **नारी निंदा मत करो नारी नरकी खान ।** ( સ્ત્રીની નિન્દા કોઇએ કરવી જોઇએ નહિં; કારણ કે સ્ત્રીજ પુરૂષની જનેતા છે. )

આવાં મહાન નરરત્નોને જન્મ આપનારી ખાણ, રાજમાતા અથવા વીરમાતાનાં ચારિત્ર પાશ્ચાત્ય ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે. યૂરોપમાં નેપોલિયન બાદશાહની માતાનું ચારિત્ર વંદનીય અને પ્રીય માનવામાં આવે છે. આ દૃષ્ટિથી જોતાં પેશ્વાની સ્ત્રીઓનાં ચારિત્ર પ્રસિદ્ધ થવાની આવશ્યકતા છે. મોટા બાજીરાવ અને મોટા માધવરાવ જેવા અદ્વિતિય , જે માતાના ઉદરથી ઉત્પન્ન થયાં છે; તે માતાની યોગ્યતા ઇતિહાસમાં વર્ણન કરવા હોવીજ જોઇએ. પરંતુ તે દૃષ્ટિથી ઇતિહાસ હજુ સુધી લખાયો નથી; તથાપિ પેશ્વાની સ્ત્રીઓની ગુજરાતના સ્ત્રી વર્ગને ઓળખ આપવી, એવા હેતુથી આ લેખમાં તેમની ત્મક માહિતી આપવાની યોજના કરી છે.

પેં૦ ૭ રજબ. શ્રી ता. ૭ જુલાઇ ઇ. સ. ૧૯૪૧.

ચિરંજીવ રાજમાન્ય રાજેશ્રી નાનાને: રાધાબાઇના આશિર્વાદ. અષાડ વદ અમાવાસ્યાને સોમવાર સુધી અત્રે કુશલ. વિશેષ રાજેશ્રી ગોવિંદહરીના ઘેર ચમાર દાસી જણાઇ આવી. આ સંબંધીની હકીકત રાજેશ્રી અંતાબાએ તમને કાલ રોજે લખી જણાવી છે તે ઉપરથી સવિસ્તર જણાઇ આવશે. તેમના ઘરનાં છૈયાં છોકરાંને ઉપવાસ કરવા પડ્યા. બ્રાહ્મણ અને પંડિતોને બોલાવતાં તે આવતા નહિ; તેથી અમે અત્રે રાજેશ્રી અંતાજીપંત જીવાજીપંતને ઘેર જઇ (જેટલા) બ્રાહ્મણ, મોટા મોટા પંડીત અને વેદવેત્તાઓને એકઠા કરી બાળભટ પાસેથી પ્રાયશ્ચિત અપાવવાનો નિશ્ચય કર્યો. આમાં કેટલાએક બ્રાહ્મણોએ જીદ પકડી કે પ્રાયશ્ચિત આપવા માટે પ્રભુની આજ્ઞા થવી જોઇએ. અમે અને બ્રાહ્મણ લોકોએ તેને પ્રાયશ્ચિત આપવા આજ્ઞા કરી છે, અમે આજ્ઞા કરી તેજ પ્રભુની આજ્ઞા છે. બીજો અર્થ મનમાં ન લાવવો. આ ઉપરથી આજેજ પ્રાયશ્ચિત આપ્યું. ત્યાંના વિચાર પંડીતરાવને માલુમ પડયે છત્રપતિને ખોટું સમજાવાથી કંઇ ગોટાળો ન થાય તેથી, આ પત્ર તમને લખ્યો છે. તો આ હકીકત છત્રપતિના ધ્યાનમાં લાવશો. પંડિત રાવની સાથે જે બંદોબસ્ત કરવાનો હોય તે તમોજ કરશો. સૂચનાર્થે લખ્યું છે. વિશેષ, બ્રાહ્મણની યાદી અને પ્રાયશ્ચિત સંબંધીના સિદ્ધાંત અલાહીદા પત્રથી લખી જણાવ્યા છે તે ઉપરથી માલુમ પડશે. તમારી મરજીમાં આવે તો છત્રપતિના ધ્યાનમાં વાત લાવશો. તેમના અને પંડિત રાવના કાન ઉપર આ વાત લાવવાથી ચીકણું થવા જેવું હોય તો ન લાવવી. વિશેષ શું લખવું ? એજ આશિર્વાદ.

આ પત્ર લખનાર બાઇમાં નીતિધૈર્ય કેટલું હોવું જોઇએ તેની કલ્પના ચતુર વાચકો સહજમાં કરી શકશે. શુષ્ક બાબતોની સમજમાં માથાકુટ કરનાર લોકોએ રાધાબાઇના—એક અબલાના—નીતિધૈર્યનો ધડો લેવા જોગ છે !

રાધાબાઇ ઇ. સ. ૧૭૫૦માં કાશી યાત્રા ગયાં હતાં, તે વખતે કાશી, ગયા, પ્રયાગ, વગેરે સ્થળે જઇ ઉત્તર હિન્દુસ્થાનના સર્વ રાજ્ય કાર્યની માહિતી મેળવી લીધી. પેશ્વાના સર્વ અધિકારીઓ તરફથી તે રાજ્યકાર્યના બાતમી પત્ર મંગાવતાં હતાં. બુંદેલખંડના સુબેદાર ગોવિંદ પંત બુંદેલે લખેલા પત્ર ઉપરથી આ બાઇ દેશની અને દિલ્હીની ખબરો સમજી લેતાં, એમ જણાઇ આવે છે. * બાજીરાવ, ચિમાજી આપ્પા, નાના સાહેબ વગેરે સર્વને

* ગોવિંદપંત બુંદલેનો નીચેનો અસલ પત્ર જુઓ:

" શ્રીમંત માતુશ્રી બાઇ સાહેબની સેવામાં—

સેવક ગોવિંદ બલ્લાલના સાષ્ટાંગ દંડવત. વિનંતી-આશ્વિન શુક્લ ૩ સુધી આપની કૃપા દ્રષ્ટીથી સેવક તરફના સમાચાર યથાસ્થિત છે. વિશેષ આજ્ઞાપત્ર સાદર કર્યું. દેશ તથા દિલ્લી તરફના વર્તમાન લખવાની આજ્ઞા: તેથી પાદશાહ અને વજીર દિલ્હીથી બહાર નીકળ્યા. નજીક આવવું. બખેડો કરવો. એવો તેમનો મનસુબો હતો. આ સબબે અમે આગરીયા તરફ આવી વજીર સાથે સલાહ કરી. ... મટાડી પાછા ફરી ઇટાવા તરફ આવ્યા. અહિંનો બંદોબસ્ત કરી દેશ જઇશું. લશ્કર મોકલ્યું છે. ...રો. દાસીઓ પાછળથી રવાના કરીશું. શ્રીમંત સ્વામી પુનામાં છે. વારંવાર વર્તમાન આપને લખતો રહીશ. અહિંયા ફોજ સાથે ચિરંજીવ બાબાને રાખીને અમે દેશ જઇશું. સેવામાં અધિકાર કરસો. એવી વિનંતી છે.

અવેજની હુંડી મોકલી છે તે સેવામાં મલી હશે. એ વિજ્ઞાપના. "

રાધાબાઇનું ઉત્તમ શિક્ષણ મળી મદદ થઇ એમાં કંઇ શંકા જેવું નથીજ. આ બાઇ વૃદ્ધ થઇ તા ૨૦ માર્ચ ઇ. સ. ૧૭૫૩ ના રોજે મરણ પામ્યાં. એમની, ઉત્તરક્રિયાના કર્મમાં ૮૨૬૮ રૂપીઆ ખર્ચ થયો હતો. આ બાઇનું ચરિત્ર અતિશય મહત્વનું છે.

* * *

### કાસીબાઇ—બાજીરાવ બલ્લાળની સ્ત્રી.

આ કૃષ્ણરાવ મહાદેવ ઉચારકરની બહેન હતાં. આ બાઇ અતિશય સાદી, સુશીલ અને પતિ મરજી પ્રમાણે ચાલનારી હતી. બાજીરાવ પેશ્વાનુ ચિત્ત મસ્તાની ( નામની વારાંગના ) એ આકર્ષિ લીધેલું હોવાથી આ બાઇનું જીવન સુખમય પસાર થયાનું જણાતું નથી; પરંતુ એ મસ્તાની સાથે પણ સ્નેહથી વર્તતી હતી. આ ઉપરથી એની સહિષ્ણુતા વગેરે ગુણ સ્પષ્ટ દેખાઇ આવે છે. આથી અધિક માહિતી મળી શકતી નથી.

* * *

### અન્નપૂર્ણા—ચિમાજી આપાની સ્ત્રી.

ચિમાજી આપા ઉર્ફે ચિમણાજી બલ્લાળનાં બે વખત લગ્ન થયાં હતાં. પહેલી સ્ત્રી રમાબાઇ તા. ૩૧ અગષ્ટ ૧૭૩૯ ને દિને મરણ પામી. ત્યારબાદ બીજું લગ્ન થયું. આ અન્નપૂર્ણા બીજી વખતના લગ્નની સ્ત્રી હતી. આ લગ્ન તા. ૮ ડીસેંબર ૧૯૩૧ ના રોજ થયું હતું, અન્નપૂર્ણા બહુ ગરીબ અને પતિવ્રતા હતી. સદાશીવરાવ નામના પુત્રને આ બાઇએ જન્મ આપ્યો હતો. એ તા. ૨૪ ડીસેંબર ઇ. સ. ૧૯૪૧ ના રોજ ચિમણાજી આપાના શબ સાથે સતી થઇ. આથી વિશેષ માહિતી મળતી નથી.

જયન્ત.

---

## बालमित्र.

### એક બાલક રાજા.

ઘણાં બાલકોને રાક્ષસની, દેવદૂતોની, પરીઓની, વિગેરે વાર્તાઓ વાંચવાનો તથા સાંભળવાનો બહુ શોખ હોય છે, ત્યારે બીજાઓને અન્ય રમત ગમતમાં મઝા પડે છે. કેટલાંક બાલકોને બહાદુર સેનાપતિ, માસ્તર, રાજા વિગેરે થવાનું બહુ ગમે છે અને ઘણી બાલકીઓ રાણી, મહેતીજી વિગેરે થઇને ખેલ કરે છે. આવી રમતોમાં તેઓને બહુ મઝા પડે છે. આથી સેંકડો વર્ષ પહેલાંનાં બાલકોને પણ આવીજ રમતો રમવાનો શોખ હતો એ જાણી તમને નવાઇ નહિં લાગે અને આવાજ એક વીર બાલક વિષે લખવાનો આજ મ્હારો વિચાર છે.

ઘણાં વર્ષો ઉપર ઇરાન દેશના એક ન્હાના ગામમાં એક ન્હાનકડો બાલક રહેતો હતો. તેનો દાદો એક જાગીરદાર હતો. તેણે ધાર્યું કે હવે આ બાલક મોટો થવા આવ્યો છે. એટલે હવે તે જાગીરદાર થવા માગશે. એટલે તે નિર્દય દાદો તે બિચારા ન્હાના બાલકને જંગલમાં લઇ ગયો અને ત્યાં ક્રૂર જંગલી જાનવરોને શરણ મૂકી આવ્યો. પરંતુ દયાળુ પરમાત્માએ તે ન્હાનો સાઇરસ મરી જાય એમ ઇચ્છ્યું ન હતું.

એક દયાળુ ભરવાડણ પોતાના ખોવાયલા ઘેટાને શોધતી શોધતી જતી હતી, એટ-

સામે આ બાલક તેની નજરે પડયું અને તેને ઉંચકી લઇ પોતાને ઘેર લઇ ગયા.

જેમ જેમ સાઇરસ મોટો થતો ગયો તેમ તેમ તે તેની આસપાસના બાલ ગોઠીઆઓ કરતાં જુદો જણાતો હતો. આથી જ્યારે જ્યારે તેઓ "સિપાઇ, સિપાઇ" રમતાં ત્યારે સાઇરસજ તેમનો સરદાર થતો. વળી જ્યારે "રાજા, રાજા" રમતા ત્યારે તેજ તેમનો રાજા બનતો, અને સૌ તેની આજ્ઞાપાલક રૈયત થતાં.

એક દિવસે જ્યારે સાઇરસ રાજાનો ઢોંગ કરી રમતો હતો ત્યારે તે પોતાની રૈયતને લઇને જામફળની વાડીઓમાં ઉપડી ગયો. આ અવિચારી બાલકો કોઇક ગરીબ માણસની વાડીમાં પેઠા, અને દરેકથી લેવાય તેટલાં જામફળો તોડયાં, અને તે વાડીનો રખવાળ પકડે તે પહેલાં તો તેઓ નાશી ગયા. પરંતુ બીજેજ દિવસે સવારે તે વાડીનો રખવાળ તે બાલકોની નિશાળમાં આવ્યો અને તેમના મહેતાજીને ફરીઆદ કરી કહેવા લાગ્યો "સાહેબ, મ્હારી વાડીમાંથી કેટલાક છોકરાઓ જામફળ તોડી ગયા છે તો તેમને શિક્ષા કરી મ્હારાં જામફળ પાછાં અપાવો તો સારૂં."

એક પછી એક છોકરાઓને માસ્તર પાસે બોલાવવામાં આવ્યા પણ તેમાંના દરેકે કહ્યું કે "અમે તે વિષે કંઇ જાણતા નથી." છેવટે સાઇરસ આવ્યો અને માસ્તરે તેને પૂછ્યું, "અલ્યા, સાઇરસ ! તું કંઇ આ વિષે જાણે છે કે"? સાઇરસ ચેતી ગયો અને તેનું પ્રમાણિક હૃદય એકદમ બોલી ઉઠયું, "તે જામફળ મ્હેં તોડયાં છે અને ત્હેનો ગુન્હેગાર હું છું. શિક્ષા કરવી હોય તો મ્હને કરો કારણ કે હું તેમનો નાયક હતો. હું વાડીમાંથી છાનેમાને જામફળ તોડી લાવું પણ જુઠું તો નહિજ બોલું. આ બધી ભૂલ મ્હારી છે અને ચોરને યોગ્ય શિક્ષા ખમવા હું તૈયાર છું. હું તેમનો રાજા થયો હતો અને તેમનો જવાબદાર પણ હુંજ છું."

તેના આવા નિખાલસ અને બહાદુરીના શબ્દો સાંભળી માસ્તર અને રખવાળ બન્ને ચકિત થઇ ગયા અને તેને સાબાશી આપી.

આનું નામ તે નૈતિક બળ. ઘણી વખત બીજા છોકરાઓ જુદા પ્રકારનાં પરાક્રમ બતાવે છે પણ વડીલ અથવા ઉપરી આગળ છાતી ઠોકીને નિખાલસ જવાબ આપવાનો વખત આવે છે ત્યારે ડરી જઇ જૂઠું બોલે છે. તે કદાચ પોતાના મિત્ર માટે જીંદગી આપવા તૈયાર થાય પણ પરમેશ્વરની ખાતર પણ સાચી બનેલી હકીકત અથવા ગુન્હો કબુલ કરવા માટે આગળ આવવા હિમ્મત ધરશે નહિ.

પરંતુ સાઇરસ બન્ને બાબતમાં વિરલો હતો. બીજી વખતે જ્યારે સઘળાં બાલક "ગોઠીઆ, ગોઠીઆ" રમતા હતા ત્યારે તેમાંનો એક ન્હાનો બાલક એક ઉંડી, અંધારી ખોમાં પડી ગયો. સઘળા છોકરાઓ મસ્તી કરતા બંધ રહ્યા અને ભયથી વ્યાકુળ થઇ ગયા. તેઓને ખબર હતી કે ખોમાં છેક તળીએ એક વહેળીયું પૂર જોરથી વહેતું હતું. તે ગોઠીઆમાંનાં એકે એ તે અંધારી ખોમાં ઉતરી તેમના બાલમિત્રને બચાવવા હિમ્મત ધરી નહિ.

સાઇરસ બીજા બધાને આઘા ખસેડી આગળ આવ્યો. આ અકસ્માતની તેને બીલકુલ ખબર ન હતી, કારણ કે તે જરા આઘે રમતો હતો.

"શું છે ? એમ તે પોતાના બાલમિત્રોનાં ગભરાયલાં અને ચિંતાતુર મ્હોડાં જોઇ બોલી ઉઠયો.

જે બન્યું હતું તે સઘળું જલદીથી તેઓએ તેને કહ્યું. હવે એ ન્હાના બાળકને બચાવવાને કયો ઉત્તમ માર્ગ છે એમ વિચારતો તે થોડીવાર શાંત ઉભો રહ્યો. તે ખોની કીનારી ઉપરથી નીચે નજર કરતાં તેને માલુમ પડ્યું કે પોતાનો તે બાલક મિત્ર કેડ સુધી પાણીમાં એક ખડક ઉપરના ઘાસને ઝાલીને તરતો હતો. પાણી પૂર જોસમાં વહેતું હતું અને તે છોકરાની જીંદગી હવે થોડા વખતની હતી. એટલામાં બહાદુર **સાઇરસે** ઉપરથી બુમ પાડી, "થોડી વધારે વાર તે ઘાસને મજબૂત પકડી રાખજે, હું ત્હારી મદદે આવું છું." ત્યાર પછી **સાઇરસ** ખોમાં ટેકરાવાળી જમીન ઉપર પગ અને હાથ ટેકવી ટેકવીને ધીમે ધીમે ઉતર્યો. ત્યાં ગયો—અને તે બાલકને ત્હેણે મજબુત પકડ્યો.

જ્યારે તે બાલ-રાજાના મજબુત હાથથી તેને પકડવામાં આવ્યો હશે, અને "હિમ્મત રાખ. પેલા ગોડીઆઓ વધુ મદદ લાવે ત્યાં સુધી હું તને બચાવીશ" એવા વીર શબ્દો જ્યારે તેને કાને પડ્યા હશે ત્યારે તે ન્હાના બાલકના હૃદયમાં કેટલો આનંદ પ્રસર્યો હશે ? *

# વર્તમાન રંગ.

## અમારૂં ગયું વર્ષ.

**સચિત્રમાસિકઃ**—પરમ પ્રેમસ્વરૂપ શ્રી પ્રભુની દયાથી **સુન્દરીસુબોધ** પત્રનું દસમું વર્ષ શરૂ થયું છે. શહેનશાહી દરબાર અને આ **પત્રનો ૧૦૦ મો અંક** એ બંને મંગલ પ્રસંગો એકજ સમયે પ્રાપ્ત થવાથી, ગયા વર્ષમાં ૧૦૦ પૃષ્ઠનો, અનેક છબીઓ વાળો, **સચિત્ર ખાસ અંક** પ્રકટ કરવામાં આવ્યો હતો. ત્હેણે ઘણી લોકપ્રિયતા મેળવી હતી, એમ જણાવતાં આનન્દ થાય છે. **ખાસ** અંક પછીના આ **પત્રના** બધા અંકોને **સચિત્ર** કરવામાં આવ્યા હતા અને જો કે તે વ્યવસ્થા ફક્ત કામ ચલાઉ હતી, તોપણ અમારા વાંચક મંડળને પ્રિય થઇ પડવાથી હજુ પણ એક વર્ષ તે અજમાયશ લંબાવવાનું દુરસ્ત ધાર્યું છે. આવી ખર્ચાળ યોજનાઓને કાયમના સ્વરૂપમાં સ્વીકારતા પ્હેલાં આ પત્રની આર્થિક શક્તિ અને સ્થિતિ સુધરવી જોઇએ; જેનો આધાર અમારાં ગ્રાહક બ્હેનો અને બન્ધુઓની પ્રીતિ ઉપરજ રહે છે. **સુન્દરીસુબોધ** વધુમાં વધુ સંખ્યામાં વંચાય એમ ગોઠવણ થાય, તો જ આ અજમાયશી ગોઠવણને કાયમની તરીકે સ્વીકારતાં કાંઇ હરકત આવે તેમ નથી.

**ના. શહેનશાહનું આગમન અને રાજ્યરોહણ-તેથી લાભઃ**

ગત વર્ષમાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુની માનવન્ત પધરામણી આપણી પુરાણ પ્રસિદ્ધ ધર્મભૂમિમાં થઇ હતી; અને સ્વદેશી બન્ધુઓને તેથી વિવિધ પ્રકારના લાભ પણ થયા હતા. દુનિયાંના ઉન્નત લોકજીવનનાં રાજભક્તિ અને પ્રજા સેવા એ પ્રધાન સુચિન્હ છે, જે આ સમયે પ્રત્યક્ષ થયાં હતાં. શ્રીમાન્ રાજરાજેશ્વર જ્યોર્જ મહારાજે પ્રજા-કેલવણી માટે કરેલો પચાસ લાખ રૂપિયાનો વાર્ષિક ઉપહાર, બંગાલના અસંતુષ્ટ જનસમાજને સાન્ત્વન કરવા માટે તે પ્રાન્તના વિભાગોની કરેલી પુનર્વ્યવસ્થા, સમસ્ત લોક

* આ સાઇરસ ઇરાન અને ત્હેના આસપાસના મુલકોનો શહેનશાહ થયો હતો. તે હમેશાં સાચું બોલતો અને જૂઠાને પોતાનો દુશ્મન ગણતો.

# आनन्दाश्रम.

## રતનડોશીને સૌ. સરલાબ્હેનનો જવાબ.

( આ લેખની શરૂવાત માટે—સુન્દરીસુબોધના ચાલુ વર્ષના અંક ૧ તથા ૩ જોવા. )

રા. રા અધિપતિ, " સુંદરીસુબોધ, "

અમદાવાદ.

સાહેબ,—વિનંતિ કે, રતનમાની શીખામણ સૌ. બ્હેન સરલાને કાંઇ રૂચિકર લાગી હોય એમ દીસતું નથી. એમણે એક પત્ર રતનમાને પ્હોંચાડવા માટે મારા ઉપર મોકલી આપ્યો છે, જે રતનમાની રજાથી, એમના પ્રત્યુત્તર સુદ્ધાં આપની તરફ પ્રસિદ્ધ કરવા મોકલું છું.

લી. સેવક,—K.G.M.

૧

તા. — —૧૯૧૨.

પૂજ્ય ગં. સ્વ. માતુશ્રી સમાન રતનડોશીની સેવામાં,

મુ શ્રીનિમાર.

જત,—આપનો પત્ર " સુન્દરીસુબોધ " ઉપર મોકલેલો તે મેં વાંચ્યો છે. આપ વડીલ છો, એટલે જેમ આપને યોગ્ય લાગે તેમ કહેવાને મુખત્યાર છો અને આપની શીખામણ અમારે માથે છે. પણ એક બે શંકાઓ છે, તે આપને પુછવા રજા લઉં છું.

તમે લખો છો કે, અમારા બાયલા વહુઘેલા ધણીઓની આરતીઓ સાંભળી આપનો જીવ ગભરાઇ ગયો! હશે ફોઇ, હશે; અમારા ધણીઓએ માત્ર કાગળ ઉપરજ આરતી કરેલી, પણ મારા ફુવા વગેરેની જેમ હાથેથી કદી પૂજા (!) ન કરેલી, એટલે અમને એ વાતની સમજ ન પડે, તે બનવા જોગ છે. પણ ફોઇ, તમે અમારા ધણીઓનેજ બાયલા અને વહુઘેલા કહ્યા એ તો મને કાંઇ ઠીક લાગતુ નથી જુઓને, જડાવમામીના હિંમતભાઈ અને લાલભાઇ ક્યાં—જેને તમે નફ્ફટ કહો છો—તેવા છે—અને ક્યાં મોંઘીભાભી અને દીવાળીભાભીની આરતીઓ કરે છે—(-પૂજા તો કરે છે,—પણ તે તો તમને ચાલે! ), અને મોંઘીભાભી અને દીવાળીભાભી ક્યાં—તમારી "ચીબાવલી" વહુ જેવી ભણેલી ન હોવાથી—"છાકી ગયેલી " ની ઉપમા પામવાને યોગ્ય છે ? વળી ક્યારે આપણે હિંમતભાઇની હાજરીમાં દીવાળીભાભીનો ઘુમટો હાથથી ઓછો જોયો છે ?—તે છતાં જડાવમામી શું કહેતાં હતાં, તે તમને યાદ હશે. હિંમતભાઇ અને લાલભાઇમાં કેવો પહેલાં સંપ હતો ! અને પરણ્યા પછી બે વરસમાં એક બીજા જોડે બોલતાં પણ કેવા અચકાય છે ! અને છૂટા પડ્યા ત્યારે કેવો મોહોલ્લો ગજાવ્યો હતો ? અને ઘુમટામાથી પણ દીવાળીભાભીની શરમ કેવી નાઠી ગઇ હતી, અને કાન ફાટી જાય એવા શબ્દો સંભળાવતાં હતાં ?—હવે એ લડાઇનું કારણ તપાસશો તો શું હતું ? તમને યાદ તો હશે, પણ ફરીથી યાદ દેવડાવું છું.

એક દિવસ લાલભાઇએ, મોંઘીભાભી કરતા દીવાળીભાભીને એક છાયલ વધારે અપાવ્યું, તે ઉપરથી મોંઘીભાભી અને દીવાળીભાભીને તકરાર થઇ; તે વાત બન્નેએ પોતપોતાના ધણીને કરી ! પછી જમવા બેસે ત્યારે દીવાળીભાભી પીરસતાં હોય, ત્યારે મોંઘીભાભી

કોઇ પણ રીતે દીવાળીભાભી ભાણુંતર કરે છે એમ બતલાવવા મહેનત કરે, અને મોંઘીભાભી પીરસે ત્યારે દીવાળીભાભી કરે. એવી રીતે થતાં થતાં એકવાર હિંમતભાઇએ દિવાળીભાભી પર મીજાજ ખોયો એટલે લાલભાઇનો પણ મીજાજ હાથથી ગયો; અને પછી લાલભાઇ ને દીવાળીભાભી એક બાજુ પર, ને હિંમતભાઇ અને મોંઘીભાભી બીજી બાજુ પર !–જોઈલો, ગાળાગાળીની ગમ્મત ! લડાઇની ઝુંબેશમાં હિંમતભાઇ ભુલી ગયા કે એ અને લાલભાઇ એક માબાપના છોકરા છે, અને લાલભાઇ ભુલી ગયા કે હિંમતભાઇ એમના વડીલ છે; અને જડાવમામી ! જડાવમામી,–તો ચારે જણને ગાળો ! અરે, આશીર્વાદ–દેવાલાગ્યાં, ને તે એવા કે, જો એ ખરા પડે તો જુવાન જુવાન બંને છોકરાઓને ખોઇ બેસે ! તમે સમજ્યાં તો હશો; અને તો–એ શબ્દો જીભમાંથી કાઢતાં જીભ કપાઇ જાય એમ લાગે છે,–તો કાગળ ઉપર લખવાની તો હિમ્મત કેવી રીતે કરૂં, પણ તમને કાંઇ તેની નવાઇ છે ? અને મોંઘીભાભી ને દીવાળીભાભી તો છેક એક બીજાની સાત સાત પેઢીના પીત્રીઓને પણ તર્પણ આપવા ચાલ્યાં ! છેવટે નિર્ણય એ થયો કે લાલભાઇ "બૈરીના કહ્યાગરા" છે, ને હિંમતભાઇ "ભાભી પાય તેટલું પાણી પીએ છે," અને નિશ્ચય એ થયો કે જુદાં રહેવું.

ત્યારે, કોઇ, વહુઘેલા અને બાયલા તો હિંમતભાઇ અને લાલભાઈ પણ ખરા કેની ? –અને પોતાની ધણીયાણીનું ઉપરાણું તાણતી વખતે, ભાઇ સાથે લડવા ઉભા થયેલા ભાઇની જીભ ઉપડી, ત્યારે "જીભના કડકા કરી નાખે" એવાં સાસુજી પણ પાસે હનાંરતો ! પણ ક્યાં કોઇનું ચાલ્યું ?

ત્યારે, કોઇ, જો ધણીઓને વહુઘેલા થવાનું સર્જીત હશે તો હિંમતભાઇ જેવાએ થશે, ને તમારા ભણેલા ગણેલા ને હોંશીઆર લલ્લુ જેવા પણ થશે. તેમાં બીચારા ભણતરનો શું વાંક ? બાકી એટલું તો ખરૂં કે હિંમતભાઈ ને લાલભાઇ વહુઘેલા થયા, પણ મોંઘીભાભી ને દીવાળીભાભી વરઘેલાં તો ન થયાં !–અને જ્યારે તમારો લલ્લુ વહુઘેલો થયો ત્યારે સાથે સાથે શારદાભાભીને વરઘેલી ને સાસરા–ઘેલી પણ તે કરી શકયો છે.

બીજું, પુછવાનું તો ઘણુંએ છે, પણ એમને ચાહનો વખત થયો છે તેથી હવે કાલે કે પરમ દહાડે વાત. વધારે ઓછું લખાયું હોય તો માફ કરશો. પણ સીધે સીધું બોલવાની ટેવ છે, તે આપ જાણો છો.

લિ.—સૌ. સરલાનો પ્રણામ.

૨.

સૌ. બ્હેન સરલાને રતનમાનો પ્રત્યુત્તરઃ

(નોટ. ૧ઃ—નીચેનો પ્રત્યુત્તર રતનમાએ બીજાને પાસે બેસાડી લખાવેલો હોવાથી, રતનમાની ભાષાની શુદ્ધતા (!) અંદર આવી શકી નથી.)

સ્વસ્તી શ્રી —મહાશુભસ્થાને, સર્વે શુભ ઉપમા જોગ બ્હેન સરલીને પોંચે. લા. શ્રીનિમારથી કોઇ રતનકોરના આશીર્વાદ વાંચવા. બીજું, બેનને માલમ થાયે જે તારો કાગળ પોંચ્યો છે; વાંચી મળ્યા જેટલો આનંદ થયો છે. એવી રીતે હંમેશાં કાગળ લખ્યા કરજે, કારણ જે કાગળ પત્ર લખે માણસનું હેત વધે છે. ને આં બે બોલ શીખામણના લખ્યા છે તે સાકર જેવા ગણી લેજે. બીજું–તું મારી ઓમાવલી દીકરી તે હંમેશા ઓમાવલીજ રહેવાની! તારી લવારી જ્યારે ને ત્યારે ચાલુ હોય જ. પેલું કહે છે, જે "જાનમાં કોઇ જાણે નહીં,

ને હું વરતી મા!"—તેમ દુનીયાની કાંઇ સમજ તો પડે નહી, ને કહેશે જે હું તો બહુ ડાહી!"*પણ ગાંડીરે, તને કાંઇ લોકલાજનો વિચાર છે? તમારી સુધરેલીઓનું બહાર લોકમાં શું બોલાય છે, તે કોઇ દહાડો તમે સાંભળો છો? હીંમત ને લાલો ભલે ઘરમાં વહુરોના કહ્યાગરા થયા, પણ કોઇ દુનીયામાં એમની સામે આંગળી બતાવીને એમ કહી શકે કે, એ બાયલા ને વહુઘેલા છે? એ વહુરોને લીધે લઢયા વઢયા ખરા, પણ એમના પર દાબ પણ કેવો રાખે છે?–ને વખત આવે ચમચમાવી કાઢતાં પણ ચુકતા નથી! ને લોકમાં કાંઇ વહુરોના વખાણ કરતા તો નથી દોડતા? તેમ વહુરોને પોતાની સમોવડી તો નથી કરી બેસાડતા?–બીજું, બૈરૂં તે કોણ માત્ર, ભાયડાના પગની પાની બરોબર! તેને બદલે, મારા ભગવાન, કળજુગમાં તો થઇ બેઠી એ રાણી, અને પાય એટલું જ ધણી પીએ પાણી!–ને વહુ પર હાથ પણ ઉપડે શાનો? વહુનો વાંક થયો હોય તોપણ જાણે હાથ રહી જાય! ને કહેશે જે વહુ કાંઇ ગુલામડી ન કહેવાય કે નાનું બચ્ચું ન કહેવાય, કે વાંક થયો હોય તો ફટકાવીને સીધી કરીએ. પણ અક્કલના નમુનાઓને ખબર નથી જે, "બુધે જાર બાજરી, ને બુધે નાર પાધરી!" અમે શું મોટાં થયાં હઇશું, તે ધણીના હાથેનો માર ખાધા વગર થયાં હઇશું? અને અમે શું સુખી નહોતાં?–મન માન્યાં લૂગડાં કરાવતાં હતાં, ઘરેણાં ઘડાવતાં હતાં, લગનના લ્હાવા લેતાં હતાં, અઘરણીમાં જમતાં હતાં, ને મોસાળામાં ફરતાં હતાં; બીજું આપણે બૈરાંને શું સુખ જોઇએ? શું સરખાપણામાં સુખ આવી ગયું?–કાંઇ દુનીઆની રીત તો રાખતાં શીખ, બ્હેન! ને પછી બોલવા આવ. એમ તું બહુ ડાહલી છે, ને બોલકી છે, પણ મારી આગળ, ભલભલીઓ પાણી ભરે છે તો–તારૂં ગજું કેટલું? માટે જરા વિવેક વિચાર રાખ. બીજું બ્હેન, એકલું બહુ બોલેથી ડાહ્યા નથી થવાતું. મોટાને પગલે ચાલીએ, મોટાંના જેટલા અનુભવ મળે ત્યારે હોંશીઆર થવાય છે. સમજી, બ્હેન? બીજું—વળી, કાગળ લખતી રહેજે, ને પુછવું હોય તે ઠાવકાઇથી પુછજે. પણ બ્હેન, ચીબાવલાં થઇએ નહીં, ને ન્હાને મ્હોડે મોટા બોલ બોલીએ નહીં. શું કરૂં, તારા પરનું હેત ઓછું થતુંજ નથી, ને દીકરી રહી એટલે તારૂં લખેલું બધું મીઠું લાગે છે," પણ બીજું કોઇ હોય કે વહુવારૂ હોયને તો તો કરડીજ ખાઉં, એ તું જાણે છે? હાલ એજ. કાગળ લખજે.

બીજું,— તારા ધણીની યાદ માટે કાગળ તેં અધુરો રાખ્યો, એ ઠીક ન કર્યું. યાદ અડધી કલાક મોડી થતે તો શું બગડી જાય એમ હતું? એમ બહુ ભાયડાઓને છાપરે ચઢાવી મુકીએ નહીં. કાંઈ આપણે ભાયડાઓની ગુલામગીરી (!) તો નથી ઉપાડી?–ને તું પણ વરઘેલી દેખાય છે તો! હવે કાગળ અધુરો ન રાખતી, ને થોડી થોડી અક્કલ રાખજે. બીજું, "એમને માટે યાદ કરવાની છે", એમ મારે મોઢે કહેતાં તને શરમ પણ ન લાગી? –હશે, હવે એમ ના કરતી. મીતિ સંવત ૧૯૬૯ ના માગસર શુદ ૧૧ ને શુકરે.

( નોટ ૩.-આ પત્રમાં ઉત્તર જેવું શું સમાયલું છે, એ નું અમન્વય તો તે વાંક વાંચનારનો સમજવો, મારે કે રત્નમાનો નહીં!)

—K. G. M.

* નોટ ૨:—કહેવત અને વાતને શું સંબંધ છે તે મને પુછશો નહીં.—K. G. M.

# पत्रमंजूषा.

[ કાગળો અને લેખ મોકલનાર બ્હેનો તથા બન્ધુઓને વિનંતિ કે; તેઓમાંનાં કેટલાંક તરફથી અમને ચોકસ નામ ઠામ મળતાં નથી; તેથી ઘણી અગવડ પડે છે. માટે હવેથી કોઇ પણ લખાણ ઉપયોગી હશે તોપણ જો ત્હેના લખનારનું નામ તથા ઠેકાણું ત્હેની સાથે આપેલું નહિં હોય તો, તે પ્રકટ કરી શકાશે નહિં.

—તન્ત્રિ, સુ. સુ. ]

૧.

ત્રણ ગુજરાતી કહેવતો:—"ગુજરાતી કહેવતસંગ્રહ"નું પુસ્તક વાંચતાં ઉપસ્થિત થયેલી શંકાને રા. રા. દુબળે આ પત્રના ગયા વર્ષ (૧૯૧૨)ના એપ્રિલ-મે ના અંકમાં સ્થાન આપ્યું છે, જેના સમાધાનાર્થે નીચેનું લખવું પ્રાપ્ત થાય છે.

'ગુજરાતી કહેવતસંગ્રહ'માંની—(૧) "ડાહી સાસરે જાય ને ઘેલી શિખામણ દે," (૨) બલસારે કૃત ગુજરાતી-ઇન્ગ્રીશ ડિક્ષનેરીમાંની-"ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે," અને (૩) સામાન્ય જન સમુદાયમાં થોડા ઘણા અંશે બોલાતી—ડાહી સાસરે જાય ને ઘેલીને શિખામણ દે"—એ ત્રણે કહેવતોની અરસ્પરસ આલોચના કરતાં સહજ વિરોધ ભાસે છે, તેમજ ત્રણેમાંની કઇ કહેવત જન સમાજની પ્રકૃતિને સાનુકૂળ અર્થાત્ વધારે સત્ય અંશો વાળી હોઇ શકે તેનો નિર્ણય આપવાની ઉતાવળ કરવા પહેલાં કહેવતનું યથાર્થ સ્વરૂપ કેવું અને કયા તત્વોથી સંઘટિત હોવું જોઇએ, તેનો પ્રથમ વિચાર કરવો મને વિશેષ હિતપ્રદ લાગે છે.

જે વિચાર બુદ્ધિવાળાં સ્ત્રી પુરૂષોને ઘણા શ્રમે પણ જ્યારે નથી સમજાવી શકાતો, ત્યારે તેજ વિચાર સાધારણ સમજશક્તિવાળાં માણસોને પણ બહુ શ્રમ વિના જન સમાજના અનુભવના સારરૂપ કહેવત દ્વારા સચોટ સમજાવી શકાય છે. એ દરેકના સ્વાનુભવની વાત છે.

જન સમાજના ભિન્ન ભિન્ન દિશાના ભિન્ન ભિન્ન અનુભવ દ્વારા સિદ્ધાન્તરૂપે લોકપ્રિય થયેલ સત્ય તેજ કહેવત છે; જે ઉપરથી આપણે એક વિચાર ઉપર આવી શકીશું કે, કહેવત એટલે જન સમાજને અનુભવ દ્વારા સમજવામાં આવેલું સત્ય.

"ડાહી સાસરે જાય ને ઘેલી શિખામણ દે"—તે કહેવતને પ્રથમ આપણે વિચાર પૂર્વક તપાસીએ. સાંસારિક કે વ્યવહારિક પક્ષે ડાહી મનાએલી અને સાસરે જતી સ્ત્રીને શિખામણ રૂપે બે બોલ કહેવાની જરૂર પ્રાચિન અને અર્વાચીન પંડિતોએ સ્વિકારેલી છે. પણ તે શિખામણ ત્હેની સાથે સ્નેહ રાખતી ડાહી મનાયેલી સખી દ્વારા અથવા ત્હેનું લાલન પાલન કરતી માતા દ્વારાજ. નહિં કે ઉભય પક્ષે ઘેલી મનાયેલી 'ઘેલી' દ્વારા! આથી ઉપરોક્ત કહેવત સત્ય હોવાનું ભાગ્યેજ સ્વીકારી શકાશે.

બલસારે કૃત ગુ॰ ઈ॰ ડિક્ષનેરીમાંની "ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે" એ કહેવતને આપણે હવે તપાસીએ. આ કહેવતમાં ઘણું સત્ય લાગે છે. જેનો અનુભવ પણ સંસારમાં જુદી જુદી દિશાએ વિચરતાં સ્ત્રી પુરૂષો જુદે જુદે સ્વરૂપે હમેશાં કરી રહ્યાં છે. સંસાર પક્ષે ડાહી સ્ત્રીઓનો પ્રથમ અનુભવ માતા પિતા અને સ્વભાવને સાનુકૂળ સહચરી સાથ રહ્યાનો છે. મ્હોટી થતાં જ્ઞાન પણ વધે છે જેને લીધે તે સહજ સમજી શકે છે કે જીવન બીજાનીજ સેવા સારૂં સર્જાએલું છે, અને સ્વામીસેવામાંજ પોતાનું સર્વસ્વ હોમવાનું છે, પણ આ બધું જ્ઞાન અનુભવ વિનાનું એટલે અન્યના અનુભવદ્વારા સમજવામાં આવેલું માત્ર શબ્દજ્ઞાન છે.

સંસાર પક્ષે ડાહી સ્ત્રીને અનુભવ વિનાનું જ્ઞાન એટલે "સ્વામીજ સ્ત્રીઓનું સર્વસ્વ છે," એ જ્ઞાન સત્ય સિદ્ધાન્તરૂપે પોતાના મનમાં ઉપસ્થિત થએલું હોતું નથી. અને આવાંજ કારણોને

થઇ માતા પિતાના લાલન પાલનથી પૂર્ણ પ્રેમ અનુભવતી સ્ત્રી સાસરે જવાનો પ્રસંગ પડવે અનિચ્છા દર્શાવે, એ કોઇ પણ પ્રકારે હસી કહાડવાજેવું નથી; તેની સાથે એટલુ પણ સમજી રાખવાનું છે કે, ડાહી સ્ત્રી પોતાની આવી સ્થિતિ છતાં અન્ય ઘેલી સ્ત્રીને સાસરે જવાની વિદાયગીરી આપવાના પ્રસંગે સાસરે જવામાંજ ધર્મ રહેલો છે એ સમજ્યા અને સમજાવ્યા વિના રહી શકતી નથી. તેથી ઉપરોક્ત બલસારેકૃત ગુ૦-ઇં૦ ડિક્ષનેરીમાંની કહેવતનું સત્ય તેમજ ગૌરવ જન સમાજની દષ્ટિએ સમજી શકાય એ નિસંશય છે.

શુદ્ધ, સાદી અને સહેલાઈથી સમજી શકાય એવી, શબ્દાડંબરવાળી ભાષાથી રહિત, આ કહેવતથી અનુભવ વિના સાસરે જવાના પ્રસગે પોતે સંકોચાય અને તેમ છતાં પણ ઘેલીને સાસરે જવાના સમયે શિખામણ આપવા ડાહી નિડર બની પગભર રહે એ આશ્ચર્ય સાથે આનન્દ અને શાન્ત આપે છે. જેથી તેને કહેવતના યથાર્થ સ્વરૂપે ગણી શકાય એ નિર્વિવાદ છે.

જન સમુદાયમાં થોડા ઘણા અંશે બોલાતી "ડાહી સાસરે જાય ને ઘેલીને શિખામણ દે" એ કહેવતમાં વિચાર કરવા જેવું કશું નથી. કારણ કે "ડાહી સાસરે જાય ને ઘેલીને શિખામણ દે.' એટલે પોતે સુખી થવા જે કર્તવ્ય પ્રદેશ સ્વીકાર્યો છે, જેમાં સંસારસુખે પ્રાપ્ત કરવાની કુંચિઓ હસ્તગત થઈ છે, તે પાલન કરવા સહવાસમાં આવતી અન્ય સ્ત્રીઓને પ્રબોધે એ સ્વાભાવિકજ છે "જોયું તેવું કહેવું" એમાં નીતિનોજ માત્ર ઉપદેશ છે, જે સર્વે કોઇ સમજે છે.

(કરાંચી) શિવસુત.

૨.

ગુજરાતનાં માસિક પત્રોઃ રા. 'ભીક્ષુક' (વડોદરા) લખે છે કે, "અમારા મીત્રમંડળમાં કાલે રાતે આપના લોકપ્રીય પેપર (માસીક પત્ર) ના વધારા વીશે વાત થતાં એક તકરાર થઇ હતી. આપે લખ્યું છે કે, સુંદરી સુબોધ બીજા પેપર કરતાં સોંઘું છે આ વાત અમારા એક ભાઇને ખરી ન લાગી તેથી આજ અમે લાયબ્રેરીમાં ગયા અને ગુજરાતના દરેક જાણીતા આગેવાન પેપરની ફાઈલ જોઈ. આમ કરતાં અમારી બંનેની ખાત્રી થઇ કે સુંદરીસુબોધ ગુજરાતી પેપરોમાં સોંઘામાં સોંઘું પેપર છે આપના વાંચનારની જાણ માટે અમોએ તારવેલા આંકડા આ સાથે મોકલ્યા છેઃ

| | લવાજમ. | દર વર્ષે પાનાં. |
|---|---|---|
| વીવીધ ગ્રંથમાળા. | ૧-૮-૦ | ૭૫૦ |
| ચરીત્ર માળા. | ૨-૦-૦ | ૭૫૦ |
| વૈધકલ્પતરૂ. | ૧-૮-૦ | ૩૮૪ |
| બુદ્ધીપ્રકાશ | ૧-૮-૦ | ૩૮૪ |
| મહાકાળ. | ૨-૦-૦ | ૪૮૦ |
| ધનવંતરી. | ૨-૦-૦ | ૫૬૬ |
| સત્ય | ૨-૪-૦ | ૫૬૬ |
| સાહીત્ય. | ૨-૮-૦ | ૫૬૬ |
| વસંત. | ૨-૮-૦ | ૬૭૨ |
| શ્રી ભક્ત. | ૩-૦-૦ | ૫૫૦ |
| સુંદરી સુબોધ. | ૧-૪-૦ | ૪૪૮ (ખાસ અંકસાથે) |

સસ્તા સાહીત્ય કાર્યાલયની ચોપડીઓનાં ૧૫૦૦ પાના બીજા પેપરનાં ૭૫૦ બરાબર થાય છે. આમાંથી વૈદ્યકલ્પતરૂ, સત્ય, શ્રીભક્ત, અને સુંદરીસુબોધ દરવર્ષે એક ભેટનું પુસ્તક આપે છે. ચરીત્રમાળા, સુંદરી સુબોધ તથા શ્રી ભક્તમાં ચીત્રો આવે છે. વીવીધ ગ્રંથમાળાનાં પાનાં વધારે છે, (પણ તેના કાગળ ઘણા હલકા છે) તોપણ ભેટ સાથે સુંદરી સુબોધ તેની લગભગ આવે છે; અને ચિત્રો વધારામાં, શ્રીભક્ત કાગળે સારા અને ચીત્રો ઘણાં આપે છે, પણ લવાજમ ભારે છે તેના હીસાબે પાનાં ઓછાં છે

આ જોતા આપનું પેપર સુંદરી સુબોધ ઘણુંજ સોંઘું છે, એ વીશે બે મત નહીં રહે અને તેનો માસીક વધારો પણ ઘણો સસ્તો પડશે. ત્રણ રૂપીઆમાં તે જરા પણ મોઘું નથી એ દેખી

તું છે અને તેનું લવાજમ સાડાત્રણ રૂપીઆ રાખો તોપણ તે વધારે નથી, બલ્કે સોંઘું છે. આપને અમે આ કાર્યમાં ફતેહ ઈચ્છીએ છીએ."

—બન્ધુ, આપે શ્રમ લઇને આ આંકડાની તારવણી ફ્હાડી, તે માટે ઉપકાર. અમને આંકડાં મેળવ્યાં સિવાય પણ ખાત્રીજ હતી કે આ પત્ર ગુજરાતનાં બહુ સસ્તાં માસિકોમાંનું એક છે. પરન્તુ ત્હેની સાથે આપણે એમ પણ જાણવું જોઇએ કે, માત્ર પાનાં ભર્યેથી કોઈ પત્ર સારૂં થઈ શકતું નથી. ઉપર જણાવેલાં સઘળાં માસિકો ઘણું ઉત્તમ કામ કરી રહ્યાં છે અને ત્હેમને પગલે પગલે ચાલવાને રંક સુન્દરી સુબોધ પણ પ્રયાસ કરે છે, એટલું સામાન્ય રીતે મનાતું હોય તો તે આ પત્રને માટે પૂરતું છે. હવે પછી 'માસિક વધારા' થી સુન્દરી સુબોધની કર્તવ્ય મર્યાદા વધશે અને ત્હેની સેવા શક્તિમાં પણ વધારો થશે, એમ આશા છે. આપણે પૂર્ણશ્રદ્ધાથી કામ કરવું અને પરિણામ દયાળુ જગન્નિયન્તાની ઈચ્છા ઉપર રાખવું, એજ ખરો માર્ગ છે. સારાં કામ કદિ નિષ્ફળ થતાં નથી.

( પત્રોના ઉત્તર ) ૩.

બ્હેન નિ-(લીંબડી),—બ્હેન, અમે આપના વિચારને સંપૂર્ણ મળતા આવીએ છીએ. પાલીતાણાના જળપ્રલયમાં વિધવાશ્રમની જૈન સન્નારીઓએ, જે અપૂર્વ મનોબળ અને શ્રદ્ધા દર્શાવ્યાં છે, તે સર્વદા અનુકરણ કરવા જેવાં, સન્માનપાત્ર અને વંદનીય છે. કુદરતના કોપમાં પણ દયાળુ પ્રભુની જગતના શ્રેય અર્થે કોઈ મહાન ઈચ્છા પ્રવર્તે છે, એ કબૂલ છે, તથાપિ આપણે મનુષ્ય તરીકે આપણાં બાન્ધુ-ઓનાં દુઃખ દર્દમાં ભાગ લેવો અને ત્હેમની વિપત્તિઓ ઓછી કરી, ત્હેમને સાન્ત્વન આપવા પ્રયાસ કરવો, એ પણ આપણો સર્વનો સત્ય ધર્મ છે. આપનાં સ્વજન જે સત્કાર્ય અર્થે પાલીતાણે ગયાં છે, ત્હેમને અમારા તરફથી નમ્ર વિનતિ વિદિત કરશો કે, પાલીતાણા ઉપરાંત કુંડલા વગેરે સ્થળોમાં પણ રેલની આફતથી આપણાં બીજાં બાન્ધુઓ હેરાન છે, ત્હેમને પણ તેઓએ યથાશક્ત સહાય આપવી.

'X. Y. Z.' ( અમદાવાદ ), વગેરે-બન્ધુઓ, રા. દયારામ અને સૌ. ઉર્મિલા લગ્ન વિશે આપના તથા બીજા ગ્રાહકો તરફથી જે સખ્ત નાપસંદગી દર્શાવાઈ છે, ત્હેમાં આપ જાણો છો કે, સર્વ પ્રજા સમૂહો એક સરખો ભાગ લે છે. હવે એ લગ્ન તરફની નાપસંદગી માત્ર જાહેર કરવાથી કંઇ વિશેષ સત્ફળ નથી; પરન્તુ ત્હેનાં કારણો અને પરિણામ તરફ જોઇ, એવા દુઃખદ બનાવ ફરીથી બનવાનો સંભવ ઓછો થાય, તેમ આપણે વિચારવાનું છે. આ પત્રમાં આ વિષયનું સવિસ્તર અવલોકન હવે પછી આવશે.

આપ અમારા રા. રા. નરસિંહરાવ સાથેના સંબન્ધને લઇને અમે આ બાબતમાં મૌન રાખ્યું કે એમ માનો છો; પણ તેમ નથી. રા. નરસિંહરાવનાં કુસુમમાલા (અને હૃદયવીણા)નાં સુમધુર કાવ્યો એજ પ્રથમ અમને આપણા સુન્દર કાવ્ય પ્રદેશની અદ્ભુત ઝાંખી કરાવી હતી, અને તે હજી પણ હજારો ગુજરાતી બ્હેનો બન્ધુઓનાં હૃદયને પાવન, ઉન્નત કરે છે, એ અમારાથી ભૂલાતું નથી. પરન્તુ જાહેર ચર્ચાના-લોકહિતના સવાલોમાં વ્યક્તિની નહિં પણ સમાજની લાભ હાનિ તરફ આપણે જોવાનું છે; અને તેજ દૃષ્ટિથી આવા પ્રશ્નોના નિર્ણય આપણે વિચારવા જોઇએ. લોકલાગણી જ્યારે ઉશ્કેરાયલી, અને જનસમાજ ક્રોધ કિંવા દર્દથી પીડિત હોય છે, ત્હેવે સમયે સ્વાભાવિક ન્યાયવૃત્તિ પણ ડોલાયમાન થઇ જાય છે. તેથી આવા પ્રસંગોએ થતો નિર્ણયમાં વિલંબ સર્વદા હાનિકારક નહિં, પરંતુ ઘણીવાર હિતાવહ હોય છે.

સૌ. "જ્ઞાનમણિ" ( ધોળકા )—બ્હેન, આપની ઉપર જણાવેલા વિષયની ચર્ચા હવે પછી અનુકૂળતાએ પ્રકટ થશે.

( બીજા પત્રો વિશે આગળ ૩૫ર ) —તન્ત્રિ, સુ. સું.

# સુન્દરીસુબોધ--માસિક વધારા સહિત.

દરમહિને-૧૦૦ પાનાં *** વાર્ષિક-ફક્ત ત્રણ રૂપિયામાં !

( ગ્રાહકોને અગત્યની સૂચના )

*** **પ્રથમથી ગ્રાહક થનારને લાભ !** –'વધારા' સહિત-સુન્દરીસુબોધના પ્હેલેથી ગ્રાહક થનારને નીચે મુજબ ખાસ લાભ છે.–ગ્રાહકોની સંખ્યા પૂરતી નહિં થાય તો, પાછળથી ગ્રાહક થનાર પાસેથી વાર્ષિક લવાજમ સ્હાડાત્રણ અથવા ચાર લેવામાં આવશે ( અને એમ કરવાની અમને ફરજ પડશે એવી ધારતી છે ! ) *** પરન્તુ જેઓ 'વધારા' સહિતના સુન્દરીસુબોધના,-ત્હેનો પ્રથમ અંક બ્હાર પડે તે પ્હેલાં,–ગ્રાહક થયા હશે, તેઓ પાસેથી હમ્મેશાં ( ગ્રાહક તરીકે તેઓ ચાલુ રહેશે ત્યાં સુધી ) વાર્ષિક લવાજમ ફક્ત ત્રણ રૂપિયા જ ( હિન્દુસ્થાનની બ્હાર, પાંચ શિલિંગ ) લેવામાં આવશે.

*** માટે અમારાં ગ્રાહકો જેમને 'વધારા' સહિતના સુન્દરીસુબોધનાં ગ્રાહક થવાની ઇચ્છા-અનુકૂળતા હોય, ત્હેમને **હાલમાંજ નામ નોંધાવવા** અમારી આગ્રહપૂર્વક સલાહ છે.

૧. આ સપ્ટેમ્બર મહિનાથી, એટલે-સુન્દરીસુબોધ માસિક પત્રના અગિયારમા વર્ષની શરૂઆતથી,–આ પત્ર બે સ્વરૂપે (બે કદમાં ) દરમહિને પ્રકટ થશે.

૨. (અ) સુન્દરીસુબોધ માસિક હાલ પ્રકટ થાય છે, ત્હેવીજ રીતે દરમહિને ૩૨ પાનાનું અને એક બે ચિત્રોવાળું પ્રકટ થયાં કરશે ત્હેનું વાર્ષિક લવાજમ ફક્ત **સવા રૂપિયો** ટપાલ ખર્ચ સાથે, ( અને હિન્દુસ્થાનની બ્હારને માટે,-બે શિલિંગ અથવા દોઢ રૂપિયો ) હાલની પેઠેજ ચાલુ રહેશે.

(આ) માસિક વધારા સહિતનું-સુન્દરીસુબોધ (જેમા ઉપર જણાવેલા બત્રીસ પાનાંનો તથા ચિત્રોનો સમાવેશ થઇ જાય છે તે ) દર મહિને ૯૬ પાનાંનું વાચન પૂરું પાડશે. અને ત્હેનું વાર્ષિક લવાજમ, ટપાલ ખર્ચ સાથે,-ફક્ત ત્રણ રૂપિયા (તથા હિન્દુસ્થાનની બ્હારને માટે પાંચ શિલિંગ અથવા રૂ. ૩-૧૨-૦) લેવામાં આવશે. એટલે ફક્ત ત્રણ રૂપિયામાં લગભગ ૧૦૦ પાનાંનું સચિત્ર માસિક પત્ર ગ્રાહકોને મળી શકશે.

(ઈ) સ્રીલેખના મ્હોટા ઘણા ચિત્રો વાળા ખાસઅંક તથા ભેટના પુસ્તક અને આ પત્ર તરફથી મળતા બીજા લાભો ઉપર બનેનાં ગ્રાહકોને એક સરખો હક રહેશે

૩. દરેક વર્ષમાં સુન્દરીસુબોધને અંગે સ્રીલેખના ખાસઅંક ઉપરાંત બીજા બે ખાસઅંકો પણ પ્રકટ કરવામાં આવશે. દિવાળીના અરસામા **વાર્તાઓનો** અને જૂન-જુલાઇ લગભગમાં **બાલકો માટેનો** આ રીતે વર્ષમાં ત્રણ ખાસ અંક બ્હાર પડશે

'વધારા' શિવાયના સુન્દરી સુબોધના ગ્રાહકોને સ્રીલેખનો ખાસ અંક ૧૦૦ પાનાં

ના ચિત્રો વાળો જેમ હાલ મળે છે, તેમજ મળ્યા કરશે; અને બીજા ખાસ અંકોનાં દરેકનાં ૩૨ પાનાં મળશે.

માસિક વધારા સહિતના–સુન્દરીસુબોધના ગ્રાહકોને ઉપર જણાવેલા ખાસ અંકનાં ઓછામાં ઓછાં ૧૬૦ (૧૬૦ થી ૨૦૦ સુધી) પાનાં મળશે; તથા બાલકો માટેના અને વાર્તાઓના ખાસઅંકોનાં દરેકનાં ૬૦૭ પાનાં મળશે. ફક્ત મ્હોટા કદના પત્રના ગ્રાહકોને જ આ લાભ સ્વાભાવિક રીતે મળી શકશે.

૪. માસિક વધારામાં ચિત્રો દાખલ કરવાની યોજના રદ કરવામાં આવી નથી, પરન્તુ ફક્ત હાલને માટેજ તે મુલતવી રખાઇ છે. ગ્રાહકોની પુરતી સખ્યા થયેથી તે અમલમાં મૂકવામાં આવશે. આ અને બીજા અનેક સુધારા વધારા જે હાલની યોજનામાં કરવાના છે, તે પણ ધીમે ધીમે થઇ શકશે, એમ આશા છે.

૫. સુન્દરીસુબોધ તરફ પ્રીતિ અને મમતા રાખનાર, અનુકૂળતાવાળા દરેક ગ્રાહકને વિનતિ છે, કે ત્હેમણે મ્હોટા કદના સુન્દરીસુબોધના ગ્રાહક થવું. પોતાના અને પોતાનાં કુટુંબી જનના આનન્દ, સુખસન્તોષ અને ઉત્કર્ષ માટે દરમહિને ફક્ત ચારઆનાનું ખર્ચ ભારે નહિંજ પડે, એમ આ પત્રના સઘળા શુભેચ્છકોનું માનવું છે.

## 'માસિક વધારા'માં કેવા વિષયો આવશે?

'વધારા' નાં ૬૮ પાનાંના ચાર મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છેઃ–

**सरस्वती, फूलवाडी, वार्तालहरी, अने बालमित्र.**

ત્હેમાં નીચે પ્રમાણે વિષયો પ્રકટ થશે.

૧ 'સરસ્વતી' વિભાગમાં—૧. વર્તમાન દર્શન (ચાલુ ચર્ચા), ૨. કર્મક્ષેત્ર ચારિત્ર્ય અને ઉદ્યોગ (પોતાના પરાક્રમથી અથવા સદ્ગુણોથી સારાં કામ કર્યાં હશે ત્હેવાં સ્ત્રીપુરૂષોનાં જીવન અને વિચાર) ૩. સમાજ–સાહિત્ય–અને વિજ્ઞાન (વિવિધ મહત્વના, ઉપયોગી વિષયો ઉપર ખાસ લેખ), ૪. કાવ્યકુંજ, તથા ૫. ગૃહધર્મ–વિવિધવિહાર. [ ૧૬ થી ૨૦ પાનાં ]

૨ 'ફુલવાડી' વિભાગમાં—૧. માસિક ગ્રન્થદોહન અથવા સાહિત્ય શોધન (ઉત્તમ પુસ્તકો અથવા વિષયોનો સાર), ૨. સામયિક સમાલોચન (માસિક પત્રોમાં આવતાં લખાણોમાંથી વાંચવા–જાણવા લાયક વિષયો), ૩. સ્વાગત સદન (અભિપ્રાય માટે આવેલાં પુસ્તકોનું અવલોકન) ૪. પ્રવાસ મંજરી (યાત્રા અથવા મુસાફરીના અહેવાલ), તથા ૫ પુષ્પમાલિની (પત્રો અને પુસ્તકોમાં સારા વિષયોના ઉતારા.) [ ૧૬ થી ૨૦ પાનાં

૩ 'વાર્તાલહરી' વિભાગમાં—૧ ઉપન્યાસ (ચાલુ નવલકથા), ૨ કથા સરિત્ (સંપૂર્ણ વાર્તાઓ, ન્હાનાં નાટકો), ૩. આનન્દાશ્રમ (ગમ્મત, વિનોદના વિષયો), ૪. રંગભૂમિ (આપણાં અને વિદેશી નાટકોના સાર, નાટક મંડળીઓના ઇતિહાસ, વગેરે.) ૫ રત્ન કણિકા (સુબોધક વચનો, જાણવાલાયક ઉદ્ગાર, વગેરે.) [ ૧૬ થી ૨૦ પાનાં.

૪ 'બાલમિત્ર' વિભાગમાં.—૧. કાવ્યો, ૨ વાર્તાઓ, ૩ વિનોદ, ૪. કસરત, ૫ વિવિધ, વગેરે. [ ૬ થી ૧૦ પાનાં.

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા સાંકળચંદ હરિલાલે છાપ્યું નવા દરવાજા—અમદાવાદ

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું નવા દરવાજા-અમદાવાદ.

# સુન્દરી સુબોધ અને માસિક વધારો.

વાર્ષિક લવાજમ—ટપાલ ખર્ચ સહિત (૧) 'સુન્દરી સુબોધ-ફક્ત સવા રૂપિયો. (૨) વધારા સાથે સુન્દરી સુબોધ—ફક્ત ત્રણ રૂપિયા. ( હિન્દુસ્થાન બ્હાર—બે શિલિંગ અને પાંચ શિલિંગ. ) છુટક નકલના બે આના અને ૭ આના પડશે.

સુન્દરી સુબોધ પુસ્તક ૧૧: અંક ૧-(સપ્ટેંબર ૧૯૧૩.)-માસિક વધારો અંક ૧.

## विषय सूचन.

## सरस्वती।



## फूलवाडी।



## वार्तालहरी।



## बालमित्र।

## રા. ન્હાનાલાલ દલપતરામ કવિનાં પુસ્તકો:

૧. કેટલાંક કાવ્યો. ભાગ. ૧ લો.
છૂટાં-છૂટાં ન્હાનાં કાવ્યોનો સંગ્રહ. આઠ આના.

૨. વસન્તોત્સવ.
પુનરુજ્જીવન-નવજીવન વિશેનું એક લાંબુ કાવ્ય. આઠ આના.

૩. કેટલાંક કાવ્યો. ભાગ ૨ જો.
ન્હાનાં ન્હાનાં કાવ્યોનો બીજો સંગ્રહ. આઠ આના.

૪. ઇન્દુકુમાર લગ્ન. અંક ૧ લો.
એક ભાવપ્રધાન નાટકનો પ્રથમ અંક. બાર આના.

૫. શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષાન્તર.
સમશ્લોકી મૂળ સાથે, બાર આના, દોઢ રૂપિયો, ત્રણ રૂપિયા.
(ત્રણ જાદી જૂદી આવૃત્તિ-કાચું પૂઠું, છીંટનું પૂઠું, અને રેશમી પૂઠું.)

૬. ન્હાના ન્હાના રાસ.
પચાસ ગીત ગરબીઓ રાસડાઓનો સંગ્રહ-ચાર આના.

૭. "રાજરાજેન્દ્રને." કાવ્ય: સચિત્ર-એક રૂપિયો.
ચિત્ર વિનાની આવૃત્તિ-ચારઆના.

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું.

છપાય છે, નવેમ્બર-ડિસેમ્બરમાં પ્રસિદ્ધ થશે:

**જયા અને જયન્ત.**

એક ત્રિઅંકી સંપૂર્ણ નાટક.

સઘળા જાણીતા પુસ્તક વેચનારાઓ પાસેથી મળશે

**મુખ્ય એજન્ટ.**

જીવનલાલ અમરશી મહેતા,
સ્વામીનારાયણના મન્દિર પાસે, ધનાસૂથારની પોળ, અમદાવાદ.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમાં કહીએ તો.–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસઙ્ગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી......સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૧ મું.] ઈ. સ. ૧૯૧૩, સપ્ટેમ્બરઃ-ભાદ્રપદ, વિ. સં. ૧૯૬૯. [અંક ૧ લો.

## निवेदन.

૧. શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અંતરમાંઃ
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું
બન પ્રેરક, ચાલક, શાસક તું.*

૨. વ્હાલી બ્હેનો અને પ્રિય બન્ધુઓ!–સુન્દરીસુબોધ આજથી વધારે વિશાળાં કર્મક્ષેત્રમાં ઉતરે છે, વધારે કઠિન ધર્મધુરા ધારણ કરે છે. દસ વર્ષ સુધીની ત્હેની બાલ્યાવસ્થામાં ત્હમે ત્હેના તરફ અનન્ય પ્રીતિ મમતા રાખી છે, તે માટે અમે ત્હમારો ઉપકાર માનીએ છીએ. હિન્દુ, જૈન, પારસી, મુસલમાન અને ખ્રિસ્તી, સર્વ ધર્મોની બ્હેનો અને બન્ધુઓ આ પત્ર વાંચે છે; રાજદરબારોમાં, યુરોપિયન ગૃહસ્થોનાં મકાનોમાં, શ્રીમન્તો તથા વિદ્વાનોનાં કુટુમ્બોમાં, અને મ્હોટાં રાજ્યોનાં કેળવણી ખાતાંઓ દ્વારા ત્હેમની લાયબ્રેરીઓ તથા કન્યાશાળાઓમાં, આ પત્રને આવકાર મળ્યો છે અને મળતો જાય છે; તથા લોકસમૂહ તરફથી આપણા દેશમાં–તેમ દૂર દૂરનાં, દરિયાપારનાં સ્થાનોમાં પણ સુન્દરીસુબોધની માગણી નિરંતર વધતી જાય છે. આ સર્વને પ્રભુ કૃપાની પ્રસાદી રૂપ અમે ગણીએ છીએ. અમને સુજ્ઞાત છે કે, આ પત્રમાં અનેક ખામિઓ છે; તથાપિ આપ સઘળાં ત્હેને પોતાનાં બાલકની જેમ ગણી, ત્હેના દોષની ઉદાર દિલથી

* રા. બ. રમણભાઇ મ. નીલકંઠ–(કાવ્ય માધુર્ય.)

માગી આપતાં આવ્યાં છો, તે માટે પણ આપનો અન્તઃકરણપૂર્વક અમે આભાર માનીએ છીએ.

૩. સુન્દરીસુબોધ આજથી કદમાં **મ્હોટું** થાય છે, છતાં **મોંઘું** નહિં પડે એમ આશા છે. દર મહિને **૧૦૦** પાનાંનું પત્ર ( અને તે ઉપરાંત ખાસ અંક તથા ભેટ વગેરે લાભ, એ–)માટે ફક્ત **ચાર આના**નું માસિક ખર્ચ, એ ભારે પડતું ગણાવું જોઇએ નહિં. છતાં આપણા દેશકાળની ચાલુ સ્થિતિમાં તે પણ કોઇને મોંઘું પડે, એ સ્વાભાવિક છે. તો તે અમારાં પ્રિય ભાન્હુઓની અનુકૂળતા તરફની અમારી સંપૂર્ણ ફરજ પણ અમે સ્વીકારીએ છીએ; અને તેથીજ આ પત્રના ચાલુ કદ (તથા ચાલુ લવાજમ રૂ. ૧–૪–૦) માં ફેરફાર નહિં કરતાં, **માસિક**ને એ કદમાં પ્રકટ કરવાની વ્યવસ્થા કરી છે. આથી અમને શ્રદ્ધા છે કે ગ્રાહકોમાં કાંઇ પણ અસંતોષનું કારણ નહિં રહે.

૪. અમારા તરફ હમ્મેશાં ઘણા કાગળો આવે છે; ત્હેમાંના કેટલાકમાં ફરિયાદો પણ સ્વાભાવિક રીતે હોય છે. પરન્તુ ત્હેમાં આ **પત્ર** તરફનો **ત્હેનાં ગ્રાહકો**નો અપૂર્વ સ્નેહ તો નિરંતર પ્રત્યક્ષ થયાંજ કરે છે, એ અમારો નિત્યનો અનુભવ છે. 'વધારા'ની યોજના બાબતમાં પણ ઉત્તર આપતાં ઘણા ગ્રાહકોએ **સુન્દરીસુબોધ**ને માટે એટલા ઉંચા અભિપ્રાય આપ્યા છે કે, ત્હેના કરતાં વધારે સારા મત **પત્રો**ને મળવા ખરેખર મુશ્કેલ છે. આ અભિપ્રાયોમાં ત્હેની કર્તવ્યધુરા ધારણ કરનાર તરીકે અમારે માટે પણ જે અનેક શુભ વચનો કહેવામાં આવ્યાં છે, ત્હેના કોઈ પણ રીતે અમે ભાગ્યેજ અધિકારી હોઇ શકીએ, એમ અમે માનીએ છીએ; તથાપિ તે **બ્હેનો** અને **બન્ધુઓ**નો અમે ત્હેમની ઉદાર વૃત્તિને માટે ઉપકાર માનીએ છીએ.

અહિં એક માગી પણ અમારે માગવાની છે. ટપાલખાતામાં વારંવાર થતી ભૂલો વગેરેને પરિણામે, અને કેટલોક વખત અનિવાર્ય પ્રસંગોને લઇને આ **પત્ર**ની ઓફિસમાં થઇ ગયેલી અવ્યવસ્થાને લીધે, ગ્રાહકોને **પત્ર**, પુસ્તકો, તથા ત્હેમના કાગળોના જવાબ મળતાં વિલંબ થયો છે; તે માટે અમે દિલગીર છીએઃ છતાં દરેક માગણી તરફ ધ્યાન દઇ ત્હેમાં જણાવ્યા મુજબ, નહિં મળેલા અંકો અથવા ભેટ વગેરે વ્હેલાં મોડાં પણ મોકલવામાં તો આવ્યાં છેજ, એમ જણાવવા રજા લઇએ છીએ. અમે આશા રાખીએ છીએ કે, હવે **પત્ર** નિયમિત થયા પછી, આવી અવ્યવસ્થા ઓછી થાય એમ બની શકશે.

૫. સુન્દરીસુબોધમાં સ્ત્રીઓનાં લખાણને સત્કાર અને સન્માન મળે એ યોગ્યજ છે. આ **પત્ર**ના પ્હેલાં વર્ષોના એકાદ અંકમાં પણ સ્ત્રીલેખ આવે તો ત્હેના **સંપાદકમંડળ**ને બહુ આનન્દ થતો. અને હાલ દસ વર્ષને અંતરે ત્રણસો પાનાંના સ્ત્રીલેખ પ્રકાશન માટે ત્રણ મહિનામાં પ્રાપ્ત થઇ શકયા હતા, એવી વસ્તુસ્થિતિ થઇ છે. **લેખક બ્હેનો**ના સારા લેખને તો બનતે પ્રયાસે પ્રથમજ **પત્ર**માં અમે દાખલ કરીએ છીએ; છતાં સાધારણ લખાણ અથવા નવીન સ્ત્રીલેખકોના લેખને પણ ધીમે ધીમે સુધારીને પ્રસિદ્ધિયોગ્ય કરવા પ્રયત્ન ચાલુ રહે છે. તથાપિ ઘણી બ્હેનો ફરિયાદ કરે છે કે એમનાં લખાણ ત્વરાથી પ્રકટ થતાં નથી; અને ( ત્હેનાથી વિરુદ્ધ ) ઘણા વાચકો અસંતોષ જણાવે છે કે, 'હમે ગમે ત્હેવાં લખાણો સ્ત્રીઓનાં હોય માટેજ લો છો તેથી પત્રનું મહત્વ-ઉપયોગીતા ઘટે છે!'

આ બંનેના સમજવામાં થોડીક સમજફેર થાય છે. સુન્દરીસુબોધને લીધે ઘણી બ્હેનો એ વાંચવા લખવાનું શરૂ કર્યું, એવા કેટલાક પુરાવા અમારી પાસે છે; આથી એવી શુભ પ્રવૃત્તિ સંકુચિત કરવી એ અમને યોગ્ય લાગતું નથી. અને અમને મળતાં લેખક બ્હેનોનાં ઘણાં લખાણ અમે સુધાર્યા વિના પ્રકટ કરતા નથી; આથી તે લેખકોને પણ ક્યાં સુધરવા જેવું છે એ પ્રતીત થવા સંભવ છે. છતાં પત્રમાં કોઇકોઈ લેખો ઉતરતી પંક્તિના આવે એ સ્વાભાવિક છે. પરન્તુ આમ હમ્મેશાં થવા ન પામે, એટલા માટે તો સ્ત્રીલેખોને માટે ખાસ અંક જૂદોજ નિર્માણ કરવામાં આવ્યો છે. અને હવે માસિકનું કદ મ્હોટું થવાથી વિષયોની વિવિધતા અને ઉપયોગીતા તરફ વધારે લક્ષ આપી શકાશે; કે જેને લઇને આ પત્ર એક બે વર્ષમાં તો નહિં, પરન્તુ પાંચ દસ વર્ષમાં પણ ભગિનીભાષાઓનાં સન્માનિત માસિકોની સાથે સ્થાન લેવાની યોગ્યતા પ્રભુ કૃપાથી ધારણ કરતું થશે, એમ અમે પૂર્ણ શ્રદ્ધાથી માનીએ છીએ.

૬. ગતવર્ષમાં સુન્દરીસુબોધને અંગે ત્હેના વાંચનારને સહાય કરવા, ત્હેના ગ્રાહકોને ધર્મકાર્યમાં પ્રેરવા, તથા સમાજની યથાશક્તિ સેવા ઉઠાવવા એક મંડળી સ્થાપવામાં આવ્યું હતું. અમારા મનના સંકલ્પો અને હૃદયના ઉત્સાહના પ્રમાણમાં બીજી અનુકૂલતાઓ પૂરતી નહિં હોવાથી તે **સુન્દરી સુબોધ મંડળને** નામ અપાયા ઉપરાંત બીજું કાંઇ વધારે બની શક્યું નથી, એ અમારી શોકકથા છે. તથાપિ ત્હેના વિભાગોનાં ફન્ડો ધીમે ધીમે વધે છે; અને ચારે તરફથી મંડળના સભાસદ થવાની ઘણી માગણીઓ આવી છે, તે જોઇ આવી સંસ્થાની સંપૂર્ણ જરૂરિયાત સમજાય છે. અમે આશા રાખીએ છીએ કે, આ વર્ષમાં ત્હેની રચના વધારે વ્યવસ્થિત અને સુદૃઢ થશે.

૭. ચાલુ વર્ષમાં કોઇ કોઇવાર એક કાગળની બંને બાજુ ઉપર ચિત્રો આપવામાં આવ્યાં હતાં. આ માટે ઘણા ગ્રાહકોએ નાખુશી જણાવી હતી. તેઓની તરફથી એમજ માગણી થતી સમજાઇ હતી, કે 'ગમે તો ઓછાં ચિત્રો આપો પણ કાગળની એકજ બાજુપર તે આપો, કે જેથી તે અમને બીજા કામમાં પણ લાગે; કારણ કે તે ચિત્રો સુન્દર હોય છે.' અમે તો ગ્રાહકોને વધુ ચિત્રો પ્રાપ્ત થાય તે માટેજ, વધારે ખર્ચ કરીને, તે બંને બાજુ પર છપાવ્યાં હતાં, છતાં જ્યારે આ વાત ગ્રાહકોને પોતાનેજ અરુચિકર છે, તો હવેથી (ખાસ અંક શિવાય) કાગળની એકજ બાજુપર ચિત્ર આપવાનો નિયમ સ્વીકારવામાં આવશે. સુન્દરી સુબોધના ગ્રાહકોની સંખ્યા મ્હોટી છે, એ કબુલ છે; પણ ત્યારેજ ફક્ત સવા રૂપિયામાં આવું સચિત્ર પત્ર ( ખાસ અંક તથા ભેટના પુસ્તક સાથે ) ગ્રાહકોને આપી શકાય છે. અને ખરૂં જોતાં ગ્રાહકોની સંખ્યા હિંદુસ્થાનની બીજી ભાષાઓનાં લોકપ્રિય પત્રોના પ્રમાણમાં બહુ નજીવી છે. અત્યાર સુધીના અનુભવથી ગ્રાહકોએ જોયું હશે કે ગ્રાહકોની સંખ્યાના વધારાની સાથે સુન્દરીસુબોધ પણ આગળ વધે છે. હજી પણ જો દરેક ગ્રાહક પોતાના મિત્ર-સ્વજન મંડળમાં આ પત્રનો ફેલાવો કરે (જેમ કરવાને માટે ગયા વર્ષનો ખાસ અંક જ ત્હેમને બતાવવો બસ છે !) અને આ માસિકની ઑફિસમાં મળતાં પુસ્તકો ( જે લગભગ પડત કિંમતેજ આપવામાં આવે છે તે ) અનુકૂલતા મુજબ વેચાતાં લઇ ' સુન્દરી સુબોધ ' મન્દિરને સહાય કરશે, તો થોડાજ વખતમાં અમે જે કેટલાક મહત્વના ફેરફાર ચિત્રો વગેરેમાં ધાર્યા છે, તે દાખલ કરવામાં અમને સુગમતા થશે. ગ્રાહકો આ પત્રને જેટલી મદદ

કરશે, ત્હેના પ્રમાણમાં અમારા તરફથી યથાશક્તિ સુન્દરીસુબોધમાં પણ સુધારા વધારા દાખલ થયા વિના રહેશે નહિં, એમ અવશ્ય માનશો.

૮. 'માસિક વધારા' સાથેના મ્હોટા સુન્દરી સુબોધની યોજનામાં અમારે લવાજમ ઘટાડવું પડયું તથા ચિત્રો હાલને માટે મુલતવી રાખવાં પડયાં, એથી અમને સ્વાભાવિક રીતે દિલગીરી થઈ હતી; પરન્તુ અમે અમારા ગ્રાહકોની ઈચ્છાને વશ થઇ તેમ કીધું હતું. અને અમને જાણીને સન્તોષ થાય છે કે ઘણી બ્હેનો તથા બન્ધુઓને અમારૂં આ પગલું પસંદ પડયું છે.

પણ થોડાંએ ચિત્રો 'વધારા' વાળા વિભાગમાં જોઇએ, એમ અમને હજી આગ્રહ છે; જો કે અમે હાલ તો તેમ કરી શકીએ એમ નથીઃ કારણ કે પત્ર જેટલું સોંઘામાં સોંઘું અને મ્હોટામાં મ્હોટું કરી શકાય તેટલું અમે કરી ચૂકયા છીએ, અને તે એટલે સુધી કે, ત્હેના ગ્રાહકોની પૂરતી સંખ્યા ન થાય ( અને હજી ફક્ત અર્ધીજ થઈ છે !—જે ગૂજરાતી પ્રજાને માટે અમારા શુભેચ્છકો માન ભરેલું સમજે છેઃ પણ સુન્દરી સુબોધની તરફ ત્હેના ગ્રાહકોની જે અપૂર્વ મમતા છે, ત્હેને માટે અમે તેમ માની શકતા નથી.–) તો ત્હેનું ભારે ખર્ચ અમારે નાહક ઉઠાવવું પડે. આવી વસ્તુસ્થિતિમાં ચિત્રોનું વધારા પડતું ખર્ચ પણ હાલથીજ પત્રને માથે નાંખી ત્હેના ઉપરનો બોજો વધારવો, એ-અમારી ઘણી વૃત્તિ છતાં–અમે દુરસ્ત ધાર્યું નથી.

પરન્તુ આપ સર્વ ખાત્રીપૂર્વક માનજો કે, 'વધારા' વાળી યોજના આપની આ પત્ર તરફની પ્રીતિને લઇને સફળતા પામશે કે તુરત પ્હેલો પ્રયાસ ત્હેને પણ સચિત્ર કરવા તરફજ થશે. માટે અમારી નમ્ર વિનંતિ એ છે કે, અમારાં વ્હાલાં વાંચનાર પૈકી જેમને અનુકૂળતા હોય ત્હેમણે દરેકે મ્હોટા પત્રનાં ગ્રાહક થવું. ન્હાના ( ૩૨ પાનાંના ) માસિકના જ્યારે દર મહિને પોણાબે આના ખર્ચ પડે છે, ત્યારે મ્હોટા ( ૧૦૦ પાનાંના ) માસિકના ફક્ત ચાર આના પડે છે !–આ ફેરફાર ભાગ્યેજ કોઇને પણ ભારે પડતો લાગશે.

૯. સુન્દરીસુબોધના પ્રકાશક અને તન્ત્રિ તરીકે અમને વારંવાર જે જે જૂદા જૂદા અનુભવો મળે છે, તે અમને એકલાનેજ મળે છે, એવું અમારૂં કહેવું અથવા માનવું નથી. રંક સુન્દરી સુબોધ કરતાં બીજાં વધારે પ્રતિષ્ઠિત અને વયોવૃદ્ધ પત્રો આપણી ભાષામાં છે અને આવી હકીકત તે દરેક પત્રના અધિપતિના અનુભવની નિત્ય વાર્તા છે. તથાપિ સુન્દરી સુબોધ જેવું ન્હાનકડું માસિક પણ તેનાં ગ્રાહકોનાં હૃદયમાં સ્થાન મેળવવા લાગ્યું છે, એ બહુ સન્તોષ આપે છે. દૂર દૂરના દેશોમાંથી, સ્વદેશનાં ચોતરફનાં નગરોમાંથી, અને ગામો તથા ગામડાંમાંથી આવતા, સ્નેહ ભરેલ પત્રો અમને આનન્દ આપે, એ સ્વાભાવિક છે. પરન્તુ અહિં અમારે એકલી આનન્દકથા કહેવાની નથી; કારણકે હૃદયને ભેદી નાંખે એવી કરુણાજનક કહાણીઓ, જે આપણા ભારતને નશીબે આલેખાયલી છે, તે પણ અમારે સાંભળવી, નિહાળવી પડે છે; અને ત્હેને લઇનેજ અહિં લખવાનું અમને પ્રાપ્ત થાય છે.

કોઈ વાર અમને પત્ર મળે છે, કે "સૌ.—બાઇને નામે અમો તમારૂં પત્ર મંગાવતા હતા, પણ તે એ બાઇજ વાંચતાં. હાલ તેઓ મરણ પામ્યાં છે. માટે અમારે તે દિલગીરી સાથે બંધ કરવું પડે છે." બીજી તરફથી તેમને માટે જણાવવામાં આવે છે કે, "સૌ.—

બ્હેન વાંચનનાં શોખીન, ઉત્સાહી અને વિચારસિક હતાં. એમના જવાથી બંને ( પતિના અને પિતાનાં ) ઘરમાં ભારે ખોટ પડી છે.'–'બંને ઘરમાં' જ નહિં, પણ એવી 'ઉગતાંજ આથમતી' બ્હેનનાં મરણથી આખા દેશને હાનિ થઈ છે !

વારંવાર મળતા કાગળોમાં આવા કરુણ બનાવો ટુંકાણમાં પત્નીભક્ત પતિઓ અથવા ભગિનીવત્સલ બન્ધુઓની ધ્રૂજતી લેખિનીથી જણાવવામાં આવેલા હોય છે. "સૌ.–ને નામે આવતા સુન્દરીસુબોધનું સરનામું કાયમ રાખી, નીચે મુજબ ફેરફાર કરશો,–' સ્વર્ગસ્થ સૌ.–."–કેટલું હૃદયભેદક ? પત્ની અથવા ભગિનીને વ્હાલું થયેલું પત્ર બંધ કરવાની પતિ અને બન્ધુની વૃત્તિ ન થઇ. કેવી અનન્ય પ્રીતિ ? અમારો હિન્દુ સંસાર ભલે માટીનાં પૂતળાં પૂજતો હોય, પણ જ્યાં સુધી દિવ્ય પ્રેમનાં કિરણો માટીમાં થઇને પણ ત્હેનાં સ્ત્રીપુરુષનાં હૃદયને પાવન કરે છે ત્યાં સુધી ત્હેના ભવિષ્ય માટે નિઃસંશય પૂર્ણ આશા રૂહે છે. અને અમારી તે બ્હેનો !–અમારા સ્વાર્થને તો ત્હેમની ભારે ખોટ પડી છે; પરન્તુ અમારાં નિષ્ઠુર હૃદયોમાં અમારાં અર્થવાદી જીવનમાંથી તેઓ આટલું પ્રેમનું વહન પોતાના ઉચ્ચ ગુણો વડે કરાવી શક્યાં, એ શું ભારતનાં સ્ત્રીત્વને માટે ઓછું માન ભરેલું છે ?

આવા કરુણાત્મક છતાં ઉદ્બોધન દેતા અનેક પ્રસંગો અત્યારે અમારા સ્મરણમાં આવે છે; પરન્તુ વિસ્તારને ભયે અહિં આપી શકતા નથી. અમારા એક સાહિત્યપ્રેમી યુવાન બન્ધુને મૃત્યુશૈયા ઉપર પણ આ પત્રનું વિસ્મરણ થતું નથી અને ત્હેમની છેલ્લી શુભેચ્છાઓમાં સુન્દરીસુબોધમંડળના એક ફન્ડને સહાય કરવી એ છે ! ત્હેમના અવસાનના દુઃખદ સમાચાર અને આ ત્હેમની અનન્ય મમતા અમારાં પણ નયન ભીંજવ્યા વિના રહ્યાં નથી; તો એવા સ્નેહાળ યુવાનનું મરણ ત્હેમનાં સ્વજનને સ્વાભાવિક રીતે કેટલું બધું શોકભર્યું થઇ પડયું હશે, એ સહજ સમજાશે. દયાળુ પ્રભુ તે સર્વ પ્રેમાળ જીવનનાં અમર તત્વોને કલ્યાણ માર્ગે પ્રેરો !

૧૦. પ્રભો !–જેને દરેક ધર્મ અને દરેક પ્રજા જૂદા જૂદા નામથી અને જૂદા જૂદા ભાવથી ભજે છે; જેને હિન્દુ, આર્ય, જૈન, બૌદ્ધ, સિખ, બ્રાહ્મ, મુસલમાન, ખ્રિસ્તી અને યાહુદી વગેરે અનેક લોકવિભાગો જૂદી જૂદી રીતે પૂજે છે; જેને વિવિધ શાસ્ત્રો અને ભિન્ન ભિન્ન ધર્મગ્રન્થો જૂદી જૂદી માનતા સમર્પે છે; અને જેને સકળ પૃથ્વીનાં મનુષ્યો જૂદી જૂદી વિધિથી આર્ચે છેઃ તે તું,–એકજ, સર્વાન્તર્યામી, સર્વશક્તિમાન, દયાસ્વરૂપ, પ્રેમમૂર્તિ, નારાયણ, જે–હિન્દુ દેવમન્દિરમાં, જૈન દેવસ્થાનમાં, ઇસ્લામી મસ્જીદમાં, તથા ખ્રિસ્તી અને અન્ય ધર્મમાર્ગોનાં દેવાલયોમાં,–એક સરખો વ્યાપ્ત છતાં, આખા બ્રહ્માંડમાં અને અમારાં દીન, રંક હૃદયોમાં પણ વિરાજે છે; તે કરુણાસાગર, સ્નેહની મૂર્તિરૂપ પ્રભો ! તું અમને–ત્હારાં અન્ધ, અબલ, અજ્ઞાન બાલકોને શરણ લેઃ અમને સન્માર્ગે બતાવ, પરમ પ્રેમમય પિતા ! અમારા અનેક દોષ માફ કર; હૃદયની, બુદ્ધિની, અને વર્તનની ખામિઓ દૂર કર; અને અમને પાવન કર. ત્હારા નિર્મળ પ્રેમની જ્યોત હૃદયમાં પ્રકટાવ, પ્રભો !

૧૧. પ્રભો ! શિર નમ્યું. નમ્યુંજ ધરું સર્વદા, એટલી–
નિશુદ્ધ મતિ રાખજે; સકલ અન્ય એમાં હર્યું.*

* રા. રા. બળવંતરાય ક ઠાકોર. (કાવ્યમધુર.)

# काव्यकुंज.

## નવા વર્ષે શુભાશિષ.

—પ્રેમ—

( અનુષ્ટુપ ) " અભેદાનન્દને પામો ! સચ્ચિદાનન્દમાં વહો ! "
નવા વર્ષે શુભાશિષો મિત્ર મસ્તાન ઇચ્છતો.

( શિખરિણી ) નવી આશા ધારી, નવીન વરશે તું વિહરજે !
નવી આશામાંહી, હૃદયસરમાં તું ઉતરજે !
નવી આશા તુંને નવીન ફલદાતા નિવડશે !
નવી આશા ત્હારી, હૃદયકલી પૂરી ખિલવશે !

( માલિની ) અધિક અધિક સ્ફુરો ભાવનાઓ દયાની !
નવીન નવીન પ્રેરો પ્રેરણાઓ પ્રભુજી !
ત્વરિત ત્વરિત વાધો પ્રેમપન્થે, વિરાગી !
અકલિત ગતિ પામો, થાઓ વ્હાલાં સુભાગી !!

( અનુષ્ટુપ )" અભેદાનન્દને પામો ! સચ્ચિદાનન્દમાં રહો ! "
નવા વર્ષે શુભાશિષો મિત્ર મસ્તાન અર્પતો.

( સીતાપૂર ) —मस्तान.

---

## " વ્હાલાંઓનું હૃદય."

વ્હાલા હૃદયને દેખવું, ના અન્ય કાંઇએ દેખવું,
વ્હાલા હૃદયને પૂજવું, ના અન્ય કાંઇએ લેખવું:
વ્હાલા હૃદયને માણવું, ના દૂર એથી ભાગવું,
વ્હાલા હૃદય શું રાચવું, ના વ્હેમ આણી ત્યાગવું.

વ્હાલા હૃદયને રાખવું, પ્રીતે હૃદયમાં રાચવું,
વ્હાલા હૃદયને માટ, મ્હારા પ્રાણ પણ હું પાથરૂં;
વ્હાલા હૃદયને માટ, તન, મન, સર્વ મ્હારાં ઓળવું,
વ્હાલા હૃદયને માટ, વૈભવ વિશ્વના વ્હાલે તજું.

વ્હાલા હૃદયને વંદીયે, વ્હાલા હૃદયને ઝીલીએ,
વ્હાલા હૃદયનું વ્હાલ યાચી, વ્હાલ વ્હાલાં ચિન્તિયે;
વ્હાલા કરે—ના દેખવું, વ્હાલા વદે—ના સુણવું,
વ્હાલા હૃદયને દેખવું, ના અન્ય કાંઇએ લેખવું !

( ભાવનગર. ) સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી

## ભાઇ મ્હારો ક્યાં ગયો ?*

બોલાવજો મુજ ભ્રાતને, નવ એકલું રમવું ગમે;
કુસુમો વસંત તણાં ખીલે, ને ગાન કોકિલા કરે.
ક્હો ભાઈ મ્હારો ક્યાં ગયો ?
પતંગીયાં ઉડતાં ફરે, રવિ કિરણની પૂંઠે ભમે;
ના, ના, પતંગ ઘુમે, રમે, તે પકડવાં હાવે ગમે.
મમ ભ્રાતને બોલાવજો.
અહિં વૃક્ષ હેઠે રોપીયાં, જે બારમાસી તે ખીલ્યાં !
આ ફાળસી ફાલી નીચી, ફલ ભારથી કેવી નમી !
મમ ભ્રાતને બૂમ પાડજો.
નવ, બાલ સુકુમાર ! પ્હોંચે, બુમ ત્યાં; નહિં આવશે,
વસંત સુંદર વદન એ, નવ પૃથ્વીપર સ્મિત વેરશે.
તવ ભ્રાત તો સુખમાં ડુબ્યો.
આનંદભર જયવંત ટુંકું, જીવન એવું ગુલાબ શું;
જા, બાલ ! રમવું એકલું, ત્હારે લખ્યું, નિરૂપાય છું !
તુજ ભ્રાત તો સ્વર્ગે ગયો !
મેના નહિં આ બોલશે ? નહિં ફુલ બાગે ચૂંટશે ?
આવી વસંત વહી જશે, તોએ નહિં એ આવશે ?
બોલાવવું શું વ્યર્થ છે ?
સરિતા તટે ને કુંજમાં, રમવાં હવે પુરાં થયાં !
હા ! ભાઈ સાથે કુદતો, ત્યારે જશે નવ જાણતો,
હું મૂરખો લડતો હતો !

( શાંતિસદનઃ સુરત ) —વી. હ. મહેતા.

## ગુલાબ.

( વસન્તતિલકા. )

રે ! ઓ ગુલાબ મધુરા ! તુજ રૂપ ચારુ,
જોતાં થતા હૃદયમાં કંઈ ભાવ ઉંચા,
પાડે ચુંટી જન વિખુટું ત્હને તરૂથી,
તું બાપડું તરૂ વિના કરમાઈ જાતું,
દેતા કઠોર ભ્રમરા અતિ ડંખ તીવ્ર,
આપે પ્રીતિ થકી તું તો સુરભિ મધુરી,
સૌન્દર્ય ત્હારૂં નિરખી મન મોદ પામું,
સૌન્દર્ય, સ્વાર્પણ, ક્ષમા, ત્રણનો સુયોગ,
ને છે વળી ઉર સુકોમળ નમ્ર ત્હારૂં;
શું તું સમાન નહિં માનવ વૃન્દમાં કો ?
સૌન્દર્ય જોઇ, સુરભિ લઈ નાંખી દેતા,
આપે સુવાસ નહિં મૂકતું તું સ્વભાવ.
તોયે ન તું ઉરમહિં કદી રોષ આણે,
એ ઉચ્ચતા નવ વસે અમ ઉરમાં શું ?
લેઇ સુગન્ધી મધુરી ચિત શાન્ત થાતું;
દિઠો તુંમાં, નવ દિઠો અમ માનવોમાં.

(સુરત.) —બ્હેન લહરી.

* Child's First Grief નામના ઈંગ્રેજી કાવ્યનો અનુવાદ.

## અંતર્ સરિતા.

(તોટક) અમ અંતર પ્રીત રસે ભરીઆં,
અમ અંતર પ્રીત રસે ઝરતાં,
કદી પ્રીત ન નાથ ઉરે ધરતા,
પણ પ્રેમ–સરિત વહીજ જતી,
સરિતાજલ મિષ્ટ રૂડું વિમળું,
લવણે ભરીયું પણ લોભવતું,
અમ અંતર પ્રીત રસે રસીઅ
સરિતા સમ સાગરમાં ભળતાં.
અમ રંક પ્રતિ થઇ બેપરવા;
જઈ સાગર ભેટતી–ત્યાં ઠરતી.
નિજ નાથતણું લવણે ભરીયું,
પ્રણયી દીલડું જઈ ત્યાં ઠરતું.

( સુરત. ) —કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

## વિધવા બાલા.

(શાર્દૂલવિક્રીડિત) બાલે ! જ્હાજ તહારૂં મધ્ય દરિયે રે ! આજ ભાગી પડ્યું,
બાલે ! જીવન તારૂં આજ, અહહા ! નિરાવલંબી થયું;
રે ! રે ! વિશ્વ કટુ દ્રગે તુજ પ્રતિ જોશે હવે, બાલીકા !
લેખાશે તવ જીંદગી જગતમાં નિરૂપયોગી હવાં.

અંધારે ઝૂરવું અને સળગવું એ માત્ર તારે હવે,
જોવું, રોવું, સહેવું, મૃત્યુ સુધી, એ તારે નસીબે અરે !
રે ! રે ! કોઈ અહીં હવે જગતમાં, બાલે ! તહારૂં નહીં,
જોઇને તુજને ખરે જન સહુ નિઃશ્વાસ દે છે અહીં.

દેખી તાહરૂં દુઃખ ઉર મુજ આ, બાલે ! ઊઠે છે મૂઝી,
તો તારા મૃદુ ઉરમાં અહહહા ! થાતું હશે શું નહીં ?
રોશે તું પણ એ ગયો નવ હવે પાછો કદિયે ફરે,
કિંતુ જો સુખ કૈં મળે રૂદનથી, તો તો તું રો રો ભલે !

જાતાં પ્રેમનું પાત્ર, હા ! જગતમાં પ્રેમી ન ક્યારે રડયાં ?
ક્યારે અશ્રુ વહ્યા વિના હૃદયના સમ્બન્ધ સાચા તુટ્યા ?
બાલે ! રો પ્રિય ! તાહરા જિગરનો બોજો હઠે ત્યાં સુધી,
વ્હાલાના ગત પ્રેમને સ્મરી સ્મરી રો રો ભલે, બ્હેનડી !

બાલે ! દુઃખ થકી દુઃખી ઈતરની જાણી શકાયે ગતિ,
તું યે દુઃખ સહી, દુઃખી પ્રતિ દયાનો પાઠ લેજે શિખી;
દેવી સ્હાય પીડિતને નિજસમાં, બાલે ! હમેશાં ગણી,
સાચો એજ સુમાર્ગ છે જીવિતનો વૈધવ્ય પામ્યા પછી.

બાલે ! ઈષ્ટગતાત્મ શાન્તિ અરથે એ છે નિવાપાંજલી,
બાલે ! એજ રૂડો ખરે મૃતકના સંસ્કાર કેરો વિધિ;
બાલે ! પાર ભવાબ્ધિનો જન ખરે એથીજ પામી શકે,
ને એનાથીજ માનવી જીવન આ સાફલ્ય પામે જગે.

( સોજીત્રા. ) —મયંક.

# વાર્તાલહરી.

## દયાળુદેવી.

સમય રાત્રિના આઠેક વાગ્યાનો હતો. શિયાળાની કડકડતી ટાઢ વધતી જતી હતી. રસ્તાપર મનુષ્યોનો અવર જવર ઓછો થતો હતો. નાનાં બાળકો અને વૃદ્ધ જનો બારણાં બંધ કરી શગડી પાસે બેસી વાતોના તડાકા મારતાં હતાં. તેવામાં એક ભિખારણ, કેડે નાનું છોકરૂં બેસાડીને અને આંગળીએ પાંચેક વર્ષના છોકરાને વળગાડીને, દિલગીર ચ્હેરે એક નાની શેરીમાં ઘેર ઘેર ભટકતી હતી. તે ધીમે સાદે બોલતી હતી; " અમને કોઈ ખાવાનું આપો; અલ્લાહ તમારૂં ભલું કરે. " આખો દિવસ તે શહેરમાં શેરીએ શેરીએ ભટકી હતી પણ તેને કયાંઈથી ખાવાનું મળ્યું નહોતું. બાળક ધાવવા માટે માતાના સ્તનને મોઢામાં લેતું હતું પણ દૂધ નહિ મળવાથી રડતું હતું. છોકરાને પણ કડકડીને ભૂખ લાગી હતી અને બહુ ચાલવાથી થાકી ગએલો હતો; તેથી માતાને કહેતો હતો, "બા, બા, હવે મને તો ખૂબ ભૂખ લાગી છે; હવે નથી ચલાતું હોં. " માતા પણ ત્રણ દિવસની ભૂખી હતી અને તેની બધી શક્તિ વહી ગઇ હતી. પોતાનાં પ્યારાં બચ્ચાંઓની આ સ્થિતિ જોઇને તેની આંખોમાંથી આંસુ ખળખળાટ વહ્યાં જતાં હતાં. "અલ્લાહ, ખુદા, પરવર દેગાર! દયા કર, દયા કર !" એમ મનમાં બોલતી માતા શેરીમાંના ઘરોની બારીઓ તરફ નજર કરતી બચ્ચાંઓ માટે ભીખ માગતી હતી, પણ કોઈ પણ સ્થળેથી કાંઇયે નહિ મળવાથી વારંવાર નિરાશ થતી હતી.

એટલામાં મ્હેલા માળની બારીએ સ્વામીની વાટ જોતી ઉભેલી એક દયાળુ અબળા—ચંપાની દૃષ્ટિ તે દુઃખી જનોપર પડી. તેને દયા આવવાથી, રસોડામાં જઈ, રોટલો લઇ, દાદર ઉતરી અને ઓટલાપર આવી મીઠે સાદે ભિખારણને બોલાવી કહ્યું, " બ્હેન, બાપુ, આ રોટલો લે અને તારાં બચ્ચાંઓને ખવડાવ. " " અલ્લાહ, તમારૂં ભલું કરો, " એવાં ઉપકારનાં વચનો બોલી દુઃખી સ્ત્રીએ રોટલોલીધો અને છોકરાને ખાવા આપ્યો. ખુશી થતાં થતાં છોકરાએ થોડીજ વારમાંઆખો રોટલો પેટમાં મૂકી દીધો. પરંતુબાળકનું રડવુંચાલતું જ હતું. ચંપાનું ધ્યાન તે બાજુ ખેંચાયું. તેણીએ જોયું કે માતાના સ્તનમાંથી દૂધની સેર વહેતી નથી અને તેથી બાળક રડે છે. તરત દૂધ લેવા તે ઉપર ગઈ; પણ જતાં જતાં વિચાર આવ્યો કે 'આજે દૂધવાળી માત્ર અડધો શેર દૂધ આપી ગઈ છે, કારણ કે આ દુકાળના વખતમાં ઢોરોને પૂરતો ઘાસ ચારો મળતો નથી. અને તેથી દિવસે દિવસે ઢોરોની સંખ્યા ઓછી થતી જાય છે એમ તે બિચારી કહેતી હતી. હવે કેમ કરવું ? ઘર આગળઆવેલ નાના બાળકને ભૂખ્યું જવા દેવું ? શું તેમાં પ્રભુ રાજી થશે ? ના, ના. ત્યારે કેમ કરવું? મારા વ્હાલા પતિ માટે રાખેલા દૂધમાંથી તેને અડધો ભાગ આપું તો? હા બસ, તેમજ.' આ પ્રમાણે દૃઢ વિચાર કરી, પાશેર દૂધ લઇ, નીચે જઈ, બાળકને પાવા માટે આપ્યું. આથી બાળક પણ શાંત થયું અને દુઃખી અબળાએ અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો. દયાળુ સ્ત્રીને વધારે ભારરૂપ નહિ થઇ પડવું તેવા ઈરાદાથી ત્યાંથી ઉઠી આગળ ચાલવાનો તે દુઃખી નારીએ મનસૂબો કર્યો.

છોકરો અને બાળક તો શાંત થયાં પણ દુઃખી માતાને ક્ષુધા બાળી દેતી હતી. ચંપા પાસે હવે ઘરમાં કંઈ તૈયાર ભોજન નહોતું, તેથી તે દિલગીર થતી ઉપર ચાલી ગઈ. સુંદરપુર જેવા મોટાં શહેરમાં આજે ત્રણ દિવસે પણ તેનાં બચ્ચાંઓને આવા ખરાબ સમયમાં ખાવાનું મળ્યું તેથી ગરીબડી માતા ઈશ્વરનો ઉપકાર માનતી, દયાળુ અબળા-ચંપાનું ભલું ઇચ્છતી, લથડીયાં ખાતી આગળ ચાલવાને પ્રયત્ન કરવા લાગી; પણ વ્યર્થ! તેની આંખે અંધારાં આવી ગયાં; શક્તિ વહી ગઇ અને તે મૂર્છા ખાઇ રસ્તાપર પડી ગઇ.

અહા'હા ! માતાનો પ્રેમ કેવો નિર્મળ, પવિત્ર અને દિવ્ય હોય છે ? બાળક માટેના દૂધમાંથી તેમજ છોકરા માટેના રોટલામાંથી પોતાનું જીવન ટકાવવા માટે થોડું પણ લેવાનો ક્ષુલ્લક વિચાર ત્હેને નહિ આવ્યો, તેમાં કેટલો બધો આત્મભોગ ? પ્યારા બચ્ચાંઓ પરનો કેટલો શુદ્ધ પ્રેમ ! માતા ! માતા ! પ્રેમાળ જનની ! તને અસંખ્યવાર નમસ્કાર કરીએ, તારા અહર્નિશ ગુણ ગાઇએ અને આખી જીંદગીભર તારી સેવા કરીએ, તોપણ શું અમે તારૂં દેવું વાળી શકીએ ખરા ? કદિ નહિં. વંદનીય માતુશ્રી ! તારો જય હજો, જય હજો.

દુઃખી માતા ધરણીપર ઢળી પડી, તે જોઇ બાળકોએ શોરબકોર મચાવી દીધો. રાંક છોકરો ગરીબડે મુખે બોલવા લાગ્યો. " મા, મા, ઓ મા, અહિંયા કેમ સૂઈ ગઇ ? આપણું ઝુંપડું અહિંયાં ક્યાં છે ? અરેરે ! બા, બોલને, ઉઠ, ઉઠને; માડી મને બહુ બીક લાગે છે; શું તને બહુ ભૂખ લાગી છે ? અરેરે ! મારી માને કોઇ ખાવાનું આપો; મા, ઓ મા, ઉઠ, ઝટ ઉઠ હો. નહિ તો સિપાઇ આવીને મારશે. "

દયાની દેવી-ચંપાના કાનમાં તે ગરીબડા છોકરાના હૃદયભેદક શબ્દો પહોંચી ગયા અને તેણીના કોમળ હૃદયને થરથરાવી દીધું; તરતજ દયાળુ ચંપાની આંખોમાંથી અશ્રુ ખરવા લાગ્યાં. ઘરમાં કોઈ નહોતું. સર્વે પાડોશી ટાઢને લીધે બારણાં બંધ કરી સૂઇ ગયા હતા અથવા ગપાટા મારતા હતા. તેણી કોઇને મદદ બોલાવી શકે તેમ ન હતું; તેથી પોતેજ દાદર ઉતરી, ભિખારણ પાસે જઇ તેને ઢંઢોળવા લાગી અને છોકરાંઓને દિલાસો આપવા લાગી.

પાએક કલાક વીતી ગયો ત્યારે ચંપાના કોમળ હસ્તના સ્પર્શથી તેમજ બાળકોના આક્રંદથી માતા સાવધ થઈ અને જાણે ગાંડી થઈ ગઇ હોય તેમ તે ચારે બાજુએ જોવા લાગી અને બડબડના લાગી. "દુકાળ, દુકાળ, ભયંકર દુકાળ! તારૂં બળ અમારી જેવાં હાલ બેહાલ થએલાં માણસોપર બહુ અજમાવ્યું, હવે બસ કર. વેપારમાં નુકશાન ગયું, જમીનમાંથી કંઇ નિપજ થઈ નહિ, દ્રવ્ય થોડું હતું તે પણ ચોરો ચોરી ગયા, વ્હાલામાં વ્હાલો ધણી, માથાનો મુગટ પરલોકવાસી થયો અને છેવટે ઘર આગથી બળી ગયું; હવે પાસે ફુટી બદામ પણ નથી; સગા સ્નેહીઓ સામું જોતાં નથી; અરેરે ! કોઇને લાજ આવતી નથી; અલ્લાહ પણ રૂઠ્યો; આભ ફાટ્યું, ત્યાં થીગડું ક્યાં દેવું ? અરેરે... ..અ......રે......રે.!" બોલતી દુઃખી ભિખારણ,-ઉમદા કુળની સ્ત્રી-ભયંકર દુકાળનો ભોગ થએલી સતિ નારી —પુનઃ બેભાન થઈ ગઈ.

દયાળુ ચંપા તે શબ્દો સાંભળી થરથરી ગઇ; દુકાળને લીધે કેટલાં બધાં, કુલીન માનવીઓ પણ ભાગ્યના ચક્રતળે દબાઈ કેવી માઠી હાલતમાં આવી જાય છે તેનો તેને સંપૂર્ણ

ખ્યાલ આવી ગયો. ગરીબોની-દુઃખીની-અનાથની દાદ સાંભળવાનો, તેઓને દુઃખમાં દિલાસો દેવાનો, તેઓને કોઈ પણ રીતે થોડી અથવા ઘણી મદદ કરવાનો અને ખરેખર દયાની દેવી થવાનો આ સમય છે; માનવસેવા કરવાનો આ કટાકટીનો વખત છે; એમ તે સારી રીતે સમજી ગઇ.

થોડો સમય પસાર થયો, એટલામાં ચંપાનો ધણી ત્યાં આવી પહોંચ્યો; એટલે તે દયાળુ દંપતીએ રસ્તાપરથી ભિખારણને ઉંચકી ઓટલાપર સુવાડી અને છોકરાંઓને શાંત કર્યાં. પછી ચંપાએ પોતાના ધણીને બજારમાંથી કંઇ ખાવાનું લઈ આવવા મોકલ્યો, જે તરતજ લઇ આવી ભિખારણને સાવધ કરી પ્રેમથી ખવડાવવા લાગ્યો. જે સુખી સંસારમાં સ્ત્રી અને પુરૂષ બન્ને દયાળુ સ્વભાવનાં હોય, ત્યાં કેટલી બધી દયા, શાંતિ અને પવિત્રતા વ્યાપી રહેતી હશે ? શું તેવાં પવિત્ર નરનારીને દેવ અને દેવી ન કહી શકાય ? ગુણિયલ ગુજરાતમાં આવાં પવિત્ર દંપતી કેટલા હશે ?!

ઉપલો બનાવ ચાલતો હતો, તેટલામાં એક પાડોશણ જે બ્હારથી ઘર તરફ આવતી હતી, તેણીએ ચંપાને ભિખારણને અડકેલી જોઇ ડોળા કાઢી કહ્યું, " અલિ ચંપા ! તું તે કંઈ ગાંડી થઈ ગએલ છો કે શું ? ભિખારણને તે અડકાય ? અને તે વળી મુસલમાન ને ? શરીર ન અભડાય ? તું ધર્મ પાળે છે કે નહિ ? અરે, આવા ભિખારીઓ તો દુકાળને લીધે ઘણાય વધી પડયા છે; તું એમ કેટલાકને આપીશ અને ઘર ખાલી કરીશ ? સંભાળજે, બાઈ. " ચંપાએ જવાબ આપ્યો, "બ્હેન, પ્રભુ આપણને જે કંઇ આપે છે તેમાંથી યથાશક્તિ આવાં દુઃખી જનોને આપીશું; **જો ફળની આશા રાખ્યા વગર આપીશું, તો પ્રભુ તેની બેવડી બીજું વધારે આપશે.** વળી, બ્હેન, આ મુસલમાન છે, પણ છે તો માણસને ? આપણે કીડીને, મકોડાને, ઢોરોને, ઝાડોને અને પંખીઓને બચાવવા માટે પ્રયત્ન કરીએ છીએ, તો પ્રભુની સંતતિ રૂપ માણસને, પછી તે ગમે તે જાતનું હોય, તેને બચાવવા માટે પ્રયત્ન ન કરીએ તેમાં આપણને કેટલી શરમ,-તે આપણો કેવડો મોટો ગુનો ? " પડોશણ ગંગા છણછણી ઉઠી, " ઓ હો હો ! તું તો બહુ ડાહી થઇ ગઈ લાગે છે; જારે જા, આ તે કંઈ હિંદુના આચાર છે ? " ચંપા ઠરે પેટે બોલી, "બહુ સારૂં બ્હેન, તમે જે કહો તે ઠીક છે, પણ આવતી કાલે સાધ્વી કાલીંદી દેવી આગળ આ બાબતનો ન્યાય કરાવશું. " ગંગા બબડતી બબડતી ચાલી ગઇ. ભિખારણના પેટમાં અન્ન ગયું તેટલે તેણી વિશેષ સાવધ થઈ અને બધું ખાઇ રહ્યા પછી તે દયાળુ નરનારીને આશીર્વાદ આપતી પોતાની ઝુંપડી તરફ ચાલી ગઇ. ચંપા અને તેનો ધણી પણ ઘરમાં જઇ પ્રભુપ્રાર્થના કરી, નિદ્રાવશ થઈ ગયાં.

બીજા દિવસના બપોરના બે વાગ્યા છે; ગંગાના ઘરમાં સાધ્વી કાલીંદી, ચંપા, કસ્તૂર આદિ બીજી સ્ત્રીઓ વાર્તાલાપ કરી રહી છે; ગઇ રાતના પ્રસંગપર વાતો ચાલે છે; તો સુજ્ઞ બ્હેનો ! ચાલો આપણે તે ઘરમાં જઇએ અને કાલીંદી બ્હેન શો બોધ આપે છે, તે સાંભળવાની તક લઇએ. સૌ પોતપોતાના મત દર્શાવી રહ્યાં ત્યાર પછી શાંત ચિત્તે, પ્રસન્ન મુખમુદ્રાથી અને વિનયયુક્ત વાણીવડે કાલીંદીએ જવાબ આપ્યો: " બ્હેનો, તમે સર્વ ગમે તે ધારતાં હો, પણ ચંપાબ્હેને કાલે જે સુકાર્ય કર્યું છે તે સર્વ રીતે યથાર્થ

જ છે. ખરેખર તે બ્હેનનું જીવન સર્વેના કરતાં સરસ છે કારણકે તે જે કાંઈ પણ વાંચે છે અથવા શ્રવણ કરે છે તેમાંથી જેટલું બને તેટલું અમલમાં મૂકતાં શીખે છે. માત્ર વાંચીને તથા સાંભળીને બેસી રહેતાં નથી; કહેણી પ્રમાણે તેની રહેણી છે. બ્હેનો ! ગમે તે જાતનું દુઃખી માણસ આપણે જોઇએ તેને મદદ કરવી તે આપણી પ્રથમ ફરજ છે; પછી ભલે તે હિંદુ હો, જૈન હો, પારસી હો, મુસલમાન હો, બુદ્ધ હો અથવા ખ્રીસ્તી હો. અરે ગમે તે જાતનો અને ગમે તે દેશનો હો, પણ દુઃખી જનનું દુઃખ ટાળવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે; **દુનિયાપર વસતા બધા માનવીઓ એકજ પ્રભુના બાળક છે; તેઓ વચ્ચે ભેદભાવ રાખવો તે ઇશ્વરનું અપમાન કર્યા બરોબર** છે. શાણી બ્હેનો ! **શ્રીકૃષ્ણ, રામચંદ્ર, મહાવીર, અહુર્મઝ્દ, મહંમદ, બુદ્ધ** અને ઈસુ ખ્રીસ્ત, તે બધા મહાત્માઓ હતા અને તેઓ મહાન્ પ્રભુના અંશો હતા; તે પવિત્ર અને દિવ્ય આત્માઓએ જૂદા જૂદા દેશમાં, જુદે જુદે કાળે અને જુદી જુદી જાતના માનવીઓને જે જે બોધવચનો કહ્યાં છે તે અતિ ઉત્તમ છે અને એકજ રહસ્યવાળાં છે, તો તેઓના પુજારીઓએ, ભક્તજનોએ,–અનુયાયીઓએ એક બીજા પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જોવું અને આવા ભયંકર દુકાળના સમયમાં તે અન્યધર્મનો છે માટે તેનાપર કટુનજર કરી મદદ નહિ કરવી, તે અત્યંત નીચતા ગ્રહણ કરી કહેવાય; મનુષ્યત્વ ત્યજી રાક્ષસપણું ગ્રહણ કર્યું કહેવાય. આપણે દુઃખી ભિખારીને કદાચ અડકવું પડયું તો પવિત્રતાને ખાતર, શુદ્ધિને ખાતર નાહી લેવું તે ઉત્તમ છે; પરંતુ અભડાઇ જશું, હલકા કહેવાશું, એવી બીકથી કોઇ દિવસ મનુષ્ય સેવામાંથી પાછા હઠવું નહિ, કારણકે **માનવસેવા એ પણ દેવસેવાજ** છે; કોઈ પણ મહાત્માએ તે બાબતની ના પાડી નથી. શ્રીમંત બ્હેનો ! મારે તમને ખાસ કરીને કહેવું જોઇએ કે તમારે તમારા ધનનો અને સમયનો સારો ઉપયોગ કરવાનો છે; સ્વાર્થ કરતાં પરમાર્થપર વિશેષ દૃષ્ટિ રાખવાની છે, કારણ કે દયાળુ પ્રભુએ તમને જે.ધન થાપણરૂપે આપ્યું છે તે તેના બાળકોના દુઃખનિવારણ માટે આપી દેવાનો આ સમય છે; તેવી રીતે તમે જો વાપરશો તો પ્રભુ તમારાપર ખુશી રહેશે, તથા વિશેષ અને વિશેષ મીઠી દૃષ્ટિ રાખશે. છેવટમાં મારે સર્વે બ્હેનોને એટલુંજ કહેવાનું છે કે આવા દુઃખી વખતમાં તમે સર્વે તનથી, મનથી, ધનથી અને વાણીથી દુઃખી જનોનાં દુઃખ ઓછાં કરવાંમાં ભાગ લેશો, તો પ્રભુ તમારાપર પ્રસન્ન થશે, તમારા સુખમાં વધારો કરશે અને તમારાપર આર્શીર્વાદનું અમૃત રેડશે. કોઇનું દિલ દુભાયું હોય તો તેની માફી માગી, હાથ જોડીને હું એટલુંજ કહું છું કે વધારે અથવા થોડે અંશે, ગમે તે રીતમાં પરમાર્થ કરી ( કારણકે " **પરમાર્થ મોક્ષનું બારૂં, એ વિના સર્વ અંધારૂં** "છે-તેથી)તમારૂં નામ પૃથ્વીપર તેમજ સ્વર્ગપર અમર કરો, દયાળુ દેવીઓ કહેવાઇ જાવ અને પ્રભુનાં પ્રેમપાત્ર બનો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।"

પવિત્ર દેવીનો મંજુલ સ્વર બંધ થયો; સર્વત્ર શાંતિ, પવિત્રતા અને દિવ્યતા પ્રસરી રહી; સર્વે એકી ટસે સાધ્વી કાલીંદીના ભલકમારતા વદનને જોઈ રહ્યા; દુનિયાંને ભૂલી જઇ સ્વર્ગમાં રમવા લાગ્યાં; અને પ્રભુનું તેજ ત્યાં ચમકતું હોય તેમ સર્વેને અંતરમાં ભાસવા લાગ્યું એટલે દયાળુ ચંપાની સખિ કસ્તુરે, કાલીંદીએ ઇશારત કર્યાથી, મહાત્મા શ્રી અનંતપ્રસાદજીનું એક ભજન લલકાર્યું:

"બધે બધાં મારા બાપજીનાં બાલુડાં જો;
"બધું જાણ્યાં લાગે ન કેમ વ્હાલુડાં જો.
"ઉંચ નીચ જે જણાય તે તો અંગ છે જો;
"દીસે સરવે સમાન થતાં ભંગ છે જો,
"નાનાં મોટાં શેનાં એકે નથી આજનાં જો;
"અનાદિથી બાળક જગરાજનાં જો."

( ભાવનગર. ) –હરિત.

## પ્રોફેસરનું "બજેટ."*

૧.

શ્રીયુત્ લક્ષ્મીરામ દોલતરામ શ્રોફ, એમ. એ. એલ. એલ બી., કોલેજમાં "ઇતિહાસ અને અર્થશાસ્ત્ર"ના ભાષણ કર્તા હોઇ, હમણાંજ થોડો વખત થયાં "પ્રોફેસર"ની પદવીયે ચઢયા હતા. તેમનો પગાર પણ હવે ઠીક વધ્યો હતો. હાલમાં તેમને ૨૫૦ રૂપૈયાનો પગાર થયો હતો અને તેને લઈ નાતજાતમાં પણ પ્રતિષ્ઠા સારી વધી હતી. કૉલેજમાં તેઓએ બી. એ. ની પરીક્ષા માટે અર્થશાસ્ત્રનો વિષય પસંદ કરી તેમાં બહુ નામના મેળવી હતી, અને એમ. એ.ની પરીક્ષામાં પણ તેજ વિષય ઉપર ખાસ ધ્યાન આપ્યું હતું. અર્થશાસ્ત્રનો વિષય ઘણો રસિક અને ઉપયોગી હોઈ તે માટે તેમની ભાવના વધતી જતી હતી; અર્થશાસ્ત્રના અનેક સિદ્ધાંતોનું પ્રાબલ્ય સંસારીક તેમજ રાજકીય સર્વે પ્રશ્નોમાં એટલું બધું તો ગુંથાયેલું તેમની દૃષ્ટિયે માલમ પડતું આવ્યું હતું, કે તેના સિદ્ધાંતો સમાજને બરાબર સમજાવનારે અનેક નવાં સાધનો પુરાં પાડવાની જરૂરિયાત તરફ તેમનું મન વારંવાર લલચાતું હતું.

અર્થશાસ્ત્રના રાજકીય વિષયોમાં અર્થસંપત્તિ કેવી રીતે ઉત્પન્ન કરવી તેનોજ ખાસ વિચાર કરવામાં આવે છે, પણ આ સંપત્તિનો વ્યય પ્રત્યેક ઘરમાં કરકસરથી અને યોગ્ય ઉદારપણથી કેવી રીતે કરવો, કે જેથી ઘરનાં માણસોનું આરોગ્ય અને સુખ જેમ બને તેમ વધે, અને તેમનું જીવન સરળ થાય, તેનો જોઇએ તેવો વિચાર કરવામાં આવતો નથી. આ ઉપરથી પ્રોફેસરને એમ લાગતું હતું કે જગતના આર્થિક કલહમાં પરિણામ પુરૂષો એકલાનેજ ભોગવવાનું નથી અને સ્ત્રીયો પણ તેમાં ઘણો ભાગ લે છે. એટલે ધન સંપાદન કરનાર પુરૂષ કરતાં ધન વ્યય કરનાર સ્ત્રીની કીંમત કંઈ કમી નથી. તો પછી ધન સંપાદન કરવાને પુરૂષોને અથાગ મહેનત લઇ કેળવણી લેવી પડે છે ત્યારે સ્ત્રીયોએ શું, ધનનું ખર્ચ કરવામાં મરજીમાં આવે તેમ વર્તન કરવાનું છે?–આ પ્રશ્ન તેમના મગજમાં ઘણીવાર તેમના ગૃહ જીવન ઉપરથી ઘોળાતો હતો;

પ્રોફેસરની સ્ત્રી ધનગૌરી જમાના પ્રમાણે સાદી રીતે કેળવાયેલી હતી. ગુજરાતી વાંચતાં લખતાં જેટલું નિશાળમાં શીખી શકાય છે તેટલું તે જાણતી હતી. હિસાબ પણ તેને થોડા આવડતા હતા અને ઘરનું નામું હામું જેમ તેમ કરીને રાખતી પણ હતી. ઘરનું કામકાજ પણ ઠીકઠાક કરતી હતી પરન્તુ તેનું જીવન જોઇયે તેટલું સંસ્કારી લક્ષ્મીરામને લાગતું

* વિદ્યાલયના શિક્ષકનાં ઘરના આવક ખર્ચનો અડસટ્ટો.

નહોતું; કારણકે તેમના વિચારો ઘણાજ આગળ વધેલા હતા અને તેથી તેમને બીચારી ધનગૌરીની ગૃહવ્યવસ્થા ઘણી શુષ્ક લાગતી હતી અને કેટલીક વખત તે સાવ ઉદાસ થઈ જઈ ઉંડા તર્કવિતર્કમાં ઉતરી જતા હતા. અને કોઇક વખત તો જમાનાની સ્ત્રી કેળવણીની પદ્ધતિને પણ દોષ દેવા મંડી પડતા. પણ જ્યારે આ વાતનો તે નિરાંતે વિચાર કરતા ત્યારે તેમને સ્પષ્ટ માલૂમ પડતું કે તેમાં કેળવણીને શો દોષ દેવાનો છે ? ગૃહજીવન હાલના આગળ વધેલા યુવકોએ યોગ્ય રીતે કેમ ચલાવવું, એ વાત કંઇ નિશાળમાં શીખી શકાવાય તેવી નથી; તેમજ એક જમાના પહેલાંનાં માબાપો પણ તેમની છોકરીયો ઉપર તેના સંસ્કાર પાડી શકે તેમ નથીઃ તો પછી સર્વ દોષ આપણા પોતાનાજ માથાપર આવી પડે છે. ગૃહજીવન સરળ રીતે અને વ્યવસ્થિત રીતે કેમ ચલાવવું તે મ્હારેજ પત્નીને બતાવવું જોઇયે એવો વિચાર જ્યારે તેમને આવવા લાગ્યો, ત્યારે સ્ત્રીયોને ધનવ્યય કેવી રીતે કરવાનો છે તેની કેળવણી આપવાની પોતાની પ્રોફેસર તરીકેની ફરજ જાગ્રત થઇ અને તેમણે તુરતજ ગૃહવ્યવસ્થામાં પોતાનું સર્વ આર્થિક જ્ઞાન ઉપયોગમાં લેવાનો નિશ્ચય કર્યો.

પ્રોફેસરને અઢીસો રૂપૈયાનો પગાર મળતો હતો, તેમાંથી વર્ષ આખર માંડમાંડ પાંચસો છસ્સો રૂપૈયા બચાવી શકતા હતા. તેમનો પગાર આવે ત્યારે તે મહીનામાં કંઈ ખાસ દેવું ન હોયતો ઘરખર્ચ જેટલો ભાગ રાખી બાકીના રૂપૈયા સેવીંગબેંન્કમાં તેઓ ભરી દેતા અને વચ્ચે જરૂર પડયે તેમાંથી ઉપાડતા હતા પણ ખરા. ઘરખર્ચ માટે જેટલી રકમ જોઇયે તેટલી ધનગૌરીને આપતા અને તેનો ભાગ્યો તુટ્યો હિસાબ તેની અકલ પ્રમાણે તે રાખતી હતી. અને પ્રોફેસર પણ, જે જે રકમોનાં બીલો તેઓ ચુકવતા તથા પોતે થોડી ઘણી રકમ ખર્ચતા, તેની ઉપરટપકી નોંધ પોતાની સુનેરી ચળકતી ડાયરીમાં ટપકાવી લેતા હતા. જે મહિને પગારનો મોટો હિસ્સો બેંકમાં જમે કરતા, ત્યારે પ્રોફેસર પોતાની ફીનેન્સીયલ (નાણાં સંબંધી) સ્થીતિ સારી ગણી પોતે પૈસે ટકે સુખી છે એમ માનતા. પણ જ્યારે મોદી, કાપડવાળો કે ઘર ભાડાનું બીલ તેઓ ચુકવતા ત્યારે પોતે જોઇયે તે કરતાં વધુ ખર્ચે છે એવો ખ્યાલ આવતો અને હવેથી જરાક વધારે કરકસર કરીશું એમ બોલી મન વાળતા. અને વચ્ચે વચ્ચે નજીવી વાતમાં પોતાની સ્ત્રીને કરકસર કરવાનું ભાષણ આપી, તેને નાહક સતાવતા પણ ખરા ! આવી રીતે પોતાની સ્ત્રીની કેળવણીનો દોષ કહાડનાર કેળવાયેલા અર્થશાસ્ત્રના પ્રોફેસર પોતાની ખરી "આર્થીકસ્થીતિ" શું છે તે ખરેખરૂં સમજી શકતા નહોતા, અને તેનું મુખ્ય કારણ પોતે પોતાના ઘરખર્ચનું બરોબર જમાખર્ચ રાખતા નહોતા તે એમને લાંબો વિચાર કર્યે સુજ્યું હતું. આમ થવાનું બીજું કારણ તેમને એ પણ લાગ્યું હતું કે તેમને અર્થશાસ્ત્રના આંકડાઓ તપાસવાનો મુળથી કંટાળો હતો અને તે આ વખતે પણ આડું આવતું હતું. અર્થશાસ્ત્રના જે અનેક સિદ્ધાંતો સમજવામાં તેમણે પ્રવીણતા મેળવી હતી તે સઘળા સિદ્ધાંતોનો મુળ પાયો આંકડા છે, તે તેઓ જાણતા હતા છતાં પણ તે તરફ કોણ જાણે શાથી તેમને કંટાળો હતો. અને તેમને લાગ્યું કે કૉલેજમાં તો અર્થશાસ્ત્રના સિદ્ધાંતોના પ્રોફેસર થવાનું છે પણ ઘરમાં તો અર્થશાસ્ત્રના નિયમો કૃતિમાં લાવી નવા સિદ્ધાંતો શોધવાના છે અને મૂળ સિદ્ધાંતોને પુષ્ટિ આપવાની છે. આવી રીતે વિચાર કરતાં કૉલેજથી પણ ઘરની કીંમત તેમને મન હમણાં હમણાંમાં વધી હતી.

હવે તેમણે ઘરખર્ચનો હિસાબ જેમ બને તેમ વ્યવસ્થિત રીતે રાખવાનો નિશ્ચય કર્યો હતો અને ઘરખર્ચની દરેક રકમ ઉપર બહુજ-પ્રોફેસરસાઇ બારીકાઇથી વિચાર કરવાનુ નક્કી કર્યું અને આ બાબતમાં ધનગૌરીની પણ સંપૂર્ણ મદદ લઇ તેને પણ તે વિષે કુશળ બનાવવા ઠરાવ કર્યો હતો. દરરોજ રાત્રે પ્રોફેસરે હવે અર્થશાસ્ત્રનાં મોટાં પુસ્તકો પડતાં મુકી, ઘરખર્ચના આંકડાઓ વ્યવસ્થિત રીતે ગોઠવવા માટે કંઇક કાગળો બગાડવા શરૂ કર્યા હતા. પહેલાં મોદીનું બીલ ઉપરટપકે જોઇ, કાગળીયા ઉપરના ગડબડીયા દેશીનામાના અક્ષરો બારીકીથી તપાસવાને બદલે તેનો એકંદર(કુલ)શો આંકડો છે તે જોઇ, તેમાં મોદી જોડે થોડી ઘણી રકઝક કરી છુટછાટ મુકાવી તે આંકડો ચુકવી દેતા. અને તે પોતાની સુનેરી ડાયરીમાં માંડી લેતા. હવે તેમ કરવુ તેમને વ્યાજબી લાગ્યુ નહિ. બીલની અંદર દાખલ કરેલી દરેક રકમ પ્રમાણે માલ બરાબર આવ્યો છે કે નહિ, તેની પ્રથમ તપાસ થવાની જરૂર લાગી. આથી ગમે તે વખતે-ગમે તેની સાથે-ગમે તે માલ-ગમે તેટલો મંગાવવાની રીત તેમને બહુજ કઢંગી લાગી અને તેની જગ્યાએ કંઇક ચીઠ્ઠીયોની ચોપડીની વ્યવસ્થા કરવા મન થયું. ત્યાર બાદ મોદીએ દરેક જણસના મુકેલા ભાવ બરાબર છે કે નહિ તે પણ ચોકસ રીતે નક્કી કરવુ જોઇયે એમ લાગ્યું અને તે માટે તો પ્રોફેસરને બજારમાં ભાવતાલ તપાસવા જવું પડશે, એવી બીક લાગી. અને છતાં પણ સત્ય શોધવા માટે બજારમાં સાદા પોષાકમાં જવાનું તેમણે માથે લીધું. દરેક ઝીણી ઝીણી બાબતમાં ઝીણી ઝીણી તપાસ કરવાનુ ધીમે ધીમે મન થતું ગયું અને આ નવા અભ્યાસથી તો પ્રોફેસરને કંઈ નવીજ દુનિયામાં ફરવું પડતું હોય એમ જણાયું. આવી રીતે ઘરખર્ચના આંકડાઓનો સંપૂર્ણ અભ્યાસ કરવા જતાં નવું નવું શીક્ષણ પ્રોફેસરને લેવું બાકી છે એમ જણાયું.

ધનગૌરીને સાથે બેસાડી, તેણે કરેલા રોજના ખર્ચનું સરવૈયું પણ તપાસવાની શરૂઆત થઈ. ઘરમાં દરેક ચીજ રોજ કેટલા પ્રમાણમાં જોઇએ છે.તેની માહિતી ધનગૌરીમાં ઘણી સારી હતી. અને ધનગૌરીમાં આટલું બધું આંકડાઓનુ જ્ઞાન હશે તે અત્યારેજ પ્રોફેસરને માલૂમ પડયું. તેના હીસાબમાં તોપણ જોઇયે તેટલી ચોકસાઈ હતી નહિ અને તે કેવી રીતે દાખલ કરવી તે ધનગૌરીને બતાવવામાં અપૂર્વ આનંદ પ્રોફેસરે અનુભવ્યો. તે માટે તેમણે એક નાની નોટબુક ધનગૌરીને આપી અને તેમાં જેટલી રોકડ રકમ તેમના તરફથી મળતી તે જમા લઈ દરરોજ રાત્રે પોતાની સાથે રોજના ખર્ચની રકમ બાદ કરી સીલક મેળવવાનો વહીવટ રાખ્યો. અને પહેલાં તો ધનગૌરીને આ વાત જરા આકરી લાગી પણ જેમ જેમ આવી ટેવથી હિસાબની ચોકસાઈ વધતી જતી લાગી તેમ તેમ એક પાઇની ભુલને માટે તેનો જીવ બળતો અને તેટલી પણ ભુલ ન થવા દેવાનો તેણે નિશ્ચય કર્યો. આવી રીતે ધનગૌરીએ તથા પ્રોફેસરે રોકડ ખર્ચ કરેલું તેની સંપૂર્ણ વિગત મળ્યા પછી તેમજ ઉચક બીલો ચુકવેલાં તેની પણ બધી હકીકત નોંધી લીધા પછી, આખા મહિનાનું સરવૈયુ કાઢવું એ એક ઉત્સાહ અને આનંદની વાત, ધણી ધણીયાણી વચ્ચે થઇ હતી.

આ પ્રમાણે પોતાના ઘરખર્ચના હિસાબમાં કંઇક પણ અંશે નિયમિતતા આવતી જોઇ પ્રોફેસરને પોતાની આર્થિક સ્થીતિ શી છે, તેનું કંઇ દર્શન હવે થવા લાગ્યું. તેમણે હવે પોતાનાં તમામ ખર્ચને જુદા જુદા ખાતામાં વહેંચી નાખ્યાં હતાં અને દરેક મહિને દરેક

ખાતામાં શો ખર્ચ થાય છે તે જોવા તરફ તેમનું લક્ષ્ય વિશેષને વિશેષ જવા માંડ્યું. અને તેથ તેમને પોતાના ઘરખર્ચનો અડસટ્ટો કરવાનું મન થયું અને દરેક માસમાં સંભવિત રીતે શું ખર્ચ થશે, તેનો તર્ક વિતર્ક મગજમાં ભમવા લાગ્યો. " બજેટ " એ શબ્દ સ્ફુરતાંન વારજ તેમને કંઈ કંઈ નવી ઉર્મિઓ ઉભરાવાલાગી અને "બજેટ" નક્કી કરવામાં મને એકલાં શું હક્ક—એ પાશ્ચાત્ય સમાનતાનો વિચાર તેમના હૃદયમાં અપૂર્વ આનંદ ફેલાવી રહ્યો. આજે રા તો હવે હું અને ધનગૌરી અમારા ઘરનું બજેટ નક્કી કરીશું એ વાતનું જ્યારે કૉલેજમાંથ પાછા ફરતાં મનન ચાલતું હતું, ત્યારે એક વખત શુષ્ક લાગતાં પોતાના ઘરમાં કંઈ અપૂ મીઠાશ અને આકર્ષકતા માલૂમ પડ્યાં. ધનગૌરીને બજેટ નક્કી કરવામાં સ્વતંત્ર મત આપવાનુ મોટું માન ખાટી જવા તેનું મન ઉતાવળું થઈ ગયું હતું. ( અપૂર્ણ.

( સંખેડા–બહાદરપુર. ) —વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.



# ગૃહધર્મ.

## ધનવાન અભિમાની સગાંને ઠપકો !

( અને આતિથ્ય સત્કાર. )

આવ્યા તમારે આંગણે, આવો ભલે કે'તા નથી;
કરીએ સલામ પ્રણામ, પણ કેં લક્ષમાં લેતા નથી.
કહો શેઠ કુશળ ક્ષેમ છે ? તમ બાળબચ્ચાં કેમ છે ?
આ રંકના પર રે'મ છે ? ઉત્તર અરે ! દેતા નથી.

નવ બેસવા આસન કરો, નવ પાન સોપારી ધરો;
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી.
જળપાત્ર નીજ હાથે ભરી, પ્હેલાં તમો સ્હામે ધરી,
વિવેકની દૃષ્ટી કરી, પાતા અગર પીતા નથી.

જળપાન વણ કહેવે કર્યું, અંતર અમારૂં હા ! બળ્યું;
ના ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી.
કૈં વાત કરીએ જો અમે, પણ સાંભળો ના તે તહમે;
ના બોલવું તમને ગમે, કીરતારથી બ્હીતા નથી.

દુઃખ વાત તમ પાસે કહે, ના રેંમ તમ હૃદયે રહે;
અમ આંખથી આંસુ વહે, એ આંસુડાં લ્હોતા નથી.
ધન હીણ શું હલકા અમે ? ધનવાન તે ઉંચા તમે ?
તમને સદા ચહીએ અમે, અમને તમે ચ્હાતા નથી.

અંધા બનો અભીમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં;
છેવટ જવું સ્મશાનમાં, પણ ગર્વને તજતા નથી.
છે રંક શાલ હારમાં, કીરતારના દરબારમાં;
કો ઉંચ નીચો ધારમાં, જુઠ્ઠું અમે ગાતા નથી !

(—શંકરલાલ મગનલાલ પંડ્યા. હળદરવાસવાળા. )

મુમ્બઇના સુપ્રસિદ્ધ અને લોકપ્રિય દૈનીકપત્ર 'મુમ્બઈ સમાચાર'માં દર શનીવારે વિદ્વાન અને અનુભવી કવિઓનાં વિવિધ કાવ્યો છપાય છે, ત્હેમાં થોડા વખત ઉપર આ ઉપરનું કાવ્ય છપાતાં તે મ્હારા વાંચવામાં આવ્યું હતું. એ કાવ્યમાં કવિએ ધનવાન અભિમાની સગાને ઠપકો આપેલો છે. અને મ્હારી સમજ પ્રમાણે તે અમદાવાદ, વડોદરા, સુરત, વગેરે શહેરમાં રહેનાર સગાં અને મિત્રવર્ગને વિશેષ લાગુ પડે છે. કારણકે અન્ય સ્થાનમાં તેવા પ્રસંગો ભાગ્યેજ બને છે. કવિએ આ ઠપકો પુરૂષ વર્ગને ઉદ્દેશીને લખેલો છે, પણ ત્હેને માટે એકલા પુરૂષોનેજ દોષપાત્ર ન ગણતાં, ત્હેમાં સ્ત્રીવર્ગને પણ સામેલ કરવા જેવું છે.

વ્યવહારનાં અનેક પ્રકારનાં કાર્યો માટે બહાર ગામથી ઘણાં માણસોને શહેરમાં આવવાની જરૂર પડે છે, અને તે વખતે નજીકમાં સગાં સંબંધી કે કહેવાતા મિત્રવર્ગ તરફથી, આવનાર પરોણાની યોગ્ય સંભાળ લેવાતી નથી,–એવું ઘણા વખતથી આપણા જાણવામાં તથા સાંભળવામાં આવ્યું છે. એટલુંજ નહીં પણ કોઈ વખતે કેટલાંએક વાંચનારને પણ ત્હેનો અનુભવ થયો હશે. આવી રીતે શહેરમાં રહેનાર ધનવાન સગાના ઘરમાંથી પુરૂષવર્ગને ત્હેમના અવિવેકને માટે આપણે મુખ્ય દોષપાત્ર ગણીએ છીએ, પરન્તુ જેમના ઘરમાં સ્ત્રીઓ કેળવાએલી, ડાહી અને વિવેકી હોય છે તેઓ પોતાના સારા સ્વભાવથી પરોણાનો એવો આદર સત્કાર કરે છે કે ત્હેમના પતિએ જે સહજ બેદરકારી બતાવેલી હોય તે વિસરી જવાય છે.

ગૃહરૂપી રાજ્યનો પુરૂષ એ નૃપતિરૂપ છે અને સ્ત્રી એ મંત્રીપદે છે. જેમ રાજ્યને સારા મંત્રીની જરૂર છે તેજ પ્રમાણે ઘરરૂપી રાજ્યની મંત્રી જે સ્ત્રી તે વિનય તથા વિવેકવાળી હોવાની સાથે સભ્ય તથા મીઠા સ્વભાવની અને આતિથ્યસત્કાર કરવામાં ડહાપણવાળી, પરગજુ, પુનીત પ્રેમવાળી, અને મંગલ કાર્યો કરવામાં સદા ઉત્સાહી હોવાની ઘણી જરૂર છે. અમદાવાદ અને ત્હેની આસપાસના ઘણા લોકોને અને એજ પ્રમાણે દરેક શહેરની નજીકના ગામોના લોકને સરકારી તથા ખાનગી જરૂરનાં કામ માટે શહેરમાં—રાજનગરમાં આવવાની જરૂર પડે છે. બનતા સુધી તેઓ કામથી સત્વર પરવારી પોતાને ગામે વેળાસર જતા રહે છે; છતાં પણ કોઈ કોઈ વખતે તેમને શહેરમાં રહેવાની જરૂર પડે છે. આવી વખતે તેમની યોગ્ય રીતે સંભાળ લેવાય અને બનતી મદદ મળે એટલા સારૂ આ સમાજના લોકો પોતાની વ્હાલામાં વ્હાલી પુત્રીઓને શહેરના પોતાના જ્ઞાતિ બન્ધુઓને કૃષ્ણાર્પણ–કુમકુમનો ચાંદલો કરી આપે છે અને વખતે તે ઉપરાન્ત પહેરામણીના રૂપિઆ પણ આપે છે. આ રીતે આસપાસના લોક શહેરના રહેવાસીઓ પ્રત્યે પૂજ્યભાવ રાખે છે એટલુંજ નહિં પણ શહેરના રહેવાસીઓ જ્યારે નજીકના કે દૂરના ગામોમાં કામકાજે કે પ્રવાસે જાય છે, ત્યારે તે ગામના સરલ હૃદયના લોકો તેમને દેવ સમાન સમજી વિધવિધ રીતે તેમની સેવા ઉઠાવી, ઘી અને ખાંડ પીરસી, તેમનો સત્કાર કરવામાં પછાત પડતા નથી. તો પછી જ્યારે ત્હેવા વિવેકી સગા અથવા સ્નેહીઓ પોતાને ત્યાં આવે ત્યારે નગરજનોએ અવિવેકી બનવું, એ કોઇ પણ રીતે શોભા ભરેલું ગણી શકાય નહિં. કદાચ કોઈ એવો જવાબ આપશે કે અન્ય સ્થળો કરતાં શહેરમાં મોંઘવારી વિશેષ છે એટલે તેમનાથી સંપૂર્ણ વિવેક કરવો પરવડે તેમ નથી. તો આ વિષે કહેવાનું એટલું છે કે, હાલમાં દીન પ્રતિદીન સર્વત્ર રેલ્વેનો વધારો થતો જાય છે એટલે અનાજ

વગેરેની મોંઘવારી આખા દેશમાં લગભગ એક સરખી છે. અંતર અને ખેતીની નિપજના પ્રમાણમાં શહેરમાં અને બીજે અનાજ વગેરેના ભાવમાં હવે જે તફાવત નજરે પડે છે તે ઘણે ભાગે જૂજ, નહિં જેવો છે. એટલું છતાં પણ નાગરીક જનો જેને ત્યાં મિષ્ટાન્ન વગેરે ઉંચા પ્રકારનાં ભોજન જમે ત્હેમને તેઓ પોતાને ત્યાં ફક્ત ભાવથી સામાન્ય રસોઈ જમાડવાનો વિવેક કરે, તોપણ આવનાર માણસો તેને 'પકવાન' સમજી પોતાનો સત્કાર થએલો માની ત્હેમનો ઉપકાર માને છે.

ઘરના પુરૂષ બજારે કે ઓફીસે અથવા પોતાને ધંધે ગએલા હોય તે વખતે બહાર ગામથી આવનાર જાણીતા પરોણા સાથે સ્ત્રીવર્ગે મીઠાશથી વાત કરી ખબર અંતર પૂછી તેનો યોગ્ય સત્કાર કરવો જોઇએ. પોતાના સ્વામીનો સ્વભાવ કદાપિ જરા કરકસરીઓ (કે કૃપણ) હોય તો કેળવાએલી અને ડાહી સ્ત્રીઓ પતિને યુક્તીસર સમજાવી ત્હેમને ઠેકાણે લાવી પોતાના ઘરનો અવિવેક બહાર પડવા દેતી નથી. વિવેકી અને ડાહી સ્ત્રીઓ પોતાના પતિની આબરૂ કેવી રીતે વધારી તેને સુખ કારક થઈ પડે છે, તે વિષે આ નીચે લખેલી એક વાત સર્વે તરૂણ બ્હેનોએ સાંભળવા જેવી છે.

કોઇ એક ગામમાં એક સાધારણ પુરૂષ અને ત્હેની અજ્ઞાન તથા વિચિત્ર સ્વભાવની કૃપણ સ્ત્રી, એ બંને રહેતાં હતાં. પુરૂષ પોતાના ગામથી નજીકમાં તેમજ દૂર દૂરનાં ગામોમાં કેટલીએક તરેહનો વ્યાપાર કરતો હતો. તેથી વર્ષના અમુક ભાગમાં પોતાના લેહેણાનો હિસાબ કરવા બીજા ગામોમાં ત્હેને ફરવા જવું પડતું હતું. આ પ્રમાણે ત્હેને જ્યારે જ્યારે બહાર ગામ ફરવા જવું પડે, ત્યારે ત્હેની અવિવેકી સ્ત્રી પોતાના પતિની ખોરાકી માટે સઘળી તરેહનું સીધું-સામાન વગેરે તમામ રકમ થોડા દિવસ આગમજ તૈયાર કરી આપતી હતી. તે લઇને આ માણસ એક ગામથી બીજે ગામ, એમ બધાં ગામોમાં ફરતો હતો. આવી રીતે થોડાં વરસ ચાલ્યા પછી ત્હેની સ્ત્રી પ્લેગમાં મૃત્યુશરણ થતાં, એક વરસ પછી તે કોઇ સારા કુટુમ્બમાંથી મ્હોટી વયની નવીન કન્યા પરણી લાવ્યો. આ કન્યા પુખ્ત વયની (સ્ત્રી) થતાં સાસરે આવતી જતી થઇ અને એક બે વર્ષ જતાં સુધીમાં તો તે પોતાનો ગૃહસંસાર બહુ સારા વિવેક વિચારથી અને પ્રતિષ્ઠાથી ચલાવવા લાગી. એવામાં એક વખતે ત્હેના પતિએ ત્હેને કહ્યું કે, મ્હારે બહાર ગામ ખાતે લેણાના હિસાબ કરવા સારૂ જવાનું છે, તો મ્હારે ખાવા માટે સીધુ-સામાન વગેરે તૈયાર કરી આપો. તેના જવાબમાં તેણે જણાવ્યું કે તમારે જ્યાં જવું હોય ત્યાં સુખેથી સિધાવો. તમારા માટે જે જે સામગ્રી જોઇએ તે સર્વે મેં અગાઉથી બધા ગામે મોકલી દીધી છે એટલે હવે તમારે તે સાથે લઈ જવાની જરૂર નથી. આ પછી તે બીજે ગામ જવા નીકળ્યો, એટલે થોડા ગાઉ ગયા પછી વચ્ચે કોઇ એક ગામ આવતાં રસ્તામાં એક આબરૂદાર માણસ સ્હામે મળ્યો. તેણે જણાવ્યું કે હવે સ્હાંજ પડવા આવી છે માટે આગળ જવાની કાંઇ જરૂર નથી. આજની રાત કૃપા કરીને ત્હમે મ્હારે ત્યાંજ રહેશો તો ઘણો આનંદ થશે; એમ કહીને શેઠને પોતાને ઘેર લઈ જઇને સારી રીતે વેળાસર ઉત્તમ પ્રકારની રસોઈ કરાવી ત્હેને જમાડયો. વળી બીજે દિવસે સ્હવારમાં પણ ત્હેને મીષ્ટ રસોઈ જમાડી પછી રજા આપી. પછી તે બીજે ગામ ગયો. તો ત્યાં પણ ત્હેની સારી રીતે પરોણાગત થઈ. આ રીતે પાંચ સાત ગામ ફરી તે પોતાને ઘેર આવ્યો અને પોતાની નવીન ડાહી સ્ત્રીને પૂછવા લાગ્યો:

કે-આગળ હું જ્યારે બીજે ગામ જતો હતો, ત્યારે મારા ખાવાપીવાની કોઈ ખબર પૂછતું નહોતું. પણ આ વખતે તો હું જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં ઘણું સારૂં સુખ પામ્યો. ત્હેનું શું કારણ હશે ? ત્હેની મ્હને કંઇ બરાબર સમજ પડી નહિ. આ ઉપરથી વિવેકી માબાપને ઘેરથી ડહાપણ અને અતિથ્યસત્કાર કરવાનું શિક્ષણ લઈ આવેલી ત્હેની નવી સ્ત્રીએ શેઠને સઘળી હકીકત બરાબર રીતે સમજાવી કહ્યું, કે-હું જ્યારથી અહિં આવેલી છું ત્યારથી આપણે ત્યાં બહાર ગામથી આવનાર દરેક માણસનો સારી રીતે સત્કાર કરી ત્હેમને લાયક રસોઈ કરી સર્વેને જમાડયા સિવાય જવા દેતી નથી. જે રોટલી જમવાને લાયક હોય તેમને રોટલી મૂકું છું અને જે શીખંડ પૂરી જમવાને લાયક હોય તેમને તેવી રસોઈ કરી જમાડું છું. આજ કારણને લીધે આપણે ત્યાં જમી ગએલા સગા અને સ્નેહી વર્ગે તથા ઓળખાણવાળા સજ્જનોએ તમે તેમને ગામ જતાં તમારો યોગ્ય સત્કાર કરેલો છે. અર્થાત્ આપણે તેમનો સારો સત્કાર કરીએ છીએ, તો તેઓ એવા મૂર્ખ નથી કે તમારી સંભાળ ન રાખે. આ ઉપરથી પેલા પુરૂષની ખાત્રી થઈ કે જેના ઘરમાં સ્ત્રી વિવેકી અને સમજણ વાળી હોય છે, ત્હેના પતિને સર્વત્ર સુખ અને યોગ્ય માન મળે છે. વાંચનાર સુજ્ઞ બ્હેનો ! ! હવે આ વાત ઉપરથી તમો યોગ્ય વિચાર કરી લેશો. મ્હારે તમને કાંઈ કહેવું પડે એમ નથી.

અમદાવાદ અને તેવાંજ બીજાં શહેરોમાં દિવસે દિવસે ભોજનગૃહો ( સારી સારી હોટેલો અને ચોકખી વીશીઓ ) વધતાં જાય છે, તે કારણે બહાર ગામથી આવનારને સુખ અને સગવડતા મળતી જાય છે. તેથી ઘણી જરૂરના કામ સિવાય, કે ખરા સગપણ, કે સ્નેહ સિવાય કોઇ માણસ બીજાને ત્યાં જવા રાજી હોતાં નથી. છતાં પણ જ્યારે તેઓ શહેરમાં સગા કે સ્નેહીને ત્યાં આવે, ત્યારે વિવેકી અને સુજ્ઞ બ્હેનોએ આપણી પ્રાચિન આર્ય નીતિ-રીતિ પ્રમાણે જેનો જેમ ઘટે તે પ્રમાણે આતિથ્યસત્કાર કરવામાં પછાત પડવું જોઇએ નહિં. જે ગૃહસ્થોને ત્યાં બહાર ગામથી આવેલા સગા સ્નેહી અને વિદ્વાનોનો યોગ્ય સત્કાર થાય છે, તેમનાજ ગૃહસ્થાશ્રમને ધન્ય છે. પ્રાર્થના છે કે, સર્વે કોમની ભગીનીઓમાં મહાન પ્રભુ સદ્ગુણ અને વિવેકની વૃદ્ધી કરી, ત્હેમનાં અંતઃકરણમાં સ્વદેશ ભૂમિના કલ્યાણ અર્થે ભ્રાતૃ અને ભગિની ભાવની વૃદ્ધી કરો. **भवतु !**

( સુંદરામપુર. ) —**સૌ૦ કૃષ્ણાગૌરી હિરાલાલ વિ. રાવળ.**

---

# आनन्दाश्रम.

**મતલબ કે લાજ ?** ( **મનહર** )

તલબ માથે બેઠી, લાજ બગલોમાં પેઠી,  
મેકને જો મૂકે હેઠી, કાજ તો સધાય છે;  
ાલે **મતલબ**ને તો, **લાજ** કહે જો હું-ચેતો,  
ાજ લપેટે તો, માથા વાળી પડી જાય છે:  
બાળવવા જુક્તિ કર્યે, અર્થ તો એકે ન સરે,  
બેય રાખી રે'વા ચહે, તે પછી પસ્તાય છે;  
મતલબ સ્હાવા જાય, લાજને લપાવા જાય,  
બેય જાય, બેય જાય, હાય હાય થાય છે !

—' **ખલક ખેલ બાવની.**'

## ઘડપણમાં પરણવાનો ઉમંગ!

(ખુબસુરતીની પૂતળી જેવી સ્વરૂપવાન દમયંતીના સ્વયંવરમાં જવા માટે ઘણા ઘયડા ઘયડા રાજાઓ પણ આવ્યા હતા. દેવતાઓથી વધારે કાન્તિવાન નળ રાજાની સાથે ત્હેમને હરિફાઇ કરવાની, અને દમયંતી જેવી અપૂર્વ ગુણ બુદ્ધિ અને સ્વરૂપવાળી રાજકન્યાનું મન હરણ કરવાનું, તેથી તેઓએ પોતાની કુદરતી સુન્દરતા વધારવા માટે પુષ્કળ તાલમેલ કરી હતી!)

(રાગ સોરઠી.)

આશા અભિમાને ભર્યા નર,
 વાંકા મુગટ ધર્યા શિર પર;
ઘૈરડા થયા નાના વર,
 વર્તા કરાવતાં લાગ્યા છરઃ

તન મન કન્યાને અર્પણ,
 આગળથી નહિં ટાળે દર્પણ!
કેટલાક કરે તિલકની રેપ,
 કેટલાક કરે માંહોમાંહે દ્વેપ;

કેટલાક કરે પૂછાપૂછ,
 'હું ક્‌હેવો?' કહી મરડે મૂછ!
જેનાં મુખ માંહે નહિં દંત,
 તેને પરણવાનું ચંત!

કેવળ વૃદ્ધ, ડાચાં ગયાં મળી,
 તે બેઠા, દુંપાવી પળી.
જોશીની પ્રણિપત કરી,
 દેખાડે હાથ ને જન્મોત્તરી;

જો દમયન્તી મુને પરણે,
 તો જોશી! હું લાગું ચરણે.
જેનાં બેશી ગયાં ગલસ્થલ,
 મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ ઉંચાં કરી ગલોફાં,
 ઘેલા જુવે કાચમાં ફોકાં!

—નળાખ્યાન.

## 'સુધારા'ની શરૂઆત!

એક દિવસ રાતે માંકુભાઈ અને મણિબાઇ પોતાની જિંદગીના આગલા અનુભવો યાદ કરતાં બેઠાં હતાં. શેઠ આરામખુરશી ઉપર પડયા પડયા, બીડી ફૂંકતા હતા; અને ત્હેની ધૂણીનાં ઉડતાં ગુંછળાંમાંથી આખો 'કફ્કો' શોધી કાઢવા પ્રયાસ કરતા હતા. શેઠાણી હિંડોલા ઉપર ઝૂલતાં ઝૂલતાં, પાનની પટીઓ વાવતાં હતાં; અને સાથે સાથે છીંકણીના સબડકા નસકોરાંને ભરાવતાં હતાં! સમય શાન્તિનો હતો. ઘરમાં ધરતીકંપ અને જ્વાળામુખીના પ્રત્યક્ષ પાઠ દરરોજ દેખાડતાં છોકરાં,—જગો, ચમન અને ગગલી અત્યારે ઉંઘી ગયાં હતાં; તેથી ઘર પણ શાન્ત હતું. આવે પ્રસંગે જુવાનીની—પ્રેમની ભાવનાઓ ફરીથી જાગ્રત થાય, એમાં કાંઇ નવાઇ જેવું હતું? પતિપત્ની બંને અત્યારે દિલની પૂરેપુરી ખુશાલી માણતાં હતાં.

આખરે મણિબાઇએ સૂચના કરીઃ "જો આપણે આપણા પોતપોતાના વાંક ખુલ્લા મનથી કબુલ કરતાં હોઇએ, તો ત્હમને નથી લાગતું કે આપણે વધારે સુખી થઇએ?—પછી કાંઈ ન કારણ રહે, બોલવાનું કે લ્હડવાનું...ને—"

"મ્હારી ક્યાંના છે?" માંકુશેઠ બોલ્યાઃ "હું તો નિત્ય કહું છું સ્તો! પણ તું માનતી નથી. પોતપોતાના વાંક જાણવાથીજ માણસ સુધરે છે; અને આપણી જાતમાં યોગ્ય સુધારો થવાથી સારી રીતે સુખી પણ થઇ શકાય છે," તેઓએ ગંભીરતાથી કહ્યું. અને પત્નીને ત્હેના દોષ પ્હેલા જાહેર કરવાની પરવાનગી આપી.

"જુવો, ત્યારે કહું?" મણિશેઠાણી બોલ્યાંઃ "હું તો મ્હારે ખરેખરૂં કહીશ! જુવોને ત્યારે, સાંભળો. રડ્યો, મ્હારો સભાવ બહુ આકળો ને નઠારામાં નઠારો છે.

શેઠ:—( હેની તરફ પ્રસન્ન ચિત્તથી જોતાં ) તદ્દન ખરૂં છે! ત્હારી જિંદગીમાં જો કોઇ દહાડો તું સાચું બોલી હોય તો આ જ છે!

શેઠાણીઃ—( ગુસ્સામાં, મ્હોં મ્હડાવીને ) ત્હમે તો એમ કહેશો સ્તો! મ્હારી ખાત્રીજ હતી. ત્હમે કિ દ્હાડે મ્હારૂં સારૂં બોલવાના હતા જે ?

શેઠ;-હા. પણ આજ તો તુંયે એમજ કહે છે ને ?—હું તો કહેતો આવ્યો છું સ્તો, કે ત્હારો સ્વભાવ ખરાબમાં ખરાબ, ધુંધવાતા છાણા જેવો, ને ગંધાતા ઉકરડા જેવો છે!— હવે, ખરૂં કહે, એમ નથી ?

શેઠાણીઃ-( ઘાંટા પાડીને ) તદ્દન ખોટું! —હડહડતું જૂઠું છે! ત્હમારી પોતાની બાયડીને આવું કહેતાં શરમાતા નથી ?—મ્હારતો મ્હોટા સતવાદીની પૂંછડી થઇને ફરો છો! ...ધુંધવાતો ને ગંધાતો—અદેખો ને ઝેરીલો—ને નઠારો તો ત્હમારો સભાવ છે!!!

શેઠ:-મ્હને એમ કોઈ કહે તેમ નથી. ને ત્હારા આમ ઘાંટાથી તું આખો પડોશ જગાડે ત્હોયે હું ડરૂં તેમ નથી, સમજી? આપણે તો ફક્ત જે સાચું હશે તેજ કહેવાના!

શેઠાણી વધારે ઘાંટા પાડીને રોતાં રોતાં પોતાનો બચાવ કરે છે અને સાથે સાથે શેઠને ચોપડાવતાં પણ જાય છે! અને શેઠજીનો મિજાજ પણ હાથથી જાય છે! જેને પરિણામે ખુબ ગાજવીજ,ને તડાકા ધડાકા થયા પછી કકળતાં, અકળાતાં, એક બીજા ઉપર અપાર ગુસ્સામાં, બને જણ અંતે પડી રહે છે! ગૃહસંસારના સુધારાનો પ્હેલો પ્રવેશ આમ પૂરો થાય છે! —તમાશગીર.

## ડાહ્યો ઠપકો.

"ત્હમે નિત્ય કહો છો, તેમ પતિ અને પત્ની તો એકજ છે ને?" યુવાન સ્ત્રીએ પોતાના પતિનું દુઃખતું માથું દાબતે દાબતે, ધીમા, મધુર સ્વરથી પૂછ્યું.

"હા. હા. કેમ, ત્હને કાંઈ એ બાબત કાંઇ વ્હેમ રહે છે ?" યુવાન પતિએ જવાબ દીધો. "તેઓ બને એકજ છે."

"ત્યારે તો"—પત્નીએ આંખો નીચી નમાવી, દિલગીરી ભરેલા અવાજથી કહ્યું: "ત્યારે તો, કાલે હું દારૂ પીને ગાંડી બની મોડી રાત્રે ઘેર આવી અને શેરીમાં તોફાન મચાવ્યું, તે માટે મ્હારે ઘણુંજ શરમાવું ને પસ્તાવું જોઇએ!" B

## ભયંકર સજાની ધાસ્તી!

હિન્દુસ્થાનમાં એક જણને બે સ્ત્રીએ હતી. એક સ્ત્રી માળ ઉપર રહેતી હતી અને બીજી નીચેના ખંડમાં રહેતી હતી. એક રાત્રે ઘરમાં ચોર આવ્યો. ચોરની દાનત સઘળા માલમત્તા લઈ જવાની હતી; પણ ઘરમાં તે બધાં જાગતાં હતાં, તેથી ચોરની ઇચ્છા પૂર્ણ ન થઈ. સ્હવાર પડતાં ઘરનાં માણસોએ ચોરને જોયો ને ત્હેને પકડીને ન્યાયની અદાલતમાં લઈ ગયા. કંઇ ચોરી થઈ નહોતી; પણ ઘરમાં પ્રવેશ કર્યા માટે ગુન્હો તો થયોજ હતો. માજીસ્ટ્રેટે આ ચોરને પ્રશ્ન પૂછ્યા, કે તરતજ ત્હેણે ગુન્હો કબૂલ કર્યો. માજીસ્ટ્રેટ ચુકાદો આપવાની તૈયારી કરતો હતો એટલામાં ચોરે કહ્યું, "મહેરબાન સાહેબ! તમારી મરજીમાં આવે તે શિક્ષા કરજો. અંધારી કોટડીમાં પુરજો, જાનવરો પાસે ફાડી નંખાવજો; પણ માત્ર એક સજા ન કરશો." માજીસ્ટ્રેટે અચંબો પામીને પૂછ્યું, "કઇ સજા ના કરશો એમ કહે છે ?" ચોરે જવાબ દીધો, "બે બાયડીઓનો ધણી મ્હને ના કરશો, મ્હને બે સ્ત્રી ના પરણાવશો!"

કારણ પૂછતાં ત્હેણે પોતે કેમ પકડાયો હતો તે કહ્યું; ને બોલ્યો કે, "આખી રાત આ ઘરના ધણીને દાદરા ઉપર રહેવું પડ્યું હતું! કારણકે એક સ્ત્રી ત્હેને નીચે ઘસડી જતી હતી ને બીજી ત્હેના વાળ પકડી ઉપર ખેંચતી હતી. આખી રાત આમ ધમાચકડીમાં કોઇ ઉંધ્યાં નહિઃ તેથી હું પકડાઇ ગયો ને ચોરવાનો લાગ ના મળ્યો!"

—રામતીર્થના સદુપદેશમાંથી.

વિચારવંત કુમાર હતો. બાવાજીએ પાણી પાસે આવે નહિં, ત્યાં સુધી દાડમ ન ઉઘાડવાની આજ્ઞા કરી હતી અને તે તોડવા એ ખુશી ન્હોતો ત્હેને પણ ભૂખ તો લાગી હતી અને અનારની સુગંધ બહુ ખુશકારક હતી, છતાં ત્હેણે પોતાના મન ઉપર સખ્ત કાબુ રાખ્યો.

બંને મ્હોટા ભાઇઓએ પોતપોતાનાં દાડમ તોડયાં. તરતજ તે દરેકમાંથી શીતળ, સુગંધી ભરેલી, રૂપેરી ધૂણી નીકળવા લાગી; અને અંતે ત્હેમાંથી મનોહર રૂપવંતી યુવતીઓ બ્હાર નીકળેલી નજરે પડી.

" મ્હને બહુ તરશ લાગી છે! " અને ," તરશથી મ્હારો પ્રાણ જાય છે!" એમ તે બંને બોલવા લાગી અને પાણી વિના બ્હેબાકળી થઇ ગયેલી દેખાઇ. તે બિચારા ત્રણે જણ ગાંડાની પેઠે આમથી તેમ જંગલમાં દોડવા લાગ્યા પણ પાણીનો પત્તો લાગ્યો નહિં; ત્યારે નિરાશ થઇને પાછા આવ્યા. ત્હેમને પાણી લાવ્યા વગર આવતા જોઈ, તે અપ્સરા જેવી ખૂબસુરત સ્ત્રીઓ નિરાશામાં ધુણીરૂપે પાછી બદલાઈ ગઈ. તેઓ ધીમેધીમે આકાશ તરફ ઉડી જતી દેખાઇ, થોડીવારમાં નજર બ્હાર ચાલી ગઈ!

તે અપ્સરાઓના પાછા આવવાની બે ચાર દિવસ સુધી તે રાજકુમારોએ અતિ આતુરતાથી રાહ જોઇ, પણ તે નકામું હતું. ફરીથી તે ત્યાં દેખાઇજ નહિં. તેથી અંતે ઘણાજ નિરાશ, અને જિંદગીથી કંટાળેલા, તેઓ આગળ ચાલ્યા. જંગલ હવે વધારે ગાઢું થવા લાગ્યું હતું અને અંધારૂં થઇ ગયું હતું. ત્રણે જણ બહુ થાકી ગયા આથી તેઓ પોત પોતાને ઠીક લાગ્યું તેમ ચાલવા લાગ્યા અને તેથી થોડા વખતમાં જૂદા પડી ગયા. સહુથી ન્હાનો ભાઈ ફુલસિંહ એકલો પડયો, છતાં હિમ્મત અને ધીરજથી આગળ ચાલવા લાગ્યો. અંતે તે એક પાણીના નાળા આગળ આવી પ્હોંચ્યો. અહિં ત્હેણે હાથ પગ અને મ્હોં ધોયું તથા પેટ ભરીને પાણી પીધું. હવે ત્હેને પેલું દાડમ સાંભર્યું, જે ત્હેણે બીજા ભાઇઓની પેઠે નહિં તોડતાં, જેમનું તેમ સાચવીને રાખી મૂકયું હતું. અનાર ઉઘાડયું કે તરતજ ત્હેમાંથી આગળની પેઠે એક અતિ રૂપવંતી યુવતિ બ્હાર આવી; અને પાણી માગતાં, ત્હેને ફુલસિંહે પાણી આપ્યું. તે પીધા પછી ત્હેની ખુબસુરતી હજારો—લાખ્ખો ઘણી વધારે જણાઇ. આ વખત ચોતરફ ચન્દની ખીલી રહી હતી અને ત્હેના અજવાળામાં તે રાજકુમાર અને અનારદેવી અપ્સરા એ બંનેએ એક બીજાને દીઠાં અને તેઓ એક બીજાને મોહી પડ્યાં. તે બંનેએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. રાતનો ઘણો ભાગ અનારદેવીની સાથે ફુલસિંહે વાતોમાં પસાર કીધો અને ત્હેને પોતાની સઘળી હકીકતથી વાકેફ કરી. અન્તે જ્યારે તે ઉંઘી ગઈ, ત્યારે ત્હેણે પોતાની તલવાર ઉઘાડી કરી ત્હેની આસપાસ પ્હેરો ભર્યાં કર્યો. સ્હવારમાં પાસેના ઝાડ ઉપર ચ્હડીને જુવે છે તો પોતાનું શહેર જંગલથી થોડે દૂર દેખાતું હતું. આથી ત્હેણે પોતાની પત્નીને કહ્યું: "વ્હાલી રાજકુમારી! તમે અહિં થોડો વખત મ્હારી રાહ જોશો? અહિંથી પાસેજ મ્હારા બાપુનું નગર છે ત્યાં જઇ ત્હમારે પ્હેરવા લાયક લુગડાં ઘરેણાં અને બેસવાને માટે એક સારો રથ (ગાડી) હું લઇ આવું છું. મ્હારા બાપુની પાસે મ્હારી પત્ની તરીકે જવાને માટે ત્હમારે સારો પોષાક અને વાહન જોઇએજ."

કુમાર ફુલસિંહ શહેરમાં ગયો, એવામાં એક ઘરડી બેડોળ ડોશી અનારદેવી પાસે

આવી પ્હોંચી. "બાઈ સાહેબ!" ત્હેણે પૂછ્યું, "આપ અહિં શું કરો છો ને એકલાં કેમ બેશી રહ્યાં છો ?"

અનારદેવીએ સઘળી હકીકત તે ડોશીને કહી સંભળાવી. વાત જાણ્યા પછી ડોશીના મનમાં પાપી વિચાર થઈ આવ્યો અને પાસે પડેલું એક લાકડું ઉપાડી એવા જોરથી ત્હેના માથા તરફ ફેંક્યું, કે વાગતાં તરતજ તે અપ્સરા પછડાઇને જમીન પર પડી અને મરણ પામી. ડોશીએ ત્હેને પાસેના ખાડામાં દાટી દીધી. એવામાં ફૂલસિંહ પાછો આવ્યો.

સુન્દર યુવતીને ઠેકાણે કદરૂપી ડોશીને બેઠેલી જોઈ, તે રાજકુમાર ગભરાયો. "મ્હને આ પ્રમાણે બદલાયલી જોઇને ત્હમે જરા પણ ફિકર કરશો નહિં," તે ડોશી બોલી; આ મ્હારું રૂપ ફરી ગયું છે, એ જાદુનો ચમત્કાર છે; અને ત્હેમાંથી છૂટકારો થવાના ખરા માર્ગ તરીકે મ્હને એમ કહેવામાં આવ્યું છે કે, ત્હારો પતિ ત્હને જેટલા પ્રેમથી આવા બેડોળ સ્વરૂપમાં ચ્હાશે, તેટલી વ્હેલી તું ત્હેમાંથી છૂટી થઇશ. જો તે ત્હને ધિક્કારશે, તો તું હમ્મેશાં આમની આમજ રહીશ. માટે ત્હમે મ્હને ખરા જિગરથી ચ્હાશો, તો આપણું લગ્ન થશે કે તરતજ હું મ્હારું અસલ સ્વરૂપ, પ્હેલાંથી પણ વધારે ખૂબસુરતી સાથે હું ધારણ કરી શકીશ."

તે બિચારા રાજકુમારે આ વાત ખરી માની અને ત્હેને વસ્ત્ર તથા અલંકાર પ્હેરાવી રથમાં બેસાડી શહેરમાં લઈ ગયો. રાજાએ ત્હેને જોઈ ત્યારે તે કંટાળા અને તિરસ્કારની લાગણીથી બોલી ઉઠ્યોઃ "આવીજ સ્ત્રી પસંદ કરવાનો ત્હારો વિચાર હતો, તો પછી આટલા બધા દ્હાડા બગાડવાનું કાંઈ કારણ ન્હોતું." પણ ફૂલસિંહે જ્યારે ત્હેને બનેલી અને સાંભળેલી હકીકત કહી, ત્યારે તે જરા શાન્ત થયો.

"જો આ જ અનારદેવી હોય, તો પછી ત્હારી ફરજ છે, કે તરતજ ત્હેની સાથે લગ્ન કરીને ત્હારે ત્હેને જાદુમાંથી છૂટી કરવી." રાજાએ કહ્યું. અને બીજે દિવસે લગ્ન સમારંભ કરવાનો ઠરાવ કરી બધી તૈયારીઓ કરવા હુકમ કર્યો.

પેલી ડોશી તો આ સાંભળીને ખુશી ખુશી થઈ ગઈ અને આનન્દથી નાચવા લાગીઃ "હાશ, હવે હું રાણી થઇશ!"—એવા હર્ષનાં ત્હેને આખી રાત સ્વપ્નાં આવ્યા કર્યાં.

હવે ફૂલસિંહના ભાઇઓ પોતાની અપ્સરાઓ ઉડી જવાથી નાસીપાસ થયેલા અને થાકયા હાર્યા, રાત પડતાં પડતાંમાં નગરમાં આવી પ્હોંચ્યા હતા. તેઓને માથે ઝીણી ઝીણી રૂપેરી ધૂળિ આછી આછી ઉડયાં કરતી હતી, પણ ત્હેમને ત્હેની ખબર ન્હોતી.

સ્હવારમાં રાજા ઉઠયો અને જુવે છે તો ત્હેના આંગણામાં જે એક સુન્દર ફુવારો ઉડતો હતો, ત્હેની બાજુપર એક બહુ મનોહર દાડમડીનું ઝાડ ઉગ્યું હતું. ત્હેના ઉપર મ્હોટાં અને ખૂબસુરત ત્રણ અનાર ઝુલતાં હતાં. બે નીચે હતાં, અને ત્રીજું ઝાડની ટોચ પર હતું.

આ અદ્ભુત વાત લોકોમાં તરતજ ફેલાઈ ગઈ. પેલા ગાંડા જેવા થઇ ગયેલા રાજ-કુમારો પણ દોડતા ત્યાં આવી પ્હોંચ્યા. અને જુવે છે, તો ફૂલસિંહની રાણી થવાને જાહેર થયેલી ડોશી એટલામાં ત્યાં આવીને તે દાડમ તોડવા જતી હતી. તરતજ પેલા ભાઈ-ઓએ ત્હેને પાછી હઠાવી, પોતે બંન્નેએ એકેક અનાર તોડી લીધું, તથા ફૂલસિંહને બોલાવ્યો. ત્હેણે પણ ઝાડની ઉપર ચ્હડી ત્રીજું દાડમ ઉતાર્યું. એ અનાર તોડતાં, ત્હેમાંથી

પેલી ત્રણ અપ્સરાઓ પાછી બ્હાર નીકળી આવી અને પાણી માગ્યું. તે આપ્યું તો ત્હેમની સુન્દરતા અસલ કરતાં પણ લાખોઘણી વધી ગઇ. પણ આ ત્રણેમાં ફુલસિંહ વાળી અનારદેવીના રૂપ, ગુણ અને ડહાપણને તો કોઈ પ્હોંચે એવુંજ ન્હોતુ. આથી રાજાએ ત્હેને ગાદીવારસ ઠરાવ્યો. પણ ત્હેણે બધું રાજ્ય પોતે નહિ લેતાં, ભાઈઓ સાથે સરખે ભાગે વ્હેચી લીધું. બધા રાજકુમારોનાં તે અપ્સરાઓ સાથે એકજ વખતે લગ્ન થયાં અને આ ત્રણે ભાઇઓ તથા ત્રણે બ્હેનોએ સાથે રહેવું અને વિખટાં ન પડવું, એમ નક્કિ કર્યું.

પેલી ડોશીને તો બધી વાત જાણ્યા પછી ગુસ્સે થયેલા લોકો મારી નાંખવાનીજ તૈયારીમાં હતા. પણ ફુલસિંહે અનારદેવીની વિનંતિ ઉપરથી ત્હેને ત્હેના પાપ માટે માફી આપી. તો પણ લોકોએ તો ત્હેને પુષ્કળ માર મારીને રાજ્યબ્હાર હાંકી કહાડી.

હવે રાજા પોતાનો બધો વખત ભગવાનના ભજનમાં ગાળતો હોવાથી, તે ત્રણે ભાઈઓએ સાથેજ રાજ્ય કરવા માંડ્યું. અને પોત પોતાની રાણીઓ સહિત "ખાધું પીધું ને મઝા કરી."*

—B.

# संुदरी सुबोध मंडल, अमदावाद.

(ગત વર્ષનો અહેવાલ અને હીસાબ હવે પછીના અંકોમાં પ્રકટ થશે. સ્થળ સંકોચને લીધે કેટલીક હકીકત મુલતવી રાખવી પડી છે. —મંત્રિ સુ. સુ. મંડળ.)

**બાલ ગ્રન્થાવલિ ફંડ** –રૂ. ૧૫–૦–૦ સ્વર્ગસ્થ ભાઈ કાન્તિપ્રસાદ નાનાભાઇ ના ઇચ્છા અનુસાર, રા. રા. નાનાભાઇ છોટાભાઈ દેસાઇ (પેટલાદ) એઓ તરફથી । ફંન્ડ ખાતે ભેટ આવ્યા, તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

# पत्रमंजूषा.

## સ્ત્રીઓની અવગણના!

શ્રીયુત તંત્રીજી, "સુંદરી સુબોધ,"

નીચેનું ચર્ચાપત્ર આપના સ્ત્રી–ઉપયોગી પત્રમાં પ્રકટ કરી આભારી કરશોજી

"યજ્ઞોપવિત સંસ્કારમાં, બ્રહ્મચારી (બટુવા)ને ગુરૂમંત્ર (ગાયત્રી)નો ઉપદેશ કરતાં, યજમાનની સ્ત્રી (કે જેના વગર સંસ્કાર થઇ શકતોજ નથી તે) ને કહાડી મૂકવામાં આવે છે." એ દૃશ્ય, એક શિક્ષિત મિત્રને ત્યાં જોઇને મ્હને ખેદ થયો! આનું કારણ એમ જણાવવામાં આવે છે કે "સ્ત્રીઓ શૂદ્ર છે, માટે ત્હેમના સમક્ષ વેદમંત્રનો— ખાસ કરીને ગાયત્રીમંત્રનો ઉચ્ચાર ન થાય!' સ્ત્રીઓને અધોગતિએ પહોંડનારી, આ અશાસ્ત્રીય અને બુદ્ધિ વિરૂદ્ધની માન્યતા પ્રતિ શિક્ષિત સ્ત્રી પુરૂષોનો તિરસ્કાર હવે વધતો જાય છે, અને સુધારકોના પ્રયત્નથી, તથા આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, આદિ સંસ્થાઓના ઉદ્ભવથી, વિદ્વાનોની સમાજમાંથી, એ માન્યતા હવે નિર્મુળ થવા લાગી છે. પરંતુ એટલાથીજ બસ નથી; એક બાજુએ- "સંસારમાં, સ્ત્રીઓની પદવી શ્રેષ્ઠ છે," "સ્ત્રીએ પુરૂષની અર્ધાંગના છે," "પુરૂષ દેવ, તો સ્ત્રી દેવી છે,"–એમ કહેવું, અને બીજી બાજુએ, આવી મંગળ ક્રિયા પ્રસંગે તેઓ સ્થાનને અથવા સત્કારને યોગ્ય નથી એમ ગણી ત્હેમની સા । તેવું વર્તન ચલાવવું, એ અત્યંત કષ્ટજનક છે. કેટલાકો આ વાતને નજીવી અથવા નિરર્થક સ્હમજતા હશે, પરંતુ તેમ નથી. સ્ત્રીઓની અવગણના કરનારી આવી ક્રિયાઓ બંધ નહિ થાય, ત્યાં સુધી સ્ત્રીઓના ઉત્કર્ષ સંબંધી ભાવનાઓને ધોકો પહોંચવાનોજ.

* આ વાર્તા ઇંગ્રેજી ઉપરથી લીધી છે, જો કે 'અનારદે' નામની આજ હકીકતની લાંબી વાતા આપણામાં પ્રચલિત છે, તે હવે પછી આપવામાં આવશે.

આ વિષય ઉપર હું મ્હારી શિક્ષિત બ્હેનોનું ધ્યાન ખેંચું છું, અને સ્ત્રી ઉન્નતિના હિમાયતીઓને પ્રાર્થના કરૂં છું કે, તેઓ આ સંબંધમાં ઘટતો વિચાર કરી પોતાને ત્યાં તેવો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે સ્ત્રીઓને ત્યાંજ બેસવા દેવા વ્યવસ્થા કરશે.

ગાર્ગી, મૈત્રેયી, સુલભા, કાત્યાયની, લોપામુદ્રા સરસ્વતી, આદિ સ્ત્રીઓ વેદની જ્ઞાતા હતી, ને કેટલીક સ્ત્રીઓ વેદોના મંત્ર દૃષ્ટા તરીકે જાણીતી છે. તે પછી, જે ગાયત્રી મંત્ર આજે "સંધ્યાનાં પુસ્તકો"માં સ્થળે સ્થળે વંચાય છે, અને કોઇ પણ શિક્ષિત સ્ત્રી યાદ કરી શકે છે, તેના ઉપદેશ પ્રસંગે ત્હેને સંસ્કારમાંથી પદચ્યુત કરવી, એ કેટલું અશાસ્ત્રીય, અસત્ય, અને બુદ્ધિ રહિત છે તે કોઇ પણ સ્હમજી શકશે.

મર્યાદા પુરૂષોત્તમ મહારાજ રામચંદ્ર, દેવી કૌશલ્યાની આજ્ઞા લેવા જાય છે, તે વખતે કવિ શિરોમણી ઋષિ વાલ્મિકી તે સમયનું જે ચિત્ર દોરે છે, તે પરથી પ્રતીત થાય છે કે, તે સમયે દેવી કૌશલ્યાજી "સંધ્યા–અગ્નિ હોત્રાદિ" નિત્ય કર્મમાં પરોવાં હતાં. અનેક આર્ષ ગ્રંથોને આધારે, "આર્યસમાજ" સ્ત્રીઓને, વૈદિક નિત્ય કર્મનો અધિકાર આપે છે, અને વૈદિક સંસ્કારોમાં તે સ્ત્રીઓની, પુરૂષના જેટલીજ યોગ્યતા સ્વીકારે છે. થોડા સમયપર, સપ્તપદીની પ્રતિજ્ઞાઓ, કેટલાકોમાં બીલકુલ કરાવવામાં આવતી નહોતી, અને કેટલાકોમાં માત્ર ગોર તરફથીજ બોલાવવામાં આવતી હતી !–પરંતુ હાલમાં આર્યસમાજ તેમજ અન્ય શિક્ષિત તથા સુધારક સમાજ તે પ્રતિજ્ઞાઓ વરકન્યાને સ્વમુખે બોલાવે છે એવીજ રીતે કોઈ પણ સંસ્કારમાંથી એવી અશુદ્ધ કે અશાસ્ત્રીય વાત હોય તે કાઢી નાંખવી જોઇએ. જેઓ એમ સમજે છે કે અમુક વાત ખોટી છે, ત્હેમને શિરે તે પ્રમાણે વર્તવાનો, અને બીજાઓને તે સ્હમજાવવાનો બોજો વિશેષ છે. આશા છે કે, આ ચર્ચાપર અન્ય બંધુઓ તથા બ્હેનો પણ વિચાર કરશે.

પ્રેરક.

(મુંબઈ) પરધુભાઇ વ્હાલાભાઈશર્મા.

અધિપતિ, "આર્યપ્રકાશ"

---

## પાકશાસ્ત્ર.

મે. સુન્દરી સુબોધના અધિપતિ,

આપણી હાલની સ્ત્રીઓ પાકશાસ્ત્રથી એટલી અજ્ઞાન છે, કે ભાગ્યે કોઈ સ્ત્રીને પાકશાસ્ત્રનું પુરેપુરૂં જ્ઞાન હશે. હાલની માતાઓ પોતાની છોકરીઓને લાડથી રાંધતાં શીખવાડતી નથી; પણ તેવીને સાસરે જઇને રાંધવું કેટલું વસમું લાગે છે તેનો ઘણાંને અનુભવ હશે. બીજા સર્વ વિષયો કરતાં જે સ્ત્રી રસોઇમાં કુશળ હોય તેનો સાસરામાં ઝટ સમાસ થાય છે. અને પતિ વગેરે સર્વ તેના ઉપર પ્રસન્ન રહે છે. પણ આ વાત ઘણી માતાઓ પોતાની છોકરીના સંબંધમાં ભુલી જાય છે.

હાલની છોકરીઓ શેર બશેરની રોટલી કરે છે ત્યાં થાકી જાય છે, તો પાંચશેર સાતશેરની તો શું જ કરે ! જરીક પૈસો હોય કે રસોઇયો રાખે ને તે રસોઇ જેવી થાય એવી ખાય ! રસોઇયો રાખે તેમાં બમણું નુકશાન થાય ને રસોઈ સારી ના થાય. એ બધું સહન કરે તે શાને માટે ? હાથે કરવાને દુઃખે ! જ્યારે આપણી બ્હેનોથી રસોઇ સરખીએ નહી થાય, ત્યારે શું થશે ?

આપણી માતાઓ એમ જાણે છે કે છોકરી મોટી થશે ને સાસરે જશે ત્યારે રાંધશે સ્તો; આપણે રંધાવીયે ને સાસરે રાંધે, ત્યારે બિચારીને વિસામો ક્યારે ?–એમ કરીને એને શીખવાડે નહીં; કદાચ બહુ તો નીત્યની રસોઇ શીખવાડે; પણ પકવાન વગેરે સારા દિવસો અને શુભ પ્રસંગે એ જરૂરની વિવિધ જાતની સામગ્રી જો કરવી હોય તો કોઇને પુછવા જવું પડે; ને તે છતાં એ સારૂં થાય નહીં ! તેનું કારણ શું ? એજ કે બધું રાંધતાં શીખવેલું નહી ને કોક દીવસ કરવાનું રોજની ટેવ હોય તો એવું થાયજ નહી. માટે સર્વ બ્હેનોએ પાકશાસ્ત્ર તો જાણવુંજ જોઇયે, અને સર્વ માતાઓએ પોતાની પુત્રીને એ શિક્ષણતો આપવુંજ જોઈયે; જેથી સાસરે એને ભારે પડે નહી. ને સારૂં રંધાય તો શરીર આરોગ્ય રહે. કાચું પાકું થાય તો ભાવે નહી ને શરીર બગડે એ તો જુદું !

મેં નજરે જોયું છે કે તેર ચૌદ વરસની છોકરી ઘરમાં હોય પણ માને અશક્ત હોય ત્યારે ભાયડાઓને હાથે રાંધવું પડે અગર ખીચડી વગેરે ખાઇને ચલાવવું પડે આ શું કહેવાય ? અસલમાં એવડી છોકરીયો સાસરે જતી ત્યારે ત્યાં શું નહી રાંધતી હોય ?

રસોઇ કરવાથી મનની શક્તિ પણ ખીલે છે. ને જો આવડતું હોય, તો જુદી જુદી સામગ્રી કરી જમાડવાથી ઘરનાં સર્વ માણસોને કેટલો સંતોષ થાય છે ?

રાંધવાનો કંટાળો હોય છે એટલે કોઈ મહેમાન આવે ત્યારે ત્રાસ પડે છે ને મનથી એમ ઈચ્છે છે કે જાય તો સારૂં. કેમકે રાંધવું ના પડે ! પછી કરીને તો ખવડાવે, પણ કાચું પાકું કરે એટલે આવનાર હોય તે પણ બે દિવસ રોકાવાનો હોય તે. ના રોકાતાં તરત જાય. આપણે ઘેર કોઈ આવ્યું હોય ને તે સંતોષ પામીને જાય નહી, ત્યારે ઘરમાં સ્ત્રી હોય તે શા કામની ? એના કરતે તો ના હોય એજ સારૂં કે કોઇનો દોષ તો નીકળે નહી ! પુરૂષો તો જે વસ્તુ જોઇયે તે લાવી આપે છે, રાંધી આપવાનું કામ તેમનું નથી. વસ્તુની જુદી જુદી વાનીઓ કરીને જમાડવાનું તો સ્ત્રીઓનુંજ કામ છે; તે જ્યારે થાય નહી, ત્યારે પતિ પ્રસન્ન શી રીતે થાય, ને ઘર શી રીતે ચાલે ?–પછી રોજ કંકાસ થાય એમાં નવાઈ શી ? કેમકે થાક્યા પાક્યા પુરૂષો ઘેર આવે ને જમવા બેસે ત્યારે કાંતો કાચું હોય અગર બળી ગયું હોય, અથવા તો ખારૂં હોય ! એવી અનેક તરેહની ખાંમી હોય ને ભાવે એવું હોય નહી, એટલે ચીડાય ને પછી કંકાસ થાય. માટે બ્હેનો ! તમે ઘણાંના દાખલા જોયા હશે. તો તમે તમારી નાની બેનો તથા પુત્રીઓને રસોઈનું શિક્ષણ આપવું ભુલશો નહી, જેથી તેઓ સુખી થાય અને માતાને ખરા અંતઃકરણથી આશીર્વાદ દે.

અમદાવાદ ) —એક બ્હેન.

# समय तरंग.

## વિવિધઃ

નામદાર લૉર્ડ હાર્ડિંગ ( વાઇસ રૉયનાં બાનુ ) ...ાની પુત્રી ઓન. ડાયમન્ડને સાથે લઈ આવતા ...મેલમાં વિલાયત જશે.

લગ્નઃ (૧) ના શેહનશાહના કાકાના દીકરા ...સ આર્થર ઑફ કૉનૉટનું લગ્ન ડચેસ ઑફ ...ફ્રની સાથે તા. ૧૫ મી ઓકટોબરે થશે. (૨) ...દરાનાં રાજકુમારી શ્રી ઇન્દિરા રાજાનું લગ્ન બિહારના મહારાજા શ્રી જીતેન્દ્ર નારાયણ ભૂપ ...દૂર સાથે લંડનમાં થયું છે.

પ્રદર્શનઃ તા. ૧૨ મી સપ્ટેમ્બરે, પુણાના "એમ્પ્રેસ ગાર્ડન" ( બાગ ) માં ફળફુલનું પ્રદર્શન ભરાવાનું છે, જેમાં સ્ત્રીઓએ ફુલથી શણગારેલી બાયસિકલોનો જુદો વિભાગ રાખવાનો છે. ના. આ રિગંડને પ્રદર્શન જોવાને જવાના છે.

જળપ્રલયઃ કાઠિયાવાડમાં પાલીતાણા, મહુવા વગેરે સ્થળોએ અને ગુજરાતમાં મહી તથા નર્મદાના કિનારાનાં ગામોમાં પાણીની રેલ આવીને લાખો રૂપિયાનું નુકશાન થયું હતું. તથા ઘણાં માણસો, પ્રાણીઓના જીવની હાનિ થઇ હતી. બંગાળાના બર્દવાન જિલ્લામાં પણ ભારે રેલ આવીને સેંકડો માઇલ સુધી પાણી ફરી વળ્યું હતું; અને ત્યાં પણ પુષ્કળ નુકસાન થયું હતું. સઘળી બાજુપર ઘણાં માણસો સાધનહીન, નિરાધાર, દુઃખી થઇ ગયાં છે.

લ્હડાઇઃ (૧) તુર્કીના મહારાજ્ય અને બાલ્કન રાજ્યો વચ્ચેની લ્હડાઈનો હજી અંત આવ્યો નથી બાલ્કન રાજ્યોને માંહેમાંહે લ્હડતાં જોઈ, તુર્ક લોકોએ એડ્રિયાનોપલનો મ્હોટો કિલ્લો પાછો જીતી લીધો છે અને આસપાસના મુલકમાં પણ તેઓ વધતા જાય છે. બાલ્કન રાજ્યોમાં તો હવે સુલેહ થઈ છે, પણ ત્હેમાં બલ્ગેરિયાનેજ નુકસાન થયું છે. અને તુર્કીને યૂરોપનાં મ્હોટાં રાજ્યો એડ્રિયાનોપલ પાછું આપવાની ફરજ પાડશે એમ સંભળાય છે. (૨). ચીનના પ્રજાસત્તાક રાજ્યમાં ઉત્તર અને દક્ષિણના પ્રાન્તો વચ્ચે વિગ્રહ કેટલોક સમય ચાલ્યો હતો. પરન્તુ હાલમાં દક્ષિણનાં લશ્કરને ઘેરી લઇ, સરકારી લશ્કરે વિજય મેળવ્યાના ખબર આવ્યા છે. બળવાખોર સરદારો જાપાન તથા બીજા દેશોમાં ન્હાશીજવા લાગ્યા છે.

મરણઃ (૧.) ફક્ત સ્વાશ્રય અને ઉદ્યોગથી જ પૈસો પેદા કરી, અર્ધા કરોડ ઉપરાંત રૂપિયાનું દાન કરનાર, વહોરા વ્યાપારી સર આદમજી પીરભાઈ, મુંબાઈ. (૨.) આખા હિન્દુસ્થાનમાં વિદ્વત્તા અને સુજનતા માટે માન પામનાર, તથા વલ્લભીય ( વૈષ્ણવ ) આચાર્યો માટે લોકસન્માન પુનઃ પ્રાપ્ત કરનાર, ગોસ્વામી શ્રી દેવકી નન્દન આચાર્ય,–મુંબાઈ અને મથુરાં; (૩.) પાટીદાર કોમના

જાણીતા વડા ના. પાટડીના દરબાર સાહેબ; (૪) હવામાં ઉડવાની હીલચાલમાં ભાગ લેનાર વિલાયતનો પ્રસિદ્ધ વિમાની કર્નલ કોડી. (૫) કુચબિહારના મહારાજા રાજા રાજેન્દ્ર નારાયણસિંહ. (લંડનમાં).

## કેળવણી.

વિજ્ઞાનના શિક્ષણના પ્રચાર માટે, કલકત્તાના સુપ્રસિદ્ધ વકીલ અને નાગરિક ( તથા મદ્રાસ કોન્ગ્રેસના પ્રમુખ ) ડૉ. રાસ વિહારી ઘોષે દશ લાખ રૂપિયાની રકમ ત્યાંની યુનિવર્સિટીને આપી છે અને બીજી મ્હોટી રકમ આપવાનાં છે.

શાળાઓ:—ક્યાં કુટુમ્બની હિન્દી બાલિકાઓ માટે દિલ્હીમાં એક કૉલેજિયેટ હાઇસ્કૂલ ( પાઠશાળા ) સ્થાપવાની ભોપાળનાં બેગમ તરફથી ગોઠવણ થઈ છે.

મુસલમાન છોકરીઓ માટે ઝનાના સેન્ટ્રલસ્કૂલ પુણામાં તા. ૧૪-૭-૧૩ ના રોજ ઑ. મિ. શાર્પે ખુલ્લી મુકી હતી. ઇસ્લામી કોમની, ફક્ત ઈલાકાના મધ્યમ વિભાગમાંજ, કેળવણી લેતી બાલિકાઓ છ વર્ષમાં ૨૦૦૦૦ ને બદલે ૩૦૦૦૦ થઈ છે આથી સ્ત્રીશિક્ષકોની પડતી તાણ પૂરી પાડવા આ શાળા બહુ જરૂરની છે.

જલંધર કન્યામહાવિદ્યાલયને માટે નવું મકાન બંધાય છે. પંજાબના લે ગવર્નરે ત્હેની મુલાકત લઈને પંડિતા સાવિત્રી દેવી વગેરે દેશ પ્રેમી બાનુઓ વગર પગારે શાળામાં કામ કરે છે, તે માટે ત્હેમની પ્રશંસા કરી, બાલિકાઓને મિઠાઈ માટે રૂ. ૨૦૦ આપ્યા હતા.

શિક્ષણ:-પંજાબ યુનિવર્સિટી તરફથી દર વર્ષે મુનશીની પરીક્ષા લેવામાં આવે છે, ત્હેમાં મિસ મોલવી મહેબુબ આલમ પ્હેલી જ મુસલમાની બાનુ આ વખત પસાર થઇ છે." શરીફ બીબી" નામના પત્રની તે સંપાદિકા છે.

ગ્રેન્ટ-ઇન-એઇડ ( સરકાર પાસેથી મદદ મેળવતી ) શાળાઓમાં તે કન્યાશાળાને જે મદદની રકમ મળતી હોય તેથી પાંચ ટકા કરતાં વધુ નહિ એવી ખાસ મદદ છોકરીઓને પુસ્તકો વગેરે ખરીદવા તથ નિયમિતતા માટે ઇનામો તરીકે આપવાને માટે મળશે. આ ગ્રેન્ટનું પત્રક વ્યવસ્થાપકે જુદું રાખવું પડશે, ને ઇન્સ્પેક્ટરને બતાવવું પડશે.

'અકસ્માત વેળા તાત્કાલિક ઇલાજ' નું શિક્ષણ બાનુઓને આપવાનું મુંબાઈમાં "સેન્ટ જોન એમ્બ્યુલન્સ એસોસિએશન" ના "પારસી નર્સિંગ વિભાગ" તરફથી શરૂ કરવામાં આવ્યું છે. હોર્નબીરોડ ઉપર બેલાનિયા બિલ્ડીંગમાં ત્રીજે માળે " યંગ લેડીઝ હાઈસ્કૂલ " ના મકાનમાં ડૉ. મિસ હીરાબાઈ કંટ્રાક્ટર આ શિક્ષણ આપે છે. દર રવિવારે ફક્ત એક કલાક અભ્યાસ ચાલે છે અને ત્રણ મહિને પરીક્ષા લેવાય છે. પાસ થનારને સર્ટિફિકેટ મળે છે. શિક્ષણ માટે કાંઇ ફી ( લવાજમ ) નથી; માત્ર ચોપડી પાટા, વગેરે માટે દોઢેક રૂપિયાનું ખર્ચ કરવું પડે છે.

પુસ્તકાલય:—" સોશિયલ સર્વિસ લીગ " ( મુંબાઇ ) ની લાયબ્રેરીમાં ૨૯૦૦ મરાઠી તથા ૨૧૦૦ ગુજરાતી ચોપડી છે. આ સંસ્થાને અંગે કુલ ૧૦૪ પુસ્તકાલય ખોલવામાં આવ્યાં છે. અભણ વર્ગના લોકો માટે ૧૩૧ ચિત્રમય ભાષણો આપ્યાં હતાં. અને ગરીબોમાં બધે મેતની ૬૦૦૦ ક્વીનાઇનની ગોળીઓ વેંચવામાં આવી હતી.

વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીમાં ૪૦૦૦૦ પુસ્તકો છે; અને બીજાં ૨૫૦૦૦ લેવાની મંજુરી મળી ચૂકી છે. આ પુસ્તકાલયમાં ૨૦૦૦ સંસ્કૃત અને બીજી ભાષાઓના હસ્તલેખ છે. રાજ્યનાં મુખ્ય ગામોમાં બે લાયબ્રેરીઓ ૩૧૦૦ અને ૩૬૦૦ પુસ્તકો છે, અને ત્રીજી લાયબ્રેરી પણ એવા મ્હોટા પાયા ઉપર તૈયાર થાય છે. ૨૮ બીજાં ગામોએ સારાં પુસ્તકાલય વધારયાં છે, અને ૨૧૬ ગામોમાં આશરે ૨૦૦ ચોપડીઓની લાયબ્રેરીઓ શરૂ થઇ છે. લાયબ્રેરી ખાતા તરફથી આ ઉપરાંત ,'ફરતા પુસ્તકાલય"ની પેટીઓ મોકલવામાં આવે છે અને "મેજિક લેન્ટર્ન" તથા "સિનેમેટોગ્રાફ" દ્વારા વિજ્ઞાનનો લોકોમાં ફેલાવો કરવામાં આવે છે. ગયા વર્ષમાં દોઢ લાખ ચોપડીઓ વંચાઇ હતી.

## ન્યાયમંદિર.

બહાદુર બાલિકા:—દશા ખડાયતા કોમની સગી ઉમ્મરની છોકરી બ્હેન 'મંગુ' નું લગ્ન ત્હેના કાકાએ ભારે રકમ ( દસ હજાર રૂપિયા ! ) લઈ જ્ઞાતિના કોઇ વૃદ્ધ અથવા આધેડ પુરૂષની સાથે કરવાનું ધારેલું-આથી તે બાલિકાએ ઉમરેઠ જઇ પોતાના ફુવા ઓન. મિ. ગોકળદાસ પારેખને ઘેર આશ્રય લીધો હતો. ત્યારબાદ ત્હેના વાલી નીમવાની અરજી ડિસ્ટ્રિક્ટ જજ કોર્ટમાં થતાં, આ બાબત તપાસ ચાલી, જેમાં મંગુ બ્હેને પોતાનું લગ્ન પૈસા લઇ

કરવામાં આવે હેની વિરૂદ્ધ બહુ હિમ્મતથી જુબાની આપી હતી. આખરે કેસની માંડવાળ થઈ છે, અને આ બાલિકાને હેનાં ફોઇ શ્રીમતી સૌ. પરસનબાઇ (ઓન. મિ. ગોકળદાસનાં પત્ની) ને કોર્ટ તરફથી સોંપવામાં આવી છે.

**નવસારી લેમ્પકેસઃ**—નવસારીના એક પારસીવકીલ ઉપર એક દીવો ઉચાપત કરવા માટે ફરિયાદ થઇ હતી. આ દીવો એક બાઇએ ધર્માદા આપેલો તે આ ગૃહસ્થ પોતાના વાપર માટે લઇ ગયા, એમ ફરિયાદ પક્ષનું કહેવું હતું. મમતનો આ કેસ હતો અને પક્ષાપક્ષીની તકરારનું સ્વરૂપ લીધાથી તે ગંભીર થઈ પડયો હતો. મિ. મહેરવાનજી આદરજી દેસાઈ જેઓ આરોપી હતા, હેમનો રૂ. ૫૦૦) નવસારીના જજે દંડ કર્યો હતો. આ ઉપરથી વડોદરાની વરિષ્ઠ કોર્ટમાં અપીલ થઈ તથા હેના હુકમથી ફરી તપાસ ચાલી અને જ્યૂરીએ આરોપીને નિર્દોષ ઠરાવ્યા. ફરી અપીલમાં પણ તે હુકમ કાયમ રહ્યો છે. આ પ્રમાણે પંદર વીસ રૂપિયાના દીવાની પાછળ બંને પક્ષને વકીલો બારિસ્ટરો વગેરે કોર્ટનાં ખર્ચામાં ચાલીસ પચાસ હજાર રૂપિયાનું પાણી થઈ ગયું છે!

**કાનપુર કેસઃ**—કાનપુરમાં એક મસ્જીદનો આગળનો ભાગ મ્યુનીસીપાલ સત્તાવાળાઓના હુકમથી તોડવામાં આવ્યો હતો. આ બાબતમાં ત્યાંના મુસલમાનોએ વાંધો લીધો, અને તોડેલો ભાગ ફરી ચણવા માંડયો. કલેકટર વગેરેએ ત્યાં જઈ સમજાવા મેહનત કરતાં તેઓ સમજ્યા નહિં, અને હુલ્લડ થયું; જે અટકાવવાને પોલીસને દારૂ ગોળાનો પ્રયોગ કરવો પડયો. સો ઉપરાંત મુસલમાનો પકડાયા છે અને હેમની સામે કામ ચલાવવામાં આવે છે; આરોપીઓમાં પ્રતિષ્ઠિત માણસો પણ છે આ કેસમાં મદદ કરવાને મુસલમાનો તરફથી એક ફન્ડ ઉભું કરવામાં આવ્યું છે તથા સુપ્રસિદ્ધ બારિસ્ટરો બચાવ પક્ષ માટે રોકવામાં આવ્યા છે.

**'સતી' થયેલી હિન્દુ સ્ત્રીઃ**—સંયુક્ત પ્રાન્તોમાં મેનપુરીના ભરથી ગામમાં, તા ૮ મી જુલાઇએ, કુલીન બ્રાહ્મણ કુટુંબની એક કેળવાયલી સ્ત્રી સુસામતદેવી સતી થઈ હતી. હેનો પતિ ઘણા વખતથી માંદો હતો. તે મરણ પામેથી આ બાઇ મરનારના શબની સાથે સ્મશાનમાં ગઇ અને હજારો માણસોના દેખતાં અગ્નિમાં હેણે પ્રવેશ કર્યો. પોતાના પતિનું માથું ખોળામાં લઇ, સંસ્કૃત શ્લોકો અને 'રામ' 'રામ' શબ્દોનો ઉચ્ચાર કરતાં, હેણે સહગમન કર્યું હતું. આ બાઇનાં સંબંધીઓને હેમાં મદદ કરવા માટે ભારે સજા થઇ છે.

## પ્રગતિ.

**બાળલગ્નનો અટકાવ**—વાંકાનેર રાજ્યમાં બાળલગ્ન અટકાવવા માટેના કાનુનો ઘડીને લોકોને જણાવવામાં આવ્યું હતું, કે એ સંબંધમાં કોઇને વાંધા દર્શાવવા હોય તો જાહેર કરવા. તેવી કેટલીક અરજીઓ ત્યાંના રાજા ઉપર આવી હતી અને તે ઉપર સંભાળપૂર્વક વિચાર ચલાવવામાં આવ્યા પછી યોગ્ય ફેરફાર કરીને આ કાયદાને પસાર કરવામાં આવ્યો છે અને એ કાયદો મંજુર રાજ્યના દફતર ગેઝેટમાં પ્રકટ કરવામાં આવ્યો છે.

**દક્ષિણ આફ્રિકામાં સ્ત્રીઓનો સત્યાગ્રહ**—ઓરેંજ ફ્રી સ્ટેટમાં ત્યાંના રહીશો માટે પાસ મેળવવાનો કાયદો છે અને તેમાં સ્ત્રીઓને પણ તે નિયમ લાગુ પડે છે. આ બાબતમાં ગયા માસમાં દેશી સ્ત્રીઓએ મેયરને એક અરજી કરી પાસમાંથી પોતાને બાકાત રાખવા વિનંતિ કરી હતી અને જો એ કાયદો ચાલુ રહેશે તો તેને તેઓ તાબે થશે નહીં. એમ જણાવ્યું હતું. આ અરજી ગયેલી હતી તે દરમ્યાન તા. ૫ મી જુને પોલીસ સત્તાવાળાઓએ કેટલીક સ્ત્રીઓને તેમની પાસે પાસ નહીં હોવા માટે પકડી હતી. એ સ્ત્રીઓ તેથી ડરી નહતી; તેમણે ખુશીથી પોતાને પોલીસ ચોકીએ લઈ જવા કહ્યું હતું. જણાવવામાં આવે છે કે તેઓને સત્તાવાળાઓએ એક આખી રાત "યાર્ડ"માં પુરી હતી અને બીજે દિને તેઓને માજીસ્ટ્રેટ સમક્ષ લઇ જવામાં આવી હતી. તા. ૬ ઠ્ઠી જુનને દિન છસો સ્ત્રીઓનું ટોળું માજીસ્ટ્રેટની ઓફીસે ગયું હતું અને તેણે કોલાહલ કરી મુકયો હતો. માજીસ્ટ્રેટે બહાર આવી સ્ત્રીઓને શાંત પાડવા કહ્યું ત્યારે તેઓ શાંત થઇ હતી. ત્યાંથી તેઓ ટાઉનહોલ તરફ ગઇ હતી, અને પોલીસનાં માણસોએ તેમને ટાઉન હોલમાં ન જવા દેતાં મારામારી થઇ હતી. તે બાઇઓએ જણાવ્યું હતું કે—અમે આજીજી કરી ચુકયાં છીએ. હવે અમે હક્ક પુરવાર કરવા માગીએ છીએ. મેયરની ગેરહાજરીમાં ડેપ્યુટી મેયરે થોડુંક ભાષણ આપી તેમને શાંત પડવા સલાહ આપી હતી. અને તુરત વેળા તેઓને ઘેર જવા કહ્યું હતું અમલદારો તે ઉપર વિચાર ચલાવે છે એમ તેણે ખબર આપી હતી.

સુન્દરી સુબોધ ** માસિક વધારો.

અંક ૧ લો. ( સું-સુઃ પુ. ૧૧-અં-૧. ) સપ્ટેમ્બર, ૧૯૧૩.

# काव्यकुंज.

## આવકાર.

(આશાવરીની ધૂન) આવો, વ્હાલાં પ્રાણ !

આવો, ફૂલની લ્યો આ લ્હાણ: આવો, વ્હાલાં પ્રાણ !
ફૂલના ઉજાસની લ્યો લ્હાણ: આવો, વ્હાલાં પ્રાણ !
ફૂલની સુવાસની લ્યો લ્હાણ: આવો, વ્હાલાં પ્રાણ !
ફૂલની કૂમાશની લ્યો લ્હાણ: આવો, વ્હાલાં પ્રાણ !
ફૂલની હળવાશની લ્યો લ્હાણ: આવો, વ્હાલાં પ્રાણ !
લઇયે ફુલજીવનની લ્હાણ !

(વડોદરા) —લલિત.

## ચાર ચાર ચન્દ્ર.

હો ! ચતુર્ભુજે ચાર ચાર દીધા મ્હને ચન્દ્ર.
ચાર ચાર દીધા મ્હને ચન્દ્ર,
હો ! ચાર ચાર દીધા મ્હને ચન્દ્રઃ
હો ! ચતુર્ભુજે ચાર ચાર દીધા મ્હને ચન્દ્ર.

એક ચન્દ્ર ઉગ્યો પ્રેમના વનમાં,
મુખ સુન્દરતાની ઉરે ચન્દની;
બીજો ચન્દ્ર તપે નભના ગોખમાં,
ત્હેની જ્યોત્સ્ના ઝગે કાંઇ જગવંદની;

મુજ ફાફી વિશે તેજનો ચન્દ્રમા,
અજવાળું પૂરે વિશ્વમાં અમીનું;
રસચન્દ્ર રમે ઉરનન્દનમાં,
ઉરઆભ કરે રસસભીનું.

હો ! ચતુર્ભુજે ચાર ચાર દીધા મ્હને ચન્દ્ર.

(રાજકોટ) —ન્હાનાલાલ દ. કવિ.

## આજીજી.

સખિ ચન્દ્રિકે !

ઝગમગ જગત અજવાળજે: પ્રતિ મુકુલ પુલ્લ હસાવજે:
ચંપાઇ ઉર ઉર ચાંપજે: અદ્વૈત મૂર્તિ વિરાજજે:
ૐકાર-મૂર્તિ ! જ્વલન્તિકે !

(મુંબઈ) —આમીન એ.

## મોરલી !

જો જો સખિ ! બોલે મ્હારા મોહનની મોરલી !
બોલે મોરલી ને જગ ઉર સૌ ડોલે;
ડોલે ડોલે ગિરિ ને ગગનરે !
રમ્ય અનિલની લહરી ડોલે:
ડોલે ડોલે મ્હારાં રસ જોબન રે.
જો જો સખિ ! બોલે મ્હારા મોહનની મોરલી !
એને બોલે મ્હારો ઉર કુંજ ડોલે:—
વર્ષે પ્રણયામૃત નિર્ઝરરે !
એ રસ પાન કરન્તાં રસીલાં:
ઉરની આશિષો હજાર રે !
જો જો સખિ ! બોલે મ્હારા મોહનની મોરલી !

( વાસણા કેળીઆ. ) —:શિરીષ.

## ગોપ—ગીત.*

( મુખડાની માયા લાગી......એ ભગવતી મીરાંના પદની ધુનમાં. )

ખેતરમાં વ્હેલો વળજે રે, કા'નુડા તું તો......
ઉંન્હો ઉંન્હો પોંખ પાડી, ફુંકી ફુંકી ખાશું, અલ્યા !
ટેબરૂં ભાવે તો, વ્હેલો આવજે ! કા'નુડા તું તો......
લીમડાની ડાળ્યે બેશી, હોંસથી હીંચીશું હીંચે,
રાગડા લાંબેથી લલકારશું: કા'નુડા તું તો......
ગોધીયું પલાણી, વ્હાલા ! બેશો પાવા આપણ્ જાશું;
ન્હાશું ન્હવાડશું તલાવડીમાં સૌને હાં: કા'નુડા તું તો......
સ્વર્ગના સંબંધી મ્હારા ! નિત્યના સંગાથી વ્હોલા !
મોરલી મધુરી રખે ભૂલતો ! કા'નુડા તું તો......

—કૃષ્ણ સખા.

* આવાં કાવ્યો યુરોપીયન સાહિત્યમાં મળ્યાં છે તથાપિ કાવ્યના નાયક 'કા'નુડા'ને પરમાત્મા લેખીનેજ આ કાવ્યની સ્ફુરણા છે,—દૈવી ભાવના પૂર્વ તરફના દેશોની વધારે છે.

## સખિને નિમંત્રણ.

(દ્રુત વિલંબિત.)

અમલ મૌક્તિક ચોક પુર્યા અમે,
અમુલ રત્નથી સ્વસ્તિકને રચ્યો;
સુરભિ પુષ્પિત તોરણ બારણે,
અમ ગૃહે રમવાજ પધારજો.
નવપથે ફુલ વેરી મૂકયાં અમે;
વ્યજન પુષ્પિત ત્યાં પ્રફુલ્લાય છે;
ઉડી રહ્યાં જળયંત્ર શીળાં તહિં,
અમગૃહે રમવા પડશે મજા.
અહિં રહ્યાં શયનો સુમને ગુંથ્યાં,
શ્રમ વિદારક શાન્ત સુગન્ધી છે;
સુખથી સુઇ, સખિ ! ઉઠજો સુખે,
અમગૃહે બધી છે નવલી મજા.
તવ સટે કરી બેઠક છે રૂડી,
અમ ઉભા કરશું તવ સુશ્રુષા;
હસિત મુખથી બોલી હસાવજો,
હૃદય હર્ષિત સ્નેહથી હારજો.
ધ્વનિ અપૂર્વ અગમ્ય જણાવતું,
થઈ રહ્યું રૂડું ગાન સિતારનું;
ફરી ફરી વદતું અહિં આવજો,
અમ ગૃહે પદને પધરાવજો.
ઉડી રહી હરિચન્દનની ઝણી,
ઉડી રહ્યાં ગુલવારી સુખપ્રદઃ
ઉડી રહ્યા ભ્રમરો ફુલ સુંઘવા,
ઉડી રહ્યું મમ અન્તર હર્ષથી.
સદન આજ પુનિત થશે નકી,
તવ પદે, નકી આવતું હો સખિ !
અમગૃહે તવ મૂર્તિ વિરાજશે,
હૃદયમાં તવ સ્નેહ પ્રકાસશે.
રમતને રમશું, હસી ખેલશું,
ઉર ઉરે રસમાં રહી ભેળશું;
હૃદય ગાન ઉમંગથી ગાઇશું,
પ્રભુપદે શિર સ્નેહથી નામીશું.

—'વિનાયક.'

(ભાવનગર.)

# कर्मक्षेत्रः चारित्र्य अने उद्योग.

## ઇલિઝાબેથ ફ્રાય*

( એક પરોપકારી બાનુનું સંપૂર્ણ ચરિત્ર )

આ દુનિયામાં આજપર્યંત જેજે નામાંકિત સ્ત્રીઓ થઈ ગઇ છે, ત્હેવીજ અને તે પૈકીની ઈલિઝાબેથ ફ્રાય પણ છે. આ સ્ત્રી જોકે મ્હોટી વિદ્વાન્ કિંવા ધનવાન ન હતી, તો પણ પોતાની સદ્દ્વાસના, સદ્દશીલ અને સદાચરણના પ્રભાવથી મ્હોટા મ્હોટા વિદ્વાન્ અને ધનાઢ્ય લોકોથી ક્વચિત્ થયેલાં લોકોપયોગી કાર્યો, તેમજ મનુષ્ય સમાજ પૈકી એક અત્યંત લાચાર અને અનુકંપનિય વર્ગની સ્થીતિના ઉદ્ધાર માટે થયેલા કવચિત્ પ્રયત્નો કરતાં, ત્હેના પોતાના હાથથી થયેલાં ઉમદા કામો માટે ત્હેનું નામ અમર થઈ ગયું છે. આવાં સ્ત્રીરત્નો પ્રત્યેક દેશમાં, અને પ્રત્યેક જાતિ અગર ધર્મમાં થઈ ગયેલાં છે. ત્હેમનાં જીવનચરિત્રો પરથી મનુષ્યસમાજને કાંઇને કાંઇ તો બોધ મળે તેમ તો છેજ. આ બાનુનું જે ચરિત્ર અહિં આપવામાં આવ્યું છે, ત્હેમાંથી આપણી બ્હેનોને અનુકરણ કરવા લાયક ઘણું જડી આવશે. આપણા દેશમાં હાલમાં સ્ત્રી શિક્ષણનો થોડો ઘણો ફેલાવો થવા માંડયો છે, તેમજ સ્ત્રીઓએ પણ પુરૂષ વર્ગ પેઠે સમાજહિતનાં કાર્યોમાં ભાગ લેવા માંડયો છે, ત્હેવી વખતે બીજા દેશની સ્ત્રીઓ સમાજહિતનાં કાર્યો, તેમજ ગરીબ અને દુઃખી લોકોનાં દુઃખો ઓછાં કરવાને, અને ત્હેમની ઉન્નતિ અર્થે કેટકેટલા પરિશ્રમો પોતાના શીર ઉપર ઉપાડી લે છે, ત્હેનું ચિત્ર અહિં આપવું બહુ ઉપયોગી થઈ પડશે. પશ્ચિમના દેશો પ્રમાણે સ્ત્રીશિક્ષણનો પ્રસાર સાર્વત્રિક આપણા દેશમાં થયો નથી તે ખરૂં છે, પરંતુ આ શરે ૧૦૦ વર્ષ પૂર્વે સ્ત્રી શિક્ષણની બાબતમાં ખુદ ઈંગ્લાંડ દેશની સ્થીતિ આપણી હાલની સ્થીતિ કરતાં કાંઇ ભિન્ન નહોતી ! આપણે અહિં હાલમાં સ્ત્રીઓ યુનિવ્હર્સિટીની ગ્રેજ્યુએટો થઇ શકે છે, પણ તે વખતે ઇંગ્લાંડમાં સ્ત્રીઓને યુનિવ્હર્સિટીના નામની પણ ખબર નહોતી ! ત્હેમનું શિક્ષણ કેવળ સામાન્ય પ્રકારનું હતું. પરન્તુ આવી સ્થીતિમાં પણ સમાજહિતનાં કાર્યો કરનારી સ્ત્રીઓ જન્મવા પામી હતી, ત્હેમાંની એક આપણી ચરિત્રનાયિકા ઇલીઝાબેથ હતી. ત્હેનું ચરિત્ર વાંચ્યા પછી સૌ કોઇ કબુલ કરશે કે, ત્હેનું શિક્ષણ ઉચ્ચ પ્રકારનું નહતું, તેમજ ત્હેની સ્થીતિ જોઇએ તેવી સારી નહતી; તોપણ ઈંગ્લાંડ દેશમાં તે સમય સુધી નહિ થએલું 'કેદખાનાઓની સુધારણાનું કામ ' ત્હેને હાથે થવા પામ્યું હતું. આપણે અહિં પણ આપણી સેવાભગિનીઓ ધારે તો તેવી જાતનાં અનેક લોકોપયોગી કાર્યો કરી શકે.

૧.

### પૂર્વ ભાગઃ-જન્મ-મિત્ર મંડળ-યુવાવસ્થા-લગ્ન-પરોપકારનાં કાર્યોઃ—

ઇલિઝાબેથનો જન્મ ઇ૦ સ૦ ૧૭૮૦ ના મે મહિનાની ૨૧ મી તારીખે નૉરવિચ ( ઈંગ્લાંડ ) શહેરમાં થયો હતો. ત્હેનો પિતા જહોન ગર્ને એક ન્હાનો જમીનદાર અને વ્યાપારી હતો. તે વખતે ઈંગ્લાંડમાં ' મિત્ર મંડળ ' ( Society of friends ) નામની એક ધાર્મિક અને પરોપકારી સંસ્થા હતી. જહોન ગર્ને આ સંસ્થાનો એક મુખ્ય સભાસદ હતો. આથી ધાર્મિક અને પરોપકારના ઘણા સદ્દગુણો જહોન ગર્ને અને ત્હેના કુટુંબમાં દાખલ

* માસિક મનોરંજન જાન્યુઆરી ૧૯૧૨, અને Progress ફેબ્રુઆરી ૧૯૧૩ ઉપરથી.

થયા હતા. આ સંસ્થાના સહવાસમાં ઈલિઝાબેથ ઉછરેલી હોવાથી મૂખ્યત્વે કરીને ન્હાનપણથી ત્હેનામાં ઉપરના ગુણોની સારી છાપ પડી હતી. બચપણમાં તેનો બાંધો મજબુત ન હતો, તેથી કરીને તે હંમેશાં માંદીને માંદી રહ્યાં કરતી. મંદવાડને લીધે ત્હેનો સ્વભાવ ઘણોજ બ્હીડીઓ થઈ ગયો હતો. જેમ જેમ તે મ્હોટી થતી થઈ, તેમ તેમ ત્હેનામાં વિચારશક્તિ આવતી ગઈ. સાધારણ બાળકીઓ પ્રમાણે ત્હેને રમત ગમતના ખેલો પસંદ ન હતા. આ સંબંધમાં "Progress" (પ્રોગ્રેસ માસિક પત્ર)જણાવે છે કે—"તે ભર્યા ઘરમાં રહેતી; અને તેની સાથે સાથે પોતાનાં દસ ભાંડુ રહેતાં, છતાં ત્હેમનીસાથે રમતમાં તે કદિ ભળતી નહિ. આ માટે ત્હેની એક બ્હેન લુઇસા કહે છે કે,–મ્હારો આજ એક ગુન્હો થયો છે, કે હું બેટ્સી સાથે અણઘટતી રીતે બોલી. તે એવી રીતે વર્તી કે, મ્હારે ત્હેને કહેવું પડ્યું. સર્વમાં મ્હોટી છતાંયે તે રમતમાં ભળતી નથી. પરંતુ તે પાછળથી વળી એમ પણ કહેતી કે કદાચ આ બધું ત્હેના મંદવાડને લીધે થયું હોય. તથાપિ ત્હેનો માયાળુ સ્વભાવ મ્હારા અંતઃકરણને ત્હેની તરફ ખેંચે છે."

મનન અને વાંચનનો ત્હેને ઘણોજ શોખ હતો, અને હંમેશાં તે ત્હેમાં મગ્ન રહેતી. કોઇપણ વાતનો વિચાર કરી તે પર પોતાનોસ્વતંત્રમત બાંધી તે પ્રમાણે વર્તવાને ત્હેને મૂળથીજ ટેવ પડી હતી. ત્હેની મા તરફથી ત્હેને ઉત્તમ પ્રકારનું ગૃહશિક્ષણ* અને ધર્મશિક્ષણ મળેલું હોવાથી,–કર્તવ્યનિષ્ઠા, સતત ઉદ્યોગ કરવાની ટેવ, ધાર્મિકતા, પરોપકારબુદ્ધિ, ઇત્યાદિ ગુણો ત્હેનામાં આવવા પામ્યા હતા. આ અરસામાં ત્હેની મા સાત છોકરીઓ અને ચાર છોકરા મૂકી મરણ પામી. આથી ત્હેના શિક્ષણમાં વિઘ્ન આવી નડ્યું, તેમજ ઘરકામનો બધો બોજો ત્હેના માથે આવી પડ્યો. ત્હેની મા વગર ન્હાની ઉમરમાં ઘરકામનો બોજો, અને છોકરાં સંભાળવાનું કામ ત્હેને એકલે માથે કરવાનું આવ્યાથી પણ તે કદિ કાયર થતી નહિ. ત્હેને આત્મનીરીક્ષણ કરવાની ટેવ પડેલી હોવાથી પોતાના દોષો સુધારવાને તે મથતી, અને પોતાના અવિચારી મનપર દાબ રાખતી. મનપર દાબ રાખવાનો એક દાખલો અત્રે આપવો ઠીક થઇ પડશે. ત્હેની બ્હેન કીટી કહેછે કે "અમારે બધાને આજ બપોરે ફ્રમ્બી જવાનું હતું, પરંતુ હવાઅનુકુળ નહિ હોવાથી વિચાર ઢચુ પચુ થવા લાગ્યો. બેટ્સી જવાને આતુર હતી, ત્યારે મ્હને ઘેર રહેવાનું મન હતું. આખરે જવાનું ઠર્યું. રેચલ અને બેટ્સી ( ઈલિઝાબેથનું આ બીજું નામ હતું ) આગળ ગયાં. હું, રાશેલા, હાના અને પેટ્સી ગાડીમાં ગયાં. અમારાં બધાંનાં મન આનંદમય હતાં. ફ્રમ્બી પહોંચ્યાં. અમારા ભાઇ જ્હોન અને પીચર્ડ ત્હાં આગળ મળ્યા. પીચર્ડ સાથે અમે બધાં ખુબ રમ્યાં. બીજા દિવસની સ્હવાર ઘણીજ ખુશનુમા હતી. અમે રમ્યાં અને ચ્હા તથા નાસ્તો લીધો. આઠ વાગે પિતાએ પાછાં ફરવાનું કહ્યું, ત્યારે અમારાં બધાંનાં મન નારાજ થયાં, પરંતુ બેટ્સી ધમકાવતાં બોલી, દરેક વાતને હદ હોય છે!"

---

*આ ઠેકાણે 'ગૃહશિક્ષણ' શબ્દમાં સ્વભાષાજ્ઞાન, લૅટિન, અને ફ્રેંચ ભાષાઓનું ઉત્તમ જ્ઞાન, ગણિત શાસ્ત્રનાં મૂલતત્વો, સ્વદેશનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, પ્રાણિશાસ્ત્રની થોડી માહીતી, ઘરકામ, શિવણકામ, કરકસર, વિનય, અને સભ્યતા વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ઇલિઝાબેથનો પિતા 'મિત્રમંડળ' સંસ્થાનો સભાસદ હોઈ, તે લોકોને ધર્મશિક્ષણ આપી; ત્હેમનામાં ધર્મ અને નીતિ જાગૃત કરવાનું, તેમજ અનાથ અને ગરીબ લોકોને મદદ કરવાનું કરતો. આ મંડળના સભાસદોની રહેણી કરણી તદ્દન સાદી હતી. મંડળીના સભાસદો ઘણીવાર ત્હેના પિતાને ત્હાં આવતા. ત્હેમનાં આચરણ અને વિચારની ઇલિઝાબેથના મન પર ઘણીજ સારી છાપ પડી; તેથી કરીને ત્હેને ધીમે ધીમે જગતના ઉપભોગ અને વિલાસનો કંટાળો આવવા લાગ્યો. આ સમયમાં ત્હેને ત્હેના પિતાના એક મિત્રને ત્હાં લંડન મોકલવામાં આવી. આ મિત્ર સારા સ્વભાવનો હતો. ત્હેના સહવાસથી ઇલિઝાબેથને લંડન શહેરનાં પૈસાદાર લોકોમાં ભળવાનો સમય મળ્યો; તેમજ તે શહેરનાં પ્રસિદ્ધ નાટકો નાચ, અને બીજાં અન્ય આનંદ મેળવવાનાં સ્થળો જોવા મળ્યાં. પરંતુ મુળથીજ ત્હેને વિલાસ અને ઉપભોગ ઉપર કંટાળો હોવાથી ત્હેનો તે બધો વખત સંતાપમાં ગયો. સર્વે ઉપભોગ પાપરૂપ અને દુઃખકારક છે, એવી ત્હેની ન્હાનપણથીજ માન્યતા હતી. ત્હેના વિલાસના કંટાળા વિશે ત્હેની બ્હેન જણાવે છે કે—"રવીવાર માર્ચ; ૧૭૯૮.—બેટ્સીના દિવસે દિવસે 'ક્વેકરીઝમ' તરફ વળતા વિચાર માટે હું નારાજ થઉં છું; અને તેથી કરીને મ્હારી દિલગીરીમાં દિવસે દિવસે વધારો થયાં કરે છે. તે અમારા આનંદમય નાચમાં ભાગ લેતી નથી કે જ્યહારે ગાવાનું કહીએ ત્યહારે ગાતી નથી. તે હવે તો તદ્દન સાદાં કપડાં પહેરે છે, તેમજ ઘણુંજ થોડું બોલે છે. આટલું કરે છે તે ઉપરાંત વધારે દિલગીરી એ માટે ઉપજે છે કે, મારા બીજી બ્હેનોના વિચારોને કે રહેણી કરણીને તે બીલકુલ મળતી થતી નથી. પણ હું ધારૂં છું કે અમારે અમારૂં જેમ સારૂં થાય તેમ કરવું જોઇએ. અને ત્હેની માફક બની શકે તેટલાં અમારાં મન પણ કાબુમાં રાખવાં જોઇએ. બેટ્સીની વલણમાં, ખરેખર ત્હેના આવા વર્તનથી ઘણે ભાગે સારો સુધારો થવા પામ્યા છે. તે ઉદ્યોગી, ગરીબ તરફ ઉદાર, તેમજ અમારા સર્વે તરફ માયાળુ છે; ટુંકામાં કહીએ તો બેટ્સીની વલણ ઘણીજ સારી છે."

લંડનથી પાછા ફર્યા પછી પોતાનાં સુંદર વસ્ત્રો, આભૂષણો વિગેરે ત્હેણે તજી દીધાં, અને આનંદના પ્રસંગોમાં જવાનું છોડી દીધું. આ પછી ત્હેણે ગરીબ લોકના બાળકોના શિક્ષણાર્થે એક ન્હાના પાયાપર નિશાળ કહાડી, અને પોતાનો ઘણોખરો વખત આમાં ગાળવા લાગી. આ પ્રમાણેના ત્હેના ટુંક પ્રયાસ પછી આ શાળામાં ૭૦ બાળકો દાખલ થવા પામ્યાં હતાં. જેઓને ઈલિઝાબેથના ન્હાનપણના ચ્હીડીઆ સ્વભાવની ખબર હતી, તેઓને તે જુદા જુદા સ્વભાવનાં ૭૦ બાળકોને કેવી રીતે શીખવી શકશે તે વિષે શંકા થયાં કરતી; અને તેઓ ધારતાં કે આ ત્હેનો પ્રયત્ન નિષ્ફળ નિવડશે. પરંતુ તેઓને ચકિત કરે એવી રીતે ઇલિઝાબેથે નિશાળને સારા પાયાપર આણી મૂકી.

ઇલિઝાબેથ હવે વયમાં આવી હતી. ત્હેને આ વખતે ૨૧ મું વર્ષ જતું હતું. આ વખતના ત્હેના દેખાવ વિષે ત્હેની બ્હેન બેટ્સી કહે છે કે "બેટ્સીના ચ્હેરાનો દેખાવ મ્હને હજીયે યાદ છે. તે ખરેખર ઘણોજ ન્હાવા લાયક હતો. તેના વાળના આગલા ભાગમાં વાંકો કચકડાનો કાંસકો આવી રહેલો હતો. ત્હેના ધોળા ઝભ્ભાથી અને ધોળાં મોજાંથી ત્હેનું શરીર શોભી ઉઠતું હતું. જે ઓરડાને અમે 'બ્લુ રૂમ' કહેતા, ત્હેની બ્હારીપર લટકતા પગે બેઠેલી, અને ઉંડા વિચારમાં મગ્ન થઇ ગયેલી ત્હેની આકૃતિ મ્હને બરોબર યાદ છે. ત્હેની લખવા બેસતી વખતની આકૃતિ પણ મ્હને યાદ છે. ત્હેના દિવસે દિવસે બદ-

લાતા વિચાર અને વલણુ વિષે મને તે વખતે બિલકુલ ભાન પણું ન હતું, પરંતુ ત્હેના ચ્હેરાપર બદલાતા વિચારોની છાયા મ્હને યાદ છે. હવે મને ખબર પડે છે કે, ત્હેને કઇ કઈ મુશ્કેલીઓ નડતી હશે. જ્યહારે ત્હેણે અમને કહ્યું કે હવેથી હું ત્હમારી સાથે નાચીશ કુદીશ નહિ, ત્હારે ત્હેને સ્હમજાવવાને અમે કરેલા કાલાવાલાના દેખાવો યાદ છે. પરંતુ ત્હેમાં તે દઢ રહી હતી. તે હવે નિત્ય બાયબલ (ધર્મ શાસ્ત્ર)નું મંનન કરતી,ગરીબોની મુલાકાત લેતી, અને મુખ્યત્વે કરીને આજારી તરફ બહુ માયા બતાવતી. અમે જો કે બધાં ત્હેનાં આ કાર્યો સ્હમજવાને તદ્દન અજ્ઞાન હતાં, પરંતુ ત્હેની વલણુ ઉપરથી અમને તે કાંઈ સારૂં કરે છે, એમ માલુમ પડતું. અમારા તરફ તે ઘણીજ માયાળુ રહેતી, અમને વારંવાર માફી આપતી. અમે ત્હેને અમારી મા જેવીજ ગણતાં, અને ત્હેનો દરેક હુકમ અમલમાં આણતાં." તે વયમાં આવેલી હોવાથી ત્હેના લગ્નનો સવાલ ત્હેના કુટુંબમાં હવે ઉભો થયો. તેવામાં લંડનના મિ. જોસફ ફ્રાય કરીને એક સાધારણ સ્થિતિના વ્યાપારીએ ત્હેની સાથે પરણવાની માગણી કરી.

ઇલિઝાબેથના વિચારો તદ્દન જુદાજ પ્રકારના હતા. લગ્ન કરવું કે ન કરવું તે માટે ત્હેના મન સાથે ત્હેને ધડભાંગ થવા લાગી તથાપિ આખરે વડિલ વર્ગની આજ્ઞાને આધિન થઈ, મિ. જોસફની સાથે સન ૧૮૦૦ ના ઓગસ્ટની ૧૯મી તારીખે તે પરણી. લગ્ન પછી તરતજ તે પોતાના ધણીને ઘેર લંડન ગઇ. મિ. ફ્રાય 'ક્વેકર' પંથનો અનુયાયી હતો, અને ઉક્ત 'મિત્ર મંડળ'નો સભાસદ હતો. અર્થાત્ આ ઠેકાણે મિસિસ. ઈલિઝાબેથ ફ્રાયમાં ધાર્મિકતા, ભૂતદયા, પરોપકાર બુદ્ધિ ઈત્યાદિ ગુણોનો વધારો થવામાં પણ ઠીક સવડ મળી. ત્હેના લગ્ન સંબંધમાં પ્રોગ્રેસ પત્ર જણાવે છે કે,—

"લંડનના એક ક્વેકર વ્યાપારી મિ. જોસફ ફ્રાયે ઇલિઝાબેથની માગણી કરી, પરંતુ આ શરમાળ છોકરીએ પહેલીવાર તે નાકબૂલ કરી. બીજીવારના પોતાના પ્રયત્નમાં મિ. ફ્રાય નિષ્ફળ ગયો નહિ. ત્હેનો બીજીવારનો પ્રયત્ન આ પ્રમાણેનો હતોઃ—

પોતાની દરખાસ્ત રજુ કરવાને ત્હેણે એક સુંદર ઘડીઆળ, અને એક અછોડો પોતાની સાથે રાખી લીધો હતો. પછી બપોરના, તે ધીમે ધીમે બાગના પાછલા ભાગમાં ઇલિઝાબેથની 'બેન્ચ' પાસે ગયો, અને તે ઉપર પોતાની ઘડીઆળ અને અછોડો મૂક્યાં, અને ત્હેનું શું પરિણામ આવે છે, તે તપાસતો છૂપાઈ બેઠો. ત્હેણે નક્કી કર્યું હતું કે જો પોતે આ પ્રયત્નમાં નિષ્ફળ જશે, તો કદિ પાછી ત્હેની માગણી કરવી નહિ.

લાંબા વખત પછી ઇલિઝાબેથ બાગમાં આવી, અને પોતાની બેઠક ઉપર ઘડીઆળ તેમજ અછોડો જોઈ સર્વે મર્મ કળી ગઇ. ત્હાં આગળ થોડીવાર સુધી તે વિચાર કરતી ઉભી રહી, ત્હાર પછી ત્હેના પિતા કે જે દિવાનખાનામાં હતા, ત્હાં આગળ ગઇ. ત્હેમની સમક્ષ ત્હેણે સર્વે વાત કહી સંભળાવી. પિતાનો જવાબ મળ્યો કે 'જે કામ કરે તે વિચારીને કરજે.' પછીથી તે પાછી બાગમાં ગઈ, અને ઘણીવાર સુધી ત્હેની માગણી કબૂલ રાખવી કે નહિ, તેપર વિચાર કરી આખરે મિ. ફ્રાય સાથે પરણવાને સંપૂર્ણ રીતે સંમત થઇ. આ રીતે મિ. જોસફ ફ્રાયે પોતાનું પત્નીરત્ન મેળવ્યું.

‡ ઇંગ્લાંડમાં 'ક્વેકર' પંથ ધર્મચૂસ્તમાંનો ધર્મચૂસ્ત પંથ ગણાય છે. ક્રિશ્ચનોમાં વિદ્વાન, ધર્મચૂસ્ત, દયાળુ, અને ઉમદા કામો કરનારાઓમાંના કેટલાક 'ક્વેકર' પંથના હતા.

લંડનમાં આવી વસતાંજ ઇલિઝાબેથે ગરીબ લોકોને ઘેર જઈ હેમને ઔષધ, દ્રવ્ય, અન્ન, અને કપડાંલત્તાંની સહાય કરવાનો નિયમ શરૂ કર્યો. આ કામ શરૂ કરતાંની સાથે હેને નીચે મુજબ એક દીલ ઉશ્કેરનારા બનાવનો અનુભવ મળ્યોઃ—

એક દિવસ હંમેશના નિયમને અનુસરીને ગરીબોને સહાય કરવા તે જતી હતી, તેવામાં એક કંગાલ સ્ત્રી કે જેને બબ્બે એક આજારી બાળક હતું, તે હેના જોવામાં આવી. આ સ્ત્રીએ હેની પાસે દ્રવ્ય સંબંધી મદદ માંગી, પણ ઇલિઝાબેથે હેને ઘેર જઇ હેની સ્થીતિનું અવલોકન કર્યા પછી સહાય કરવાનું વચન આપ્યું. તે સ્ત્રીએ હેની આ માગણી નામંજુર રાખતાં ત્હાંથી પલાયન કરવા માંડયું. ઇલિઝાબેથને આ ઉપરથી કાંઈ શક ઉપજ્યો. તેથી છૂપી રીતે પણ હેની પાછળ પડી, હેના ઘરની સ્થીતિ જાણી લીધી. ત્હાં હેણે શું જોયું ?-દશ પંદર આજારી બાળકો એક અંધારી કોટડીમાં પડેલાં,' અને રડતાં સાંભળ્યાં. ઘેર જઇ તરતજ પોતાના વૈદ્યને તે મકાને જઇને મદદ કરવાનું જણાવ્યું. પણ આશ્ચર્ય ! વૈદ્ય તે ઘેર જઇ તપાસ કરે છે, તો ન મળે બાઇ અને ન મળે હેનાં છોકરાં ! તપાસ કરતાં માલુમ પડયું, કે તે સ્ત્રી હરકોઇનાં બાળક ચોરી લાવી હેમના પોષણ અર્થે હરકોઇની દયા ચાહી પોતાનું ગુજરાન ચલાવતી. ઘણીવાર મરણ પામેલાં બાળકોની ઉત્તરક્રિયા માટે પૈસા ઉઘરાવી તે પૈસાનો પોતે ઉપયોગ કરતી, અને બાળકોને શહેરના એકાંત ભાગમાં નાંખી આવતી ! આ વાત જાણ્યા પછી લંડન શહેરના પછાત વર્ગની શોચનીય સ્થિતિની મિસિસ ફ્રાયને સારી કલ્પના થઇ. હેણે આવા વર્ગોના ઉદ્ધાર માટે પ્રયત્ન કરવાનો મનમાં પક્કો ઠરાવ કર્યો. આ સમયમાં શિક્ષણઆપવાની વાતમાં પણ હેનું ચિત્ત પરોવાયું, અને પુર્વોક્ત 'મંડળે' ઇંલિંગ્ટનના ગરીબ લોકને કારીગરી અને લેખન વાંચન શીખવવાને જે શાળા કહાડી હતી, તેની દેખરેખ કરવા તે ગઇ.

લંડન શહેરના કનિષ્ટ વર્ગની સ્થિતિ સુધારવાનો હેનો પ્રયત્ન ચાલુ હતો, તેવામાં હેના કુટુંબનું પોષણ કરનાર હેનો દિયર મરણ પામ્યો. હેના કુટુંબને હેની ખોટ પડવાથી, અને હવેથી લંડન શહેરનું ખર્ચ ન પોસાવાથી 'ઇસેક્સ' પરગણાના 'પ્લાશેટ્' નામના ગામમાં જઈ વસવાની તેમને ફરજ પડી. આ ઠેકાણે આવી વસ્યા પછી હેના કુટુંબપર ઉપરા ઉપરી અનેક આફતો આવી પડવાથી પોતાની ઇચ્છા પ્રમાણે પરોપકારી કાર્યો કરવાની ઘણા સમય સુધી હેને સવડ મળી નહિ. સન. ૧૮૦૯ માં હેનો પિતા પણ મરણ પામ્યોઃ 'મિત્રમંડળ' તરફથી ધર્મોપદેશ કરવાનું કાર્ય હેણે માથે ઉપાડી લીધું, અને ગરીબ લોકોને ઘેર જઈ હેમની અડચણો, દુઃખો નજરે જોઈ તે દૂર કરવામાં મદદ કરવા લાગી. થોડા દિવસ પછી હેણે એક ભાડાનું ઘર રાખીને હેમાં એક કન્યાશાળા સ્થાપી. આ ઘર પાછળથી ગરીબ લોકોનું 'આશ્રમસ્થાન' બન્યું. કપડાં, અન્ન, ઔષધ, ધર્મપુસ્તકોનો લાભ ગરીબ વર્ગને મળવા લાગ્યો. પોતાને ત્હાં આવતા ગરીબ લોકોને તે મદદ કરતાં અટકી નહિ, પરંતુ હેના ઘરથી એક માઇલ દૂર 'આઇરિશ રો' નામની એક કંગાળ વસ્તી હતી. ત્હાં નિયમીત હરરોજ સ્હવારમાં જઈ ત્હાંના લોકોની સ્થીતિ સુધારવાના અનેક ઉપાયો યોજવા લાગી. વારંવાર હેમનાં તરફ કપડાં, અન્ન, ધર્મપુસ્તકો વિગેરે મોકલાવતી. તેઓનાં છોકરાંઓને સ્હાંજની વખતે સામાન્ય શિક્ષણ આપતી. અહિં મિસિસ્ ઇલિઝાબેથ ફ્રાયના ચરિત્રનો પહેલો-પૂર્વ-ભાગ પૂરો થાય છે. હવે હેના આયુષ્યક્રમમાંનું જે મૂખ્ય

કામ 'કેદખાનાઓની સુધારણા' નું હતું, ત્હેની શરૂઆત થાય છેઃ જે ખાસ મનન કરવા લાયક છે.

૨.

## કેદખાનાઓની સુધારણા, ઇસ્પિતાળો, ગાંડાની ઇસ્પિતાળોની સ્થાપનાઃ લડત, પ્રવાસ, માન, પ્રસિદ્ધિ, મરણ.

ઈ૦ સ૦ ૧૯૧૩ ના જાનેવારી માસમાં ( Society of friends ) 'મિત્રમંડળ' ના કેટલાક સભાસદો 'ન્યુ ગેઇટ' ( 'NewGate' )નું કેદખાનું જોવા ગયા હતા. ત્હેમને મ્હોયેથી, ત્હાંના કેદીઓની દુઃખદસ્થિતિનું વર્ણન સાંભળીને મિસિસ્ ફ્રાયને તે કેદખાનું જોવા જવાની પ્રબળ ઇચ્છા થઇ, અને તદનુસાર તેજ સાલના ફેબ્રુઆરી માસમાં તે કેદખાનું જોવા ગઈ. તે સમયમાં ઈંગ્લાંડનો ફોજદારી કાયદો ઘણોજ કડક હોવાથી કેદીઓની હાડમારી પણ ઘણીજ હતી.

કેદખાનાના અનિષ્ટ રિવાજો સંબંધી 'પ્રોગ્રેસ' માસિક જણાવે છે કે,—

"ઇલિઝાબેથ ફ્રાય જો કે કેટલાંક સંતાનોની માતા થઈ ચૂકી હતી, તોપણ આશ્ચર્ય જેવું છે કે ત્હેને હાથે આવું ઉમદા કામ થવા પામ્યું ! ત્હેણે કેદખાનાંની સુધારણાનું કામ પ્રથમ હાથમાં લીધું, તે વખતે તે કામ કેટલી મુશ્કેલીવાળું હતું તે તપાસીએઃ—

અઢારમી અને બલ્કે ઓગણીસમી સદીમાં કેદખાનાંઓની સ્થીતિ ઘણીજ કઢંગી હતી. હજારો કેદીઓ ભૂખમરો વેરતા હતા. માંદા કેદીઓ માટે કાંઈ ખાસ સવડ ન હતી, અને સાજા કે માંદા કેદીઓને અંધારી કોટડી ક્હો, કે ગુફા ક્હો, કે જે ભાગ્યેજ સાફ કરવામાં આવતી, ત્હેમાં રોળાબંધ રાખવામાં આવતા. કેદખાનાંના અધિકારીઓ કેદખાનાંથી ઘણે દૂર રહેતા. એક વખતે જ્હારે 'આયરલાંડ'ના એક કેદખાનાંમાં આગ લાગી તે વખતે બિચારા ૫૪ ફ્રેન્ચમેન બળી મૂવા હતા, કારણ કે તે વખતે ત્હેમનો છૂટકો કરનારૂં કોઈ હાજર નહતું ! આજારી સ્ત્રીકેદીઓ માટે પણ પથારીઓ નહોતી, તેમજ કેટલીક આજારી સ્ત્રી કેદીઓને લોખંડની જાડી સાંકળો વડે જકડી લેવામાં આવતી હતી.

'ન્યુગેઇટ' માં હવા ઉજાસ માટે જાળીયાં ન હતાં, અને આશરે પાંચ કેદીઓ દરેક મહિને ખરાબ હવાને લીધે મરણ પામતાં. સ્વચ્છ હવા માટે તે વખતે એકેક ઓરડીમાં એકેક ભૂંગળું રાખેલું હતું, કે જેનું મથાળું છાપરા ઉપર રહેતું, આ સ્વચ્છ હવા દાખલ થવાનું સાધન મનાતું પાંત્રીસ વર્ષ પછી પણ જ્હારે આ બાબતમાં સુધારો કરવામાં આવ્યો, ત્હારે ફક્ત કેટલેક ઠેકાણે મ્હોટાં ભૂંગળાં મૂકવામાં આવ્યાં !–ઉપર ક્હેવામાં આવ્યું છે. ત્હેમાં અતિશયોક્તિ બીલકુલ પણ નથી, કારણ કે જ્હારે કોર્ટમાં અપરાધીને કેદની સજા થતી ત્હારે તે ત્હેના ત્રાસથી લગભગ અધમૂવો થઈ જતો. 'ન્યુગેઇટ'માં ૫૦૦ કેદીઓ રાખવાનો ધારો હતો, પરંતુ ૧૯૧૩ ની સાલમાં ૮૨૨ કેદીઓ ત્હેમાં રાખવામાં આવ્યા હતા. ભાગ્યેજ કોઇને પાથરવાને પથારી, ઠંડીમાં તાપવાને કોલસા કે અજવાળા માટે દિવા આપવામાં આવતા. જુવાન અને વૃદ્ધ, ગાંડા અને કરજદાર તેમજ બાળકો અને સ્ત્રીઓને એકઠાં રાખવામાં આવતાં ! જેમની પાસે પૈસા હતા, ત્હેમને દારૂ વેચાતો આપવામાં આવતો, પરંતુ તે કેટલા જથ્થામાં આપવો ત્હેનું કાંઈ પ્રમાણ ન્હોતું. આવી

જાતની ઘણી રીતો ખરાબ હતી. દરેક અઠવાડીએ સંખ્યાબંધ મનુષ્યોને ફાંસી દેવામાં આવતી. ઉપરાંત જેલમાં મરતાં તે તો જૂદાંજ ! આવા દેખાવ જોવા માટે ઘણા તમાસગીરો એકઠા થતા અને હેમને અપાતા દુઃખ માટે આનંદ પામતા. વળી ૧૯૮૭ની સાલ સુધી તો નવ વર્ષના છોકરાને પણ તેણે કોઇના ગજવામાંથી ફક્ત એક પેની, અગર કોઇની દુકાનમાંથી ફક્ત બે પેનીનો ગ્લાસ ચોરેલો, હેને માટે ફાંસીની શિક્ષા થતી. આ ઉપરાંત ઘર ફાડવાનાં ગુન્હા માટે તો ફાંસીની જ શિક્ષા થતી. એલિઝાબેથના ઘણા પ્રયત્નો પછી આવી ઘાતકી સજાઓ ઘસાતે ઘસાતે ઓછી થઇ.

કેદીઓ તરફ ઘાતકીપણું ઘણું ગુજારવામાં આવતું. આશરે ૩૦૦ ન્હાના મ્હોટા ગુન્હાઓ માટે ફાંસીની સજા ઠરાવેલી હતી ! ન્હાની ન્હાની ચોરીઓ, ધમકીપત્રો, લોકોનાં પશુપક્ષી ચોરવા અગર મારવા માટે, તથા બનાવટી નોટો બનાવવાના ગુન્હાઓ માટે ફાંસીની સજા કરવામાં આવતી ! દિવાની કાયદો પણ આવીજ રીતે કડક હતો. કરજદાર લોકોને જન્મભર કેદમાં ગોંધાવું પડતું. કેદખાનાંની વ્યવસ્થા સારા પ્રકારની નહિ હોવાને લીધે 'જેલફીવર' ( Jail fever ) નામનો ઝેરી તાવ હજારો કેદીઓનું બળીદાન લેતો. આટઆટલા કડક કાયદા છતાંયે પણ ઇંગ્લાંડમાં ગુન્હાઓનું પ્રમાણ કાંઈ ન્હાનું સુનું નહોતું ! આ સમયમાં ગરીબ, નિરાશ્રિત અને કંગાળ મનુષ્ય એટલે ચોર, લૂંટારૂ એવી માન્યતા હતી. કેદખાનામાં ખાવાપીવાની વ્યવસ્થા ઘણાજ ખરાબ પ્રકારની હતી. કેટલેક ઠેકાણે કેદીઓને લોખંડની સાંકળો વડે મારવામાં આવતા, ત્હારે કેટલાક કેદીઓને જનાવરો માફક લોખંડની બેડીઓથી જકડી લેવામાં આવતા. તેઓને સરકાર તરફથી નિયમીત ખોરાક મળતો નહિ હતું કિંવા જેલમાં ભિક્ષા માગીને અન્ન મેળવવું પડતું. વિશીની પદ્ધતિ પ્રમાણે 'જેલર'ણા પૈસા લઈ ખાવાનું પુરૂં પાડતો; પણ જેમનામાં આ પ્રમાણે પૈસા આપવાનું સામર્થ્ય હોતું, ત્હેમને તો મૃત્યુની જ વાટચ જોવી પડતી ! ઘણાંક કેદીઓને રાત્રે સુવાને જગ્યા પણ ળતી નહિ. આવી સ્થિતિમાં સુધારો કરવાને 'જ્હૉન હાવર્ડ' નામના એક પરોપકારી નરે ણીજ સારી ચળવળ શરૂ કરી હતી, અને તેથી કરીને ખુદ્ 'પાર્લામેન્ટ'નું લક્ષ્ય આ રફ ખેંચાયું હતું. ત્હાર પછી એક 'જેલ કમિટી' નીમવામાં આવી હતી. કમિટીએ પાસ કરી 'પાર્લામેન્ટ'માં બે 'બિલ' (કાયદા) ખાસ મંજુર કરાવ્યાં. તે પૈકી એક 'બિલ'એ કારનું હતું કે, " આરોપી પર ગુન્હો સાબીત ન થતાં ત્હેનો છૂટકો કરવો, અને ચી કેદમાં રહેતાં સુધી કેદીઓની ખોરાકી સારૂ સરકારે પૈસા આપવા. " આથી ઘણાંક રીબ કેદીઓનો છૂટકારો થયો, કારણ કે કાચી કેદમાં રહેતાં સુધી, જે કેદી ખોરાકીના સા ભરી શકતો નહિ, ત્હેને ફરીથી ' કેદયાત્રા ' કરવી પડતી ! બીજું 'બિલ' "કેદખાનાંની સ્વચ્છતા વિષેનું હતું." આ બન્ને 'બિલ' જો કે ' પાર્લામેન્ટે ' પસાર કર્યાં, છતાંયે દીઓની સ્થીતિમાં જોઇએ તેવો સુધારો થવા પામ્યો નહતો. મિસિસ્ ફ્રાય જે વખતે ન્યુગેઇટ'નું કેદખાનું જોવા ગઈ, ત્હારે ત્હાં આગળ ત્હેણે ૧૯૦ વાર જમીનના વિસ્તામાં ૩૦૦ સ્ત્રી કેદીઓને રાખવામાં આવેલી જોઈ ! ત્હેમાંની કેટલીકનો અપરાધ સાબીત થયેલો, કેટલીક ફાંસીએ જનારી, તેમજ કેટલીક ગાંડી અને 'કાચી કેદ' વાળી પણ હતી ! આ સિવાય ત્હેમાં ત્હેમની સાથે ત્હેમનાં ન્હાનાં ન્હાનાં બાળકો પણ હતાં ! તેઓની સ્થીતિ અસંત કરૂણાજનક હતી. કેદખાનું જોવા જનાર પાસે ભીખ માંગી ઉઘરાવેલા

પૈસામાંથી તેઓ દારૂ પી તોફાન કરતી. પુરૂષ કેદીઓને સાથે રાખવામાં આવતા હોવાથી અનીતિનો પાર જ ન્હોતો. ખીસ્સાં કાતરવામાં તેઓ પાવરધી થઈ ગઈ હતી!! આ વાતથી 'સ્ત્રી-જેલર' જાણીતી હોવાથી ત્હેણે મિસિસ્-ફ્રાય અને ત્હેની સોબતણો પાસેથી પૈસા ઘડીઆળ વિગેરે પોતાની 'ઑફિસ' માં મૂકાવીને જોવા જવા દીધી હતી! મિસિસ્-ફ્રાયને આવો અધમ દેખાવ જોઇને રડવું આવી ગયું!! અપરાધી નીચ સ્ત્રીઓની સાથેજ નિરપરાધી, ખાનદાન કુટુંબની અને 'કાચી કેદવાળી' સ્ત્રી કેદીઓને તેમજ ત્હેમની સાથે ત્હેમનાં નિરપરાધી બાળકોને સાથે રાખવાનું મિસિસ્-ફ્રાયને બિલકુલ ગમ્યું નહિ. બિચારાં બાળકો માટે ત્હેને ઘણું લાગી આવ્યું. ત્હેમના ઉદ્ધાર માટે ઉપાયો યોજવાનું ત્હેણે નક્કી કર્યું. ઘેર આવતાંજ ત્હેણે પોતાની શિષ્યાઓની મદદથી પુરૂષ તેમજ સ્ત્રી કેદીઓ માટે કપડાં શીવીને થોડા દિવસમાં 'કેદખાનામાં' મોકલી આપ્યાં, અને હંમેશને વાસ્તે એક શિવણખાતું ઘર આગળ ઉઘાડ્યું. 'કેદખાનાંઓની સ્થીતિ ઉપર જણાવ્યા પ્રમાણે એટલી તો ખરાબ હતી કે, બીજા કોઇ પુરૂષની સહાય્ય વિના ત્હેને પોતાને એકલે હાથે સુધારો કરવાનું કામ અશક્ય લાગ્યું. 'જ્હૉન હાવર્ડે' ઘણોજ પ્રયત્ન કર્યો હતો, પરંતુ ત્હેમાં ત્હેને જોઇએ તેવો યશ મળ્યો ન્હોતો. લગભગ ત્રણ વર્ષ સુધી સાંસારિક અડચણોને લીધે મિસિસ્-ફ્રાયથી કાંઈ પણ કામ થઈ શક્યું નહિ. પરંતુ સન. ૧૮૧૭ માં ત્હેણે પોતાનું કામ ફરીથી હાથમાં લીધું. આ ત્રણ વર્ષના ગાળામાં 'ન્યુગેઇટ' માં જોઇએ તેવો અને તેટલો સુધારો થવા પામ્યો ન્હોતો; તથાપિ ત્હેના આ કાર્યને ઉત્તેજન મળે એવા બે ત્રણ બનાવો આ અરસામાં બનવા પામ્યા હતા. સન. ૧૮૧૫માં લંડનની 'જેલ-કમિટી'નું એક 'ડેપ્યુટેશન'(પ્રતિનિધિમંડળ)'કેદખાનાંઓની' તપાસે ગયું. તેઓએ 'પાર્લામેન્ટ'ને પુરૂષ કેદીઓથી સ્ત્રી કેદીઓને જૂદી રાખવાની અને તેઓને પાથરવા સારૂ એકેકી ચટાઈ પૂરી પાડવાની સલાહ આપી. આખરે તે બધું મંજુર થયું. આ સમયમાં સર. ટૉમસ. બકસ્ટન, મિ. હૉઅર, વિગેરે "મિત્રમંડળ" ના સભાસદોએ સન. ૧૮૧૬ માં "તરૂણ ગુન્હેગારોની સુધારણા અર્થે એક સંસ્થા" સ્થાપી. ઉપરના બનાવો બનવા પામ્યા પછી મિસિસ્-ફ્રાયને પોતાની ઉમેદો બર આણવાની હિંમત આવી. સન. ૧૮૧૭ ના જાનેવારી માસમાં ફરીથી તે 'ન્યુગેઇટ' ના કેદખાનાની મુલાકાતે ગઇ. અને સ્ત્રી-કેદીઓ પાસેથી મહા મુશ્કેલીએ ત્હેમનાં બાળકોને ત્હેમનાથી જૂદાં રાખવાનું કબૂલ કરાવરાવ્યું. આ બાળકો માટે 'કેદખાનામાંજ' એક શાળા સ્થાપવાની પોતાની ઇચ્છા 'કેદખાનાંના અધિકારી' ને કહી સંભળાવી; તેમજ ત્હેના તરફથી જોઇતી સામગ્રી મેળવી. સ્ત્રી-કેદીઓમાં ઘણે ભાગે ખરાબ આચરણોવાળી હતી. તેઓ વારંવાર તોફાન મસ્તી કરી, હુલ્લડ જેવો દેખાવ કરતી. તે વેળાયે ત્હેમની પાસે કશું કામ કરાવવામાં આવતું નહિ. મિસિસ્-ફ્રાયને પણ તેઓના સ્વભાવનો કડવો અનુભવ મળ્યો, તોપણ ત્હેણે ધિરજ ખોઇ નહિ દેતાં પશુ સમાન ગણાતી સ્ત્રીઓની સાથે કામ પાડ્યું. આ વખતે ત્હેને ઘણોજ શ્રમ વેઠવો પડતો, તેમજ તે ઘણીજ ત્રાસી જતી, એમ ત્હેની 'નોંધપોથી' ઉપરથી જણાય છે. મિસિસ્-ફ્રાયનો આ ખંતીલો અને આગ્રહી ઉદ્યોગ જોઇને અધિકારી વર્ગ પણ ત્હેને મદદ કરવાને તૈયાર રહેતો.

સન. ૧૮૧૭ ના 'એપ્રિલ' મહિનામાં ત્હેણે "ન્યુગેઇટ' કેદખાનાની સ્ત્રી-કેદીઓની સુધારણા માટે ("An Association for the Improvement of the female

prisoners in New Gate' ) એક સંસ્થા સ્થાપી. સ્ત્રી કેદીઓને વસ્ત્રો, શિવણ, ઇતર કામ, ધર્મશિક્ષણ વિગેરે આપીને ત્હેમને ઉદ્યોગી, શાન્તિપ્રિય, આજ્ઞાપાલક, અને સભ્ય બનાવવાનો આ સંસ્થાનો મૂખ્ય હેતુ હતો. આ સંસ્થા સ્થાપન કર્યા પછી એક મહિનામાંજ સ્ત્રી કેદીઓની રહેણીકરણી વિગેરે ઉપર વિચાર ચલાવવા માટે કેદખાનાની અંદર એક સભા ભરવામાં આવી. આ સભામાં 'શેરીફ, ગવ્હર્નર, અને મ્હોટા મ્હોટા ઉપરી અમલદારો ઉપરાંત અન્ય સ્ત્રી પુરૂષો હાજર હતાં. મિસિસ-ફ્રાયે પોતે તૈયાર કરેલા નિયમો ત્હેમની આગળ વાંચી બતાવ્યા, અને તે બધા સર્વાનુમતે મંજુર થયા. આ પછી સ્ત્રી કેદીઓ પાસે કેટલું કેટલું અને કેવું કેવું કામ લેવું જોઇએ, તે વિષે ચર્ચા ચાલી. છેવટે હરકોઇ રીતે પૈસાની ઉપજ થાય એવા પ્રકારનાં ઉદ્યમનાં કામ ત્હેમની પાસે કરાવવાં અને ત્હેની ઉપજ ત્હેમની સુધારણા અર્થેજ વાપરવી એમ ઠર્યું. પ્રથમ કેટલાક દિવસ સુધી મિસિસ-ફ્રાયે પોતાના કુટુંબમાંથી, અને ઓળખીતાઓ પાસેથી પૈસા ઉઘરાવી એક ન્હાની રકમથી કામ શરૂ કર્યું; અને પછી જાહેર પ્રજા સમક્ષ પૈસા માટે યાચના કરવામાં આવી. આ કામમાં ત્હેને સારો યશ મળ્યો. લંડનના શેરીફે દરવર્ષે ૮૦ પાઉન્ડ એટલે લગભગ ૧૨૦૦ રૂપિયાની 'ગ્રાન્ટ' આપવા કબુલ કર્યું. આ પ્રમાણે કામ શરૂ કરીને, હવેથી અહિં બનતાં તૈયાર કપડાં બીજી જેલોમાં મોકલવાનું શરૂ કર્યું.

આ બાબતમાં પ્રોગ્રેસ પત્ર લખે છે કે,—"સીટી મેજીસ્ટ્રેટ ( જે ખાસ મળવા આવ્યો હતો ) ત્હેણે મિસિસ્-ફ્રાયને જણાવ્યું હતું કે "આવી બીનકેળવાયલી અને જંગલી સ્વભાવની સ્ત્રીઓને સુધારવાનો પ્રયત્ન ફક્ત શિક્ષાજ છે!" પરંતુ મિસસ્-ફ્રાયે જણાવ્યું હતું કે "પ્રયત્ન કરવા દો. કાળા માથાનો આદમી શું કરી નહિં શકે ?" પ્રયત્ન આદર્યા પછી, એનું પરિણામ એ આવ્યું કે "તેઓએ (અધિકારીઓએ) કેદખાનામાં જંગલી પ્રાણીઓનાં, નગ્ન, છાકટાં, અને ભીખ માગવાને ભટકતાં લાજ શરમવિનાનાં ટોળાં કદિ બીજીવાર જોયાં નહિ. 'કેદખાનું' જે દુનિયા ઉપરનું 'નરક' ગણાતું હતું, તે સ્વર્ગના રૂપમાં ફેરવાઈ ગયું! જ્હાં જૂવો ત્હાં શાંતતા, વ્યવસ્થા, અને સ્વચ્છતા!

બીજે ઠેકાણે વળી તે જણાવે છે કે "જે રાત્રે કેદીઓ 'બોટની બે' જવાને નીકળવાના હતા, તે રાત્રે, તેઓએ કદિ કેદીઓની કીકીઆરીઓના અવાજો સાંભળ્યા નહિ. 'પહેલાં કેદીઓના હાથમાં જે આવતું તે તોડી ફોડી નાંખતા, અને ત્હેની ખુશાલીમાં ધમાધમી કરી મૂકતા. મિસિસ્-ફ્રાય અને ત્હેની 'કમિટી'ની વ્યવસ્થા પછી કદિપણ કીકીઆરીઓના અવાજ કે બ્હારીઓ ભાંગવાના અવાજ તેઓએ સાંભળ્યા નહિં. તેઓએ છેવટે મિસિસ્ ફ્રાયથી છુટા પડતી વખતે રડતી આંખે અને માયાળુપણે રજા માંગી અને દિવસે દિવસે ત્હેમનાં પ્રયત્નો ચાલુ રાખવાને તેમજ વધારવાને ઘણોજ આગ્રહ કર્યો.

'ન્યુગેટ'ના કેદખાનામાં મિસિસ્-ફ્રાયે બાળકો માટે જે શાળાસ્થાપી હતી, તે ત્હેની અને ત્હેની બીજી મિત્રિણીઓની મદદથી સારા પાયા ઉપર આવવા પામી હતી. 'કેદખાનાના અધિકારીએ તે પોતાને હસ્તક લેવા માટે તેમજ બીજા થોડા ઘણા સુધારા કરવા માટે 'શેરીફ'ને અરજ કરી. તે અરજપત્રનો વિચાર કરવા માટે અધિકારી મંડળે 'ન્યુગેટ'માં મિસિસ્-ફ્રાયને મળવાનું વચન આપ્યું.

અધિકારી મંડળ જ્યારે કેદખાનાની મુલાકાતે આવ્યું. ત્યારે, તેઓએ સર્વત્ર શાંતિ, વ્યવસ્થાસર કામ, સભ્યતા, સ્વચ્છતા, વિગેરે જોયું, તેથી તેઓ એટલા તો દિંગ થઈ ગયા કે મિસિસ ફ્રાયે જેટલી જેટલી માગણીઓ કરી, તે બધી તેઓએ મંજુર રાખી. આ માગણીઓમાંની એકાદ બે એવી હતી, કે" દરેક કેદખાનામાં બાળકો માટે શાળા સ્થાપવી, તેઓની (કેદીઓની) ખોરાકી માટે બંદોબસ્ત કરવો અને એકેકું ઉદ્યોગગૃહ અને દવાખાનું દરેક કેદખાનામાં સરકારી ખર્ચે ઉઘાડવું. તથા બાળકોની નિશાળ, કારખાનું-ઉદ્યોગગૃહ-વિગેરેનો ખર્ચ સરકાર પાસેથી મેળવવાની મંજુરી મેળવવી. સ્ત્રીઓની સુધારણા કરવાના અથાગ શ્રમ બદલ તેઓએ મિસિસ-ફ્રાય અને ત્હેના મંડળનો આભાર માન્યો, અને તેઓનું કામ દિવસે દિવસે ચાલુ રાખવાને અને વધારવાને વિનંતી કરી. મિસિસ ફ્રાયનું કાર્યક્ષેત્ર દિનપરદિન એટલું તો વધતું ચાલ્યું કે, ટુંક વખતમાં આખા ઇગ્લાંડમાં ત્હેના કામની વાહવા બોલાવા લાગી. ધીમે ધીમે ત્હેની પ્રસિદ્ધિ વધતી ગઈ. સંખ્યાબંધ વર્તમાનપત્રોએ ત્હેની સ્તુતિ ગાઇ,ત્યારે કેટલાકોએ ત્હેને ગાળો પણ ભાંડી! કેટલાક નામાંકિત નરોએ આભાર માટે ત્હેને કાગળો લખ્યા. પરંતુ મિસિસ ફ્રાયનો સ્વભાવ ખંતીલો હોવાથી ત્હેણે ટીકાઓ કે આભાર લાગણી, કશા તરફ લક્ષ્ય આપ્યું નહિ. ત્હેણે તો પોતાનું કામ નિયમીત ચાલુ રાખ્યું. આનું પરિણામ એ આવ્યું કે થોડાવખતમાં કેદખાનાંઓની અવ્યવસ્થા તરફ 'પાર્લામેન્ટ'નું ધ્યાન ખેંચાયું.. ૧૮૧૮ ના 'ફેબ્રુઆરી' મહિનામાં 'પાર્લામેન્ટે' કેદખાનાંઓની કઢંગી સ્થીતિ, તેમજ કેદીઓની હાલતની તપાસ માટે એક 'કમિટી' નીમી, અને આ 'કમિટી' એ તા. ૨૭ મી 'ફેબ્રુઆરી' ને દિવસે મિસિસ ફ્રાયને સાક્ષી આપવા માટે બોલાવી. આ સાક્ષીમાં ત્હેણે 'ન્યુગેઇટ' ખાતેના કેદીઓની દુઃસ્થીતિનું યથાસ્થિત વર્ણન કરી બતાવી, ત્હેમની સ્થીતિમાં સુધારો કરવાના અનેક ઉપાયો સૂચવ્યા. આ સાક્ષીમાં ત્હેણે 'કેદીઓના વર્ગ' પાડવાનું, અને ગાંડાઓ માટે જુદાં ગૃહો ઉઘાડવાની સલાહ આપી. સાક્ષી આપ્યા પછી મિસિસ-ફ્રાયની કેર કેર ખ્યાતિ થતીજ ગઈ! જે દુઃખોની વાત અત્યાર સુધી 'મ્યુનિસિપલ' (શહેરના) અધિકારીઓને કાને પણ ન્હોતી ગઈ, તે ત્હેણે પોતાની જાત મહેનતથી ધીમે ધીમે દૂર કરી, તેથી મ્હોટા મ્હોટા અધિકારીઓ પણ ત્હેને માન આપવા લાગ્યા. ત્હેણે કરેલા સુધારાઓ જોવા માટે હવે સંખ્યાબંધ લોકો 'ન્યુગેઇટ'માં આવવા લાગ્યા. તે સર્વનો ત્હેણીએ સત્કાર કર્યો. "ચેન્સેલર ઑફ ધી એકસ્ચેકર" જેવા મ્હોટા અધિકારી પણ વિના વિલંબે ત્હેને મદદ કરવા લાગ્યા. તે પોતાની મુલાકાતના અનુભવની નોંધમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—

"મિસિસ્-ફ્રાયે જે વખતે કેદખાનામાં સ્ત્રી-કેદીઓ સમક્ષ તેઓની સુધારણા માટે એક ટુંકા ભાષણરૂપે ત્હેમને શીખામણ આપવા માંડી, ત્યારે તેઓની જગ્યા ઉપરથી કોઈ હાલ્યું ચાલ્યું નહિ. સર્વ સ્ત્રીઓ શાંત એકચિત્તે સાંભળતી હતી. ત્યારપછી થોડીવાર સુધી પ્રાર્થના કરવામાં આવી. બાયબલનું ૫૩ મું પ્રકરણ વાંચવામાં આવ્યું. મિસિસ્-ફ્રાય વાંચતી હતી, તે વખતે સર્વ એકાગ્ર ચિત્તે સાંભળતી હતી. પ્રાર્થના પૂરી થઇ. ત્હેમની સુધારણા અર્થે તેઓની પાસે સોગન ખવડાવવામાં આવ્યા, ત્યાર પછી તે ટુંક વખત સુધી ચુપચુપ બેસી રહી.:....... ત્હેનું ભાષણ જો કે સાદું, ટુંકું હતું, તોપણ દિલ ઉશ્કેરનારૂં હતું. સ્ત્રીકેદીઓ જો કે જંગલી અને અજ્ઞાન હતી, તોપણ તે વખતે તેઓની આંખોમાંથી આંસુ નીકળતાં હતાં!"

ત્હેની કીર્તિની વાત ટુંક મુદતમાં ઇંગ્લાંડનાં મહારાણીને કાને જઈ પહોંચી, અને ત્હેમણે મિસિસ્ ઇલિઝાબેથ 'ફ્રાયને' પોતાની મુલાકાતનું માન આપ્યું તેમજ પોતાના તરફથી જોઈતી મદદ માટે ખુશીથી જણાવવા ફર્યું હતું. જેમ જેમ મિસિસ્-ફ્રાયની કીર્તિ વધતી ગઈ, તેમ તેમ ત્હેની માગણીઓનો સત્કાર પણ થતો ગયો. ઇ. સ. ૧૮૧૮ના 'જુન' મહિનામાં 'માર્કિવસ ઑફ લેન્સડાઉન નામના ઉમરાવે' 'પ્રિન્સ રીજંટ'ને એક અરજી કરી કેદખાનાંઓના કેદીઓની સ્થીતિની તપાસ કરવા માટે રજા માગી. આ સંબન્ધમાં 'પાર્લામેન્ટ' ની અંદર ત્હેણે એક ઉત્તમ ભાષણ કરી તે વખતના કેદીઓની હાલતનું 'હૃદયદ્રાવક' ચિત્ર રજુ કર્યું હતું. તેજ ભાષણમાં ત્હેણે મિસિસ્-ફ્રાયની સુધારણાનો ઉલ્લેખ કરી તે બાનુને "Genius of Good" (ભલાઈના ફિરસ્તા)ની ઉપમા આપી ત્હેની પ્રસંશા કરી હતી. આ અરસામાં મિસિસ્-ફ્રાય પૂર્વોક્ત 'મિત્ર મંડળ'ના સભાસદોની સાથે 'સ્કૉટલાંડ' માં ધર્મોપદેશ કરવા ગઇ, તે વખતે ત્હાંના કેદીઓની સ્થીતિ 'ન્યુગેઈટ'ના કેદીઓ કરતાં પણ અધમ હતી. કપડાં નહિ, જગ્યા નહિ, ઓઢવા પાથરવાનું કાંઈ નહિ, કેદખાનામાં જ્હાં જુવે ત્હાં અંધારું, અને મલમૂત્રનો ગંદવાડ,-સુવા બેસવાની જગ્યા આગળ!! ઔષધ પાણીની નહિ સોઈ, કે ન મળે કાંઇ વ્યવસ્થા! તે વખતે 'સ્કૉટલાંડ'માં એક એવો કાયદો હતો, કે કરજદારને સજા કરનાર 'મેજીસ્ટ્રેટ', અને કેદખાનામાં ત્હેને સંભાળનાર 'જેલર' ન્હાસી જનાર કેદીના જુમ્મેદાર ગણાતા. આથી સ્વાભાવિક રીતે 'જેલર'નો કરબ કેદીઓપર વધુ રહેતો. આ રાક્ષસી સ્થીતિમાં સુધારો કરવાનું, અને કાયદામાં ફેરફાર કરવાનું મિસિસ્ ફ્રાયે સરકારને લખ્યું તેમજ લોકો પાસે સંખ્યાબંધ અરજીઓ કરાવી. 'સ્કૉટલાંડ'થી પાછા આવ્યા પછી મિસિસ્ ફ્રાયે 'દેશપારની સજાવાળા કેદીઓ'ની સ્થીતિમાં સુધારો કરવા તરફ લક્ષ્ય દોડાવ્યું. આ વખતે 'ઇગ્લાંડ'ના કેદીઓનાં ટોળાં વારંવાર 'ન્યુસાઉથ વેલ્સ' માં મોકલવામાં આવતાં. તેઓને મોકલવાની પદ્ધતિ અત્યંત ત્રાસદાયક અને જંગલી હતી. અને તેઓને 'ન્યુસાઉથ વેલ્સ'માં મૂકી આવ્યા પછી, ત્હેમની ત્હાં કોઈ સંભાળ લેતું નહિ. મિસિસ ફ્રાયે અસંત પરિશ્રમ લઇને ઉપલી બન્ને રીતોમાં ફેરફાર કરાવ્યો. વહાણમાં પ્રવાસ કરતાં સુધી કેદીઓ માટે રહેવાની અને ખાવા પીવાની ગોઠવણમાં સુધારો કરાવ્યો, તેમજ કેદીઓ પાસે શિવણ કામ કરાવવાની ફરજ પાડી. 'ન્યુસાઉથ વેલ્સ'માં ત્હેમને માટે મકાનો બંધાવવાનું નક્કી કરાવરાવ્યું. આ કામ માટે ત્હેણે "લેડિઝ બ્રિટિશ સોસાઇટી" નામની એક સંસ્થા સ્થાપી અને ત્હેની મારફતે ઉપરના કેદીઓની સ્થીતિમાં સુધારો કરવાની ચળવળ શરૂ કરી. આ પછી ત્હેણે આખા ઈગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, રશિયા, ડેનમાર્ક, હૉલાંડ, સ્વીટસઝરલાંડ વિગેરે દેશોમાં પ્રવાસ કરી, ત્હાંના કેદખાનાંઓ, ઔષધ શાળાઓ, ગાંડાની ઇસ્પિતાળો વિગેરેની વ્યવસ્થા જોઈ. આ પ્રવાસ પહેલાં પણ ત્હેની કીર્તિ આખા યુરોપખંડમાં પ્રસરી હતી. આથી જે જે દેશોમાં તે ગઈ, તે તે દેશોના રાજ્ય દરબારો તરફથી ત્હેને માન મળવા લાગ્યું, અને જે જે સુધારાઓ અર્થે ત્હેણે સુચનાઓ કરી તે તે તેઓએ મંજુર રાખી! સારાંશ કે, મિસિસ ફ્રાયનો પ્રયત્ન ફક્ત ઈગ્લાંડ દેશની જેલોની સુધારણામાં કારણભૂત થયો એટલુંજ નહિ, પરંતુ આખા યુરોપખંડમાં ત્હેણે કરેલી સુચનાઓનો પુષ્કળ ઉપયોગ થવા લાગ્યો. પોતાની હયાતીમાં ઉપરના દરેક દેશોમાં ત્હેણે બબ્બેવાર પ્રવાસ કરી પોતાની સુચનાઓનો કેવી રીતે અમલ થાય છે, તે પણ

નજરે જોયું. આ સંબન્ધ ને લીધે સર્વ દેશની રાજ્યસભાઓ સાથે ત્હેને હવે નિત્ય પત્ર વ્યહવાર શરૂ થયો. આ પત્ર વ્યહવાર માટે તેઓ ત્હેનો ઘણોજ ઉપકાર માનતા. પૈસાથી અગર ખીતાબોથી નવાજી નાંખવાને ત્હેની પાસે અસંખ્ય માગણીઓ આવી હતી, પરંતુ તે કોઈનો પણ ત્હેણે સ્વિકાર કર્યો નહિ. "જેલની વ્યવસ્થા કેવી હોવી જોઈએ, અને ત્હેમાં સુધારા માટે શા શા ઉપાયો યોજવા જોઈએ" તે વિષય ઉપર ત્હેણે એક પુસ્તક લખ્યું છે. આનો યુરોપખંડના દરેકે દરેક દેશની ભાષામાં તરજુમો થયો છે. ગુન્હાઓના પ્રતિબંધ માટે કાયદાઓ કડક હોવા જોઇએ, પરંતુ કેદખાનામાં કડક અને માયાળુ રીતે વર્તન થવું જોઇએ, એમ ત્હેનું માનવું હતું. કેદીઓને કેદખાનું નહિ પણ "ઉદ્યોગખાનું" લાગવું જોઇએ. તેઓને દરેક જાતના હુન્નરો શીખવવા જોઈએ. ધર્મના સિદ્ધાંતો ત્હેમના મગજમાં એવી રીતે ઘુસાડી દેવા જોઈએ, કે ફરીથી તેઓ ગુન્હો કરે નહિ. લોકો કહેતા અને કહે છે કે, કેદીઓ તરફ માયાળુ વર્તન રાખતાં તેઓ બદલતા નથી કિંવા ગુન્હાઓ અટકાવવા જતાં વધતા જાય છે. પરંતુ તેઓને એટલોજ જવાબ છે કે ત્હેમણે મિસિસ ફ્રાયની રીતનું અનુકરણ કરવું. કેદીઓના વર્ગો પાડવાની પણ ત્હેણેજ પહેલ કરી હતી. કેદીઓને એકાંત વાસની જે સજા કરવામાં આવે છે, તે ત્હેને બિલકુલ પસંદ ન્હોતી. આ સજા નિર્મૂળ કરવા માટે ત્હેણે વારંવાર અધિકારીઓને લખ્યું હતું; જેમાંના એક કાગળનો સાર નીચે પ્રમાણે છેઃ—

"આ ગરીબ પ્રાણીઓની શારીરિક અને માનસિક સ્થિતિ બગાડવાનો આપણને બિલકુલ હક્ક નથી. એકાંતવાસથી ત્હેમનાં મન અને શરીર કાટ ખાય છે. ત્હેમના અધિકારીઓને મ્હારે એટલી પ્રાર્થના કરવાની કે ત્હેમની તરફ પશુ જેવું ઘાતકીપણું વાપરવું નહિ......હજી આપણે અહિં સુધારો કરવાનો વખત છે, ત્હેમાં આવાં નડતર હોવાં જોઇએ નહિ......

મિસિસ ફ્રાયના પૂર્વોક્ત પુસ્તકનું તત્કાલ અધિકારી વર્ગપર સારૂં પરિણામ થવા પામ્યું, અને સાંપ્રત 'ઈંગ્લંડમાં' આ ખાતામાં જે અભિનંદનીય વ્યવસ્થા થયેલી જણાય છે, તેથી સર્વ કોઈ ત્હેના આભારી છે.

મિસિસ્ ફ્રાયે 'કેદખાનાંઓની સુધારણા' કરી, એટલુંજ નહિ, પરંતુ ગાંડાની ઈસ્પિતાળો અને દવાખાનાંઓની શરૂઆત પણ ત્હેને હાથેજ થવા પામી હતી. આ માટે યુરોપના દરેક દેશના રાજ્યમંત્રીઓ વારંવાર ત્હેની સલાહ લેતા. રશિયાની મહારાણીનો ત્હેની સાથે આ માટે અગત્યનો પત્ર વ્યહવાર ચાલુ થયો હતો. ત્હેમાં 'સેન્ટ-પિટર્સબર્ગ' ખાતેનાં 'લ્યુનેટિક એસાયલમ' (ગાંડાની ઈસ્પિતાળ) સુધારવા સંબન્ધી ગંભીર અને વિસ્તૃત ચર્ચા થયેલી છે. આ 'એસાયલમ' મિસિસ્ ફ્રાયે પ્રથમ જ્યહારે જોયું, ત્યહારે ત્હેની એકાદ કેદખાના જેવી દુર્વ્યવસ્થા હતી, પરંતુ ત્હેના પરિશ્રમથી ટુંક મુદતમાં તે એક આશ્રમના રૂપમાં બદલાઈ ગયું. આ પ્રમાણે સુમારે ૪૦ વર્ષ પર્યંત, મિસિસ્ ફ્રાયે ગરીબ, સંકટગ્રસ્ત, દુઃખી, નિરાશ્રિત, દુર્બળ, અને દુરાચારી લોકોની સુધારણા માટે જીવતોડ મહેનત કરી. આ કામ ઉપાડી લેતાં ત્હેને અનેક વેળા કૌટુમ્બિક આઘાત સહન કરવા પડતા, તેમજ પૈસાની તાણ ભોગવવી પડતી; પણ તે કદિ પોતાના કાર્યમાં પાછી હઠી નહિં. જે સ્થીતિમાં પોતે હતી, તેજ સ્થીતિમાં પોતે રહી હાથમાં લીધેલું કાર્ય ત્હેણે

પાર ઉતાર્યું: યુવાવસ્થામાં તેણે કરેલી અતિશય મહેનતને લીધે, ઉતરતી અવસ્થામાં પાછળથી તે થાકી જવા લાગી. છેવટે જ્યહારે ત્હેનાથી હરવા ફરવાનું બંધ થયું, ત્યારે પણ, ગમે તેવું વિકટ પરોપકારનું કામ તે સાંભળતી, કે ગમે તેટલો શ્રમ પડતાં છતાં પણ તે કામ હાથમાં લેતી અને તે પાર ઉતારતી. ત્હેની આવી ઉદ્યોગપ્રિયતા જોઈને આપણાં પરમ પૂજ્ય સ્વર્ગવાસી મહારાણી શ્રી વિક્ટોરીઆ, જેઓ આ વખતે ગાદીપર વિરાજમાન થઈ ગયાં હતાં, ત્હેમણે ત્હેને પોતાની પાસે બોલાવી ત્હેની પરોણાચાકરી કરી હતી, અને ત્હેના મંદવાડમાં પણ તેઓશ્રીએ ત્હેને ઘેર જઈ ત્હેની મૂલાકાત લીધી હતી !!

આની રીતે પોતાનો સર્વકાળ સત્કાર્યોમાં ગાળનારી આ મહાન સાધ્વી સ્ત્રી સન ૧૮૪૫ ના ઑક્ટોબરની' ૧૩ મી તારીખે લગભગ ૬૫ વર્ષની વયે, પોતાની પાછળ મ્હોટું કુટુંબ મૂકી સ્વર્ગવાસ પામી. ત્હેના મૃત્યુ પહેલાં '**હાના મોર**' નામની એક સ્ત્રીગ્રંથકારે ત્હેની કીર્તિ સાંભળી "પ્રેક્ટિકલ પાએટી" નામનું પોતાનું લખેલું પુસ્તક ત્હેને અર્પણ કર્યું હતું. આ સમર્પણનો લેખ અત્યંત માર્મિક છે. ત્હેમાં મિસિસ્-ફ્રાયનાં કાર્યોનું ટૂંક શબ્દોમાં ઉત્કૃષ્ટ વર્ણન કર્યું છે.*

આવી સાધ્વી અને પરોપકારી મહાન સન્નારીનું ચરિત્ર મ્હારી બ્હેનો સમક્ષ રજુ કરી, ત્હેના જેવા સદ્ગુણોનું અનુકરણ કરવાની બુદ્ધિ મ્હારી સુશિક્ષિત બ્હેનોમાં ઉત્પન્ન થાય એવી પરમેશ્વરની પ્રાર્થના કરી, આ અલ્પ ચરિત્ર અહિંથી પુરૂં કરૂં છું.

(અમદાવાદ.) —દેસાઈ.

---

# समाज, साहित्य अने विज्ञान.

## શ્રી બુદ્ધગીતામાંથી એક અધ્યાય.‡

### શ્રી બુદ્ધયાત્રા.

૧. શ્રી બુદ્ધદેવે રાજમહેલનો ત્યાગ કરી કંથા ધારી.
૨. પછી કંથા સ્હામું જોઇ હસ્યા; ગંભીર થયા અને મન સાથે વાતો કરવા લાગ્યાઃ
૩. મ્હને ભગવો રંગ બહુ ગમે છે. મ્હારો દેશ ભગવામાંજ ઉછર્યો છે.
૪. મ્હારા દેશનાં સાધુડિયાં ! જાગો ! આ લ્યો ! હું કરૂંછું ત્હમારી આરતી !

---

* "To Mrs. Fry: Presented by Hannah More, as a token of veneration of her heroic zeal, Christian Charity, and persevering kindness, to the most forlorn of human beings. They were naked, and she clothed them; in prison, and she visited them; ignorant, and she taught them: for His sake, in His name, and by His word, Who went about doing good."

‡ જમાના જમાનાની ગીતા હોય છે. ગીતામાં ઘણાં ખરાં સત્ય સનાતન હોય છે, પણ કોઈ કોઇ સત્ય તે ચોક્કસ જમાનાને માટે જ દાખલ કરવું પડે છે. આ ગીતા આપણા જમાનાની છે, ત્હેના નાયક બુદ્ધદેવછે. અંગ્રેજી બાઇબલમાં St. John, St. Mark, St. Luke અને St. Mathew એવાં ચાર Gospels (મુખ્ય શાસ્ત્ર કથન) છે. આ ગીતા એ ઢબમાં લખી છે. આ શૈલીમાં ભાષા ગર્ભિત, "symbolical' હોય છે. અને અન્યોક્તિ પણ બહુ આવે છે. આ સિવાય ઘણી બાબતો આપણા પુરાણીયોની કથાને મળતી હોય છે.

૫. વખત ઉન્હાળાનો હતો. લૂ વાતી હતી. છેટે ઝાંઝવાં દેખાતાં હતાં.
૬. દૂર છોડેલું નગર આગળ ભાસ્યું;–તજેલ સ્થળને બે ડગલાં આગળ જોયું.
૭. શ્રી બુદ્ધદેવ મૂંઝાયા, અને મૂંઝાતાં બીજા વિચાર શોધ્યા.
૮. પણ રાજા પ્રજામાં વસ્ત્રનોજ ફેર ? વસ્ત્ર વિના નૃપાળ અને પ્રજા, અમીર ને અમલદાર, શ્રીમન્ત અને ગરીબ: સર્વ કેમ જાણી શકાય ?
૯. મ્હેં મ્હારાં વસ્ત્ર તજ્યાં, સત્ય શોધવા જગતે પણ વસ્ત્રનો ત્યાગ કરવો ? હૈયા અને આત્મા આડાથી પડદા ફ્હાડી નાખવા ?
૧૦. મ્હારા દેશમાં વરસાદની ઝરમર જરાતરા વરસી ગઇ. શિયાળાની લ્હેરકી પણ વહી ચાલી. પરંતુ આ ઉન્હાળાના ધોમ કેમ હૈયું બહુ મૂંજવે છે ?
૧૧. પેલો પર્વત પોતાનાં વસ્ત્ર તજી મ્હારી સ્હામે નાચતો હોય, એમ લાગે છે. જગત્ પણ નાચે છે. નાચો ! નાચો ! નાચ મ્હારા આત્મા તું પણ—
૧૨. આમ કહી જરાક ભગવાનદેવ નાચ્યા. જ્યહાં આનન્દ હતો, તે ભવ્ય લલાટ ઉપર ગાંભીર્યની રેખા ધીમે રહી પહેલાં તો ઉઠી, પણ તુરતજ પુનઃ છવરાઇ.
૧૩. હતો તે છું. જગત્ રાજા ગણશે ? અમલ સારો કે સેવા સારી ?
૧૪. અમલ લેતાં દુનિયા બ્હીએ છે. સેવા કરૂંછું, તો ગુલામ લેખે છે. સ્વાતંત્ર્યનો ધ્વજ પ્રત્યેક હૃદયમાં નહિ ધુમે ?
૧૫. જગતના મંદિરને તોડી નવો પાયો બાંધું કે જીર્ણોદ્ધાર કરૂં ? તોડીને હું શું કરીશ ?
૧૬. નહિ, હું જીર્ણોદ્ધાર જ કરૂં. લોકોને કહીશ કે ત્હમે ઠીક કરો છો, પણ ત્હેમાં માત્ર જરાક ભૂલ છે.
૧૭. સત્ય વિચારે નયનને નચાવ્યું, અને નયને આત્માને નચાવ્યો.
૧૮. ઉન્હાળો હતો, અને વીજળી થઇ. ધુળનો વંટોળિયો આવ્યો, અને ગગડાટનો તો પારજ ન રહ્યો.
૧૯. મ્હારા દેશમાં વરસાદ આવશે, એવી વધામણી તો મળી ચૂકી. પણ આ વર્ષાના વાંકે માવઠાના વા ?
૨૦. વિચારતાં વિચારતાં જગયાત્રાએ ચાલ્યા. લોકોએ પાડેલ આગળ શીલારૂપી માર્ગ હતો. એ માર્ગ છોડી બીજો ઉજ્જડ માર્ગ લીધો.
૨૧. શ્રી ભગવાને વિચાર કર્યો,–લોકો કહે છે કે ફલાણો માર્ગ સારો છે, પણ ત્હાં હું ચાલ્યો નથી. જગમાં મ્હને વિશ્વાસ નથી. કદમ ! ચાલો મ્હારી મરજી પ્રમાણે.
૨૨. આલમને લાત મારી હું યાત્રાએ નીકળ્યો છું. માર્ગ ઉજ્જડ છે. પણ વેરાનનો અંત વેરાનજ નથી.
૨૩. આ અશાન્ત માર્ગ કોઇ શાન્ત સ્થળે જવો જોઇયે.
૨૪. આગળ ચાલતાં લોકોની કિલકિલાટી કાને પડી. ભાડુંડાંનું રૂદન સાંભળી ત્યાં પધાર્યા. ભાડુંડાંના રૂદનથી હૈડામાં કારી ઘા કેમ થતો હશે ?
૨૫. ત્હાં બે કૂવા હતા. ત્હેમાં એક તો મીઠા પાણીથી ભરચ્ચક હતો.
૨૬. બીજા કૂવા ઉપર સર્વ લોક ઉભાં હતાં; અને મહા મહેનતે પાણી પીવા મથતાં, પણ પાણી થોડું અને ઉંડું હતું.

૨૭. પેલું સ્હામેનું અમૃતજળ જે શ્રી બુદ્ધદેવને દેખાતું હતું, તે અન્યની દૃષ્ટિએ નહિ પડતું હોય કે કેમ, પણ સર્વ આ સ્થળે જ જમા થયાં હતાં.
૨૮. "બધાંને તૃષા છીપાવવા ક્હાં જળ મળે છે ?" શ્રી ભગવાનને વિચાર આવ્યો.
૨૯. પૃથ્વીના આરા ઉપરના કૂવા ઉંડા ઉંડા નથી થતા જતા ?
૩૦. "પાણી, પાણી" આ લોકો કરે છે. પણ સર્વે ચક્ષુને બંધ કરી, ત્હેની મદદને અવગણી ધક્કામુક્કી કરી મૂકે છે !
૩૧. કોઇ પેલાં અમૃતજળને ઝાંખી જોતું નથી, અને ખાબોચિયાં ખોળ્યા કરે છે.
૩૨. કૂવા ખોદનારને બોલાવોઃ સાફ કરાવોઃ વાસણ લિયો, અને એક પછી એક સિંચી પીયો.
૩૩. અને આંખ ઉઘાડો, જેથી પેલું અમૃતજળ જોઇ શકોઃ શ્રી ભગવાને કહ્યું.
૩૪. ત્હાંથી જતાં જતાં પાસેના એક છોડ ઉપરથી ફૂલ ખર્યુંઃ અને શ્રી ભગવાનના હસ્તને અડકી નીચે પાદ ચૂમતું હોય, એમ પડ્યું.
૩૫. શ્રી ભગવાન મસ્તક નમાવી વધામણી સ્વીકારી બોલ્યાઃ ફૂલડાંનું સૌન્દર્ય તો મ્હારો ભેખ છે.
૩૬. શ્રી ભગવાનદેવ ઘણો વખત ચાલ્યા. વિશ્રામ તો નહોતો જ, અને વિશ્રામ છે પણ ક્હાં ?
૩૭. શાન્ત નગરની શોધમાં હૃદય અધીર બનતું, પણ બધી વાતનો ઉપાય હોતો નથી.
૩૮. શાન્ત સ્થળ શોધતાં દુષ્કાળ વાળું એક અશાન્ત સ્થળ આવ્યું.
૩૯. દુષ્કાળનો લાભ લઇ ધનીઓને ધન કમાવું સ્હેલ પડતું. દ્રવ્યહીન ભૂખે ટળવળતા, પણ દુષ્કાળ તો સર્વત્ર હતો.
૪૦. ધનીઓના ધનમાં દુષ્કાળ હતો. અને નિર્ધન પાસે ધન ન હોવાથી, ત્ય્હાં પણ દુષ્કાળ હતો.
૪૧. ધન દુષ્કાળનો બચાવ ન્હોતું. નિર્ધનતામાં તો ત્હેનો વાસજ હતો.
૪૨. ગાયોને ચારો કોઇ ન આપતું. ઘણી ગાયો ભૂખે મરતી.
૪૩. એટલે તેઓના આંચળમાં દૂધ નહોતું.
૪૪. શ્રી બુદ્ધદેવનો પવિત્ર વેષ જોઈ લોકો ત્હેમને ચરણે પડ્યા અને દેહદુઃખ ને આત્મદુઃખ નિવારવા કહ્યું.
૪૫. શ્રી બુદ્ધ ભગવાને કહ્યું, " ધની લોકો ! નિર્ધનનું ગૃહ ત્હમારૂં ગૃહ છે.
૪૬. પૃથ્વીની એક પાંખ ઉપર દ્રવ્ય છે, બીજી પાંખ ઉપર નથી. અને આ ભિન્ન ભિન્ન પ્રકૃતિની બે પાંખને લીધે તે અનન્તતામાં ઉડી શકે છે.
૪૭. હળ લ્યો, ખેડો ને વસુધાને ખીલવો. આચારને જીવનમંત્ર બનાવો."
૪૮. લોકોએ ઝાડ પાળ્યાં, અને દુષ્કાળ ચાલ્યો ગયો.
૪૯. શ્રીભગવાને વિચાર કર્યો, "લોકો કહે છે વિચાર કરતાં આચારને ઉચ્ચ સ્થાન આપો.
૫૦. પણ વિચાર વિના આચારને ક્હાંથી સેવવો ? જમીન ઉપર કિલ્લા બાંધિયે, તે પહેલાં હૃદય ઉપર બાંધવા આવશ્યક નથી ?
૫૧. ત્હારે કલ્પનાપૂજારીનું જગત્ પણ અચ્છું નથી ?*

* પૂર્વ અને પશ્ચિમમાં એક મોટો ભેદ આ છે કે, પૂર્વ વધારે કાલ્પનિકશક્તિવાળું (Theoretical) છે, અને પશ્ચિમમાં આચાર (Practice)ને વધુ માન મળે છે બધા પયગમ્બરો પૂર્વમાંજ જનમ્યા

૫૨. પણ દુનિયાની આંખોમાં બધી વસ્તુઓની પ્રતિકૃતિ ઉંધીજ પડે છે.
૫૩. પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે: લોકોની નજર નિહાળે છે કે સૂર્ય ફરે છે.
૫૪. આમ કહી હસ્યા. પવનની આછી આછી એક લ્હેર આવી અને શ્રી ભગવાનના આત્મામાં અમૃત રેડી ગઇ.
૫૫. આગળ ચાલતાં ભયંકર વેરાન આવ્યું. ભયંકરતામાં સૌન્દર્ય ફોરતું એક મંદિર હતું. બ્હાર વટેમાર્ગુઓને થોડું થોડું તે દેખાતું.
૫૬. પવિત્રતાનો ત્ય્હાં વાયુ વાતો. પણ બ્હાર ઉભા રહી સ્થૂળ દૃષ્ટિએ જોનારને તે નિર્ભય ન લાગતું.
૫૭. કેટલાક ત્ય્હાં પૂજા કરતા. પણ તેઓમાંથી કોઇનાં હૈયાં ભયથી રહિત નહોતાં.
૫૮. પૂજારીઓ સમાધિ સાધવા પ્રયત્ન તો કરતા, પણ આત્માને પૂરેપૂરી ચોટ ન લાગતી.
૫૯. વળી કેટલાંક મનુષ્યો જંગલની ભૂલામણીમાં અવળે માર્ગે ચ્હડયાં હતાં, ત્હેમની ચીસો ત્ય્હાં સંભળાતી.
૬૦. શ્રી ભગવાને અર્ધસમાધિસ્થ પુરૂષોને કહ્યું, "ત્હમારા ઉપર લ્હેણાની રકમ આ નથી, પણ બીજી છે.
૬૧. મંદિરનો માર્ગ ત્હમે ભૂલેલાંને બતાવો.
૬૨. પછી સ્નાન કરી શુદ્ધ થજો. અને પછી અહીં પૂજાનો અધિકાર ત્હમને પ્રાપ્ત થશે.
૬૩. અને જે પૂર્ણ સમાધિને પામ્યા હતા, ત્હેમને ત્ય્હાંજ બેસી રહેવાની આજ્ઞા કરી.
૬૪. સેવા કરવાની હતી, તેઓને આ અકારૂં લાગ્યું. તેઓએ અર્જ કરી; પરમાત્મા ! અમને ય અહીં બેસવા દ્યોની ?
૬૫. શ્રી ભગવાને કહ્યું: "પહેલાં ઉડતાં શીખવાનું છે. આરામ તો પછી છે.
૬૬. શીખવામાં ન્હાનપ નથી. અને પડિયે પણ ખરાં.
૬૭. પાપના કાંપ હૈયામાં નથી ઝામ્યા, ત્ય્હાં સુધી ન્હાના કામને ન્હાનું કેમ ગણો છો ?
૬૮. અને જેણે પાપ નથી કર્યાં, ત્હેણે શરમાઇ મુખકમળ ઉપર શું કામ કળીઆશ લાવવી જોઇયે ?
૬૯. ન્હાનાંની વાત ન્હાની, અને મોટાંની વાત મોટી.
૭૦. વળી મનુષ્યો વયથી ગણિત ગણે છે. પણ એ ગણિત ખોટું છે.
૭૧. કેટલાંક ન્હાનાં હોવા છતાં વૃદ્ધ છે, અને કેટલાંક વૃદ્ધ હોવા છતાં ન્હાનાં છે. "
૭૨. આટલું કહી ત્ય્હાંથી ચાલ્યા. દેવજીવનવાળા ભગવાનદેવને મનુષ્યજીવનમાંથી કંઈ કંઈ શીખવાનું મળ્યું.
૭૩. અને આત્માનુભવથી આત્મા ઉચ્ચ ઉચ્ચ ઉડયો, આત્માની લ્હેરો અજબ અને દિવ્ય લાગી. હૈયું દૂર્દૂં દૂર્દૂં થવા લાગ્યું.
૭૪. શ્રી ભગવાનદેવ ચાલતા હતા, પણ આત્માનંદનું રાજ્ય દેહકષ્ટ ઉપર પૂર્ણ હતું. પછી શ્રી ભગવાન એક એવે સ્થળે[1] આવ્યા કે જ્ય્હાં કળાનું રાજ્ય હતું.
૭૫. કળાથી કુટુંબ ચાલતું, અને કળાથી સ્નેહ થતો.
૭૬. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકનારને સર્વ કૃત્રિમ ભાસતું; પણ સ્થૂળને ક્રમવાર દીસતું.

એ માન પૂર્વને ઓછું ન કહેવાય; આખી પૃથ્વી ઉપરના ધર્મોની પ્રેરણાનાં મૂળ પૂર્વમાં નગ્યાં હતાં. હજી પૂર્વમાંથી શું શું નહિ પ્રકટે, એ કહી શકાય નહિ. પરિણામ અન્ત આવ્યે જોઈ શકાય, વચ્ચગાળેથી નહિ. આચાર અને વિચારમાં કોનો જય થશે, એ તો ઘણાં સેકાં પછી જણાય.

1 Europe

૭૭. શ્રી ભગવાનને કુતૂહલ-ઉપજ્યું; આ શી નાટકની લીલા ?
૭૮. ધર્મને ધર્મિષ્ઠને સોંપી, આ લોકો કુદરત સ્હામે અજબ યુદ્ધ કરે છે.
૭૯. પણ કળા અને ધર્મનું સંગમતીર્થ થતાં શું ઓછું રહે? જગત્ આવી જાત્રા નહિ કરે ?
૮૦. અને ધર્મ વિના એકલી કળાથી કેમ સ્વર્ગના દ્વારને પહોંચાશે ?
૮૧. જીવન પણ આ લોકોને મન યંત્ર છે.—જીવનરહસ્ય કળામાંથી શેં સમજી શકાશે?
૮૨. ચર્મ અસ્થિથી બનેલા દેહને આ લોકો શોધે છે[૨]. મ્હારો દેશ આત્માને શોધતો આવ્યો છે.
૮૩. આત્મરહસ્ય વિના 'કળા-મનુષ્ય'થી દેવમનુષ્ય નહિ થવાય.
૮૪. પરમાત્માની દૃષ્ટિએ મનુષ્ય કમળની લાલી જેવાં કોમળ છે-પુષ્પ જેવાં પવિત્ર છે.
૮૫. પણ આ લોકોનું આત્મબળ અજબ છે; પ્રગતિના શિખર ઉપર એક પગથિયું તો બેશક તેઓ ચ્હડી ચૂકયા છે.
૮૬. આત્માની ઉણપ તેઓના હૈયામાં નથી લાગતી.
૮૭. અને જગના મહની દેવી સરસ્વતીના તેઓ પૂજારી છે.
૮૮. તેઓમાંથી જે પંડિત હતા ત્હેમને બોલાવી શ્રી ભગવાને કહ્યું: આંખ મીંચી દોડવામાં બહાદૂરી નથી.
૮૯. માટે ત્હમારા કળામંદિરમાં એક પ્રભુમંદિર સ્થાપો.
૯૦. અને ત્હમે હસો ને રડો: કેમકે જે હસે છે, તે હસતો નથી. અને જે રડે છે, તે રડતો નથી.
૯૧. હાસ્ય અને રૂદન ઉભય ત્હમારા આત્માને ખીલવશે.
૯૨ જેના આનન્દમાં ત્હેના બંધુઓની ભાળ નથી, ત્હેનો આનન્દ આનન્દ નથી, પણ શોક છે.
૯૩. ફિરસ્તા થઇ શકનારને સેતાન શું કામ થવું જોઇએ ?
૯૪. ત્હમારૂં દેવું ચૂકવો; કોલ સંભાળો.
૯૫. પૃથ્વીના પટમાં ન્યાયમંદિર ચણજો.
૯૬. ત્હમે કહો છો, "ક્યાં છે પ્રભુ?"* પણ ત્હમારા આત્માની આંખો બંધ છે.
૯૭. દ્વાર ખખડાવશો, તો ગૃહનો માલિક પ્રત્યુત્તર આપશે.
૯૮. અને સૌન્દર્યનો ઉપભોગ ત્હેને ચૂંથ્યે ન થઈ શકે.
૯૯. સૌન્દર્ય અનુભવવા સૌન્દર્યમાં બૂડો.
૧૦૦. જાણો કે સૌન્દર્ય ચૂંથનારનું પ્રાયશ્ચિત ત્રણે ભુવનમાં નથી."

(મુંબાઈ.) —હાસમ હીરજી ચારણિયા.

૨ Zoology, Anatomy, Animal Physiology, વિગેરે.

*વિજ્ઞાનના શાસ્ત્રીઓ (Scientists) ઘણે અંશે પ્રભુમાં માનતા નથી. અંગ્રેજીમાં જડવાદની ફિલસુફીઓ ઘણી છે, તેમજ Darwin's Theory of Evolution(ડાર્વિનના વિચાર)થી દુનિયા અજાણી નથી. હેકેલ એક સ્થળે પ્રભુને gaseous invertebrate વાયુ જેવું, કરોડ વગરનું પ્રાણી, જેને જેમ વાળિયે તેમ વળી શકે, અને જૂદાં જૂદાં રૂપ ધારી શકે) એવું નામ આપે છે! શોધવાની અને જાણવાની આ રીતિ વિચિત્ર પ્રકારની છે. પરમેશ્વર માંસ હાડકામાંથી મળી આવતો હોય, તો કઇ વાત ઉણી રહે ?

## શરીરની સુષ્ઠુતા અને સુન્દરતા.

કુદરતી રીતે સ્ત્રીઓને સુંદર થવું ગમે છે. કુદરતે સુંદર ઘાટ, રૂપ કે રંગથી સંપન્ન કરી હોય કે ન હોય તોપણ નાના વિધના અલંકાર, વસ્ત્ર, પ્રસાધન આદિથી દેખાવડી થવા દરેક સ્ત્રી પ્રયત્ન કરે છે. પતિને પ્રસન્ન કરવા, આત્મસંતોષ પામવા અથવા દુનીઆનું આકર્ષણ કરવા કેવાં કેવાં પ્રસાધન સ્ત્રીઓએ પ્રયોજવાં, તેનું વીગતવાર વર્ણન સંસ્કૃત અને હિંદી ગ્રંથોમાં અપાયલું છે. કુમારિકાઓ અને સૌભાગ્યવતીઓ એ વર્ણન પ્રમાણે યથારૂઢિ શણગાર સજતી. ઘણાં કાળથી ચાલ્યા આવતા ચીલે સૌ ચાલતાં.

હવે આ સ્થિતિ પલટાઈ ગઈ છે. અંગ્રેજી કેળવણી અને અંગ્રેજ સંસારના વિશેષ પરિચયથી **યથારૂઢિ** નહી પણ **યથારૂચિ** શણગાર સજવાનો–પ્રસાધન ( toilet ) કરવાનો રીવાજ દાખલ થતો જાય છે.

**સુંદરીસુબોધે** આજ લગી ' પતીની પ્રભૂપૂજા ' અને 'વિદ્યાર્થીઓનાં સ્નેહ જીવન' નાં ચિત્રો આંકયા કર્યાં; પણ સુંદરીઓને પ્રિય અને **સુંદરીસુબોધની** દૃષ્ટિથી પણ આવશ્યક પ્હેરવેશ, શણગાર અને પ્રસાધનના વિષયો કેમ નહિ ચર્ચ્યા હોય ?

**સુંદરીસુબોધના** લેખકો અને વાંચકો જીવનની ગંભીરતા પૂરેપૂરી સમજતા હોવાથી આવા સ્વચ્છંદ શોખ ( frivolity )ના વિષયો પ્રત્યે ઉદાસીન રહ્યા હતા; એવો બચાવ કરવામાં આવે, તો ત્હેને 'બચાવ' જ લેખી, જનસમાજમાં જે સ્થિત્યંતર થતું જાય છે તેની નોંધ લેવા આજથી શરૂઆત કરીશું. કોઈ સુશિક્ષિત બ્હેને આ વિષયનો મંગલ આરંભ કર્યો હોત તો સૌને અને મ્હને ઘણો આનંદ થાત.

ઇંગ્લીશ કાપડ અને ફેશનના પ્રવેશથી પારસી, મુસલમાન અને બંગાળાની હિન્દુ સન્નારીઓએ પ્હેરવેશમાં જે રમણીય તત્ત્વ ઉમેર્યું છે તેની, કે અલંકાર ( દાગીના ) ના ઘાટમાં જે વિવિધતા દાખલ થઇ છે તેની, કે તે પ્હેરવાની પદ્ધતિનું સૌંદર્યતત્ત્વ નવું જન્મતું જાય છે તેની, અથવા કેશ અને શરીર સંમાર્જનની વધૂ લેવાતી સંભાળની, આ ન્હાના લેખમાં નોંધ નથી. વાંચક બ્હેનોમાંથી કોઈ એ નોંધ લેશે તો ઉપકાર થશે.

મુંબાઇનાં સુપ્રસિદ્ધ ઇંગ્લીશ દૈનિક ધિ ટાઇમ્સ ઑફ ઇંડીઆમાં દર સોમવારે સ્ત્રીઓના ઉપયોગની બાબતપર લેખ તથા ચિત્રો આવે છે. એ પત્ર વાંચી શકે એવી સંખ્યાબંધ બ્હેનોથી ગુજરાત વિભૂષિત નથી એ આપણાં કમભાગ્ય છે અને એ આપણામાં સ્ત્રીશિક્ષણની ચાલતી મંદ ગતિ બતાવે છે.

૧૪ મી જુલાઇના અંકમાં આવેલા એક પરિચ્છેદ પરથી આ લેખ લખવાનું સુઝયું છે.

વસ્ત્ર અને અલંકારથી સુંદરતા આવે છે; સ્નાન અને તેમાંના સંમર્દનથી શરીર તેજ મારે છે: પણ એ સર્વ ઉછીનું છે. શરીર કસરત અને આરોગ્યથી ઘાટદાર અને તેજદાર જેવું થાય છે તેવું આથી થતું હશે ?

આપણો પ્હેરવેશ એવો છે કે શરીરના માંસલ ભાગ ઘાટદાર અને રમણીય બનાવવાની વૃત્તિજ ન થાય. શરીરનાં બે અથવા ત્રણ અવયવ ખુલ્લાં રહે છે. મ્હોં, કુહોણીથી આંગળા લગીનો હાથ, અને પગની પ્હાની. ધૂમટો કહાડનાર અથવા ઘરેણાંથી હાથ અને

ન્હાની ભરી નાંખનારને તે અંગો ઘાટીલાં અને તંદુરસ્તીથી લોહીઆળ અને તેજસ્વી કરવાની દરકાર ક્યાંથી હોય ?

ગરદન, છાતી, કેડ, હાથ, આંગળીઓ અને પગના માંસલ નળાનું સૌષ્ઠવ આણવા ઈંગ્લીશ રમણીઓ ભિન્ન ભિન્ન પ્રકારની કસરત કરે છે. પાણીનું બેડું માથે ભરી લાવવાથી કે દળણું દળવાથી ગરદન અને છાતીને કસરત મળતી, પણ લક્ષપૂર્વક આકૃતિ ઘડવામાં ન આવતી હોવાથી સૌંદર્યનો બ્હાર ખીલતો નહિ.

શરીરદષ્ટિની પ્રમાણબંધ ઘાટરેખા મેળવવા અને જાળવી રાખવા, ચામડીની કુદરતી પ્રફુલ્લ તંદુરસ્તી સાચવી રાખવા, હાથ અને પગની ગતિમાં લાલિત્ય ( grace ) અને આરામ ( ease ) આણવા, ઉભાં રહેતી વખતે કે બેસતી વખતે શરીરની સ્થિતિ (pose) આકર્ષક, પ્રતાપપૂર્ણ અને ભાવસ્નિગ્ધ રાખવા, અંગ્રેજરમણીઓ જાત જાતની દીવાનખાનાની ( indoor ) અથવા આંગણાંની ( outdoor ) રમત ખેલે છે. એ રમતોનું ટુંક વર્ણન ઉપયોગી થશે. આપણાં સંસારનાં બંધારણને લીધે, આપણી સાંપત્તિક સ્થિતિને લીધે અને કેળવણીની ન્યૂનતાને લીધે, એ બધી રમતો આપણે રમી શકીએ એમ નથી, તેમ રમવાની જરૂર પણ નથી. છતાં શરીરને સુદૃઢ અને સુંદર બનાવવા પ્રત્યે લક્ષ દોરાય તો આપણી પરિસ્થિતિને અનુકૂળ આપણી પ્રચલિત રમતોમાંથી, આપણા નિરંતરના કાર્ય વ્યવહારમાંથી, અને પરદેશી રમતોમાંથી પસંદગી કરી શકાય.

સારી સ્થિતિવાળી ઈંગ્લીશ સુંદરીઓ ગોલ્ફ, ટેનીસ, અને હોકી[1] રમે છે. આથી એમનું શરીર તંદુરસ્ત અને આરામ રહે છે. ઘોડાસ્વારી અને તરવાથી પણ સારો ફાયદો થાય છે.

આ ઘર બ્હારની રમતો છે. ગુજરાતની હિન્દુ સુંદરીઓના ભાગ્યમાં એ રમવાનું હાલ નથી. નિશાળો પણ બેદરકાર છે. ઉલટું રમાતી હતી તે રમતો નિશાળ અને કેળવણીથી બંધ થઈ છે. ગરબા, રાસડા, ફુદરી, વગેરેનો સાર્વજનિક પ્રચાર સાર્વજનિક રહ્યો છે ? નિશાળોમાં કસરત માટે આંગણું કે વાડો ન હોય તો છાપરાને ઠેકાણે અગાસી બાંધી રમતનું સ્થાન ત્યાં ન કરી શકાય ? નિશાળો અગાસી વાળી બનાવવાનો આગ્રહ સમાજે કરવો જોઇએ છીએ. અગાસીથી જગ્યાનો સંકોચ નડશે નહીં, તેમ મલાજો જાળવવો હશે તો તે પણ જળવાશે.

હવે દીવાનખાનાની રમતો જોઇએ. તરવા ન જઈ શકાય તો ઓરડામાં ભોંયપર ઓશીકાં મૂકી હવામાં તરવાની સર્વ ક્રિયા કરવામાં આવે છે. તકીઆપર લાંબાં થઇને સુઇ જઇ અમુક વખત લગી હાથપગ તરતી વખત હલાવાય તેમ હલાવે છે.

આ પછી વજનમાં હલકો, ન્હાનો ગાળો ( hoop ) હવામાં ઉંચે ઉરાડવામાં આવે અને બે લાકડીથી પડતો ઝીલવામાં આવે; પછી ઝડપથી ચક્કર ફેરવી એકદમ પાછો ઉંચે ફેંકવામાં આવે.. આ રમત રમવાથી ગતિનાં લાલિત્ય અને આરામ ( ease ) આવે છે.

ઘર બ્હાર દડાની મરદાની રમતો જેમનાથી નથી રમાતી, તેઓ રંગીન ઉનના દડાથી ઘરની અંદર રમે છે. ત્રણ જૂદી જૂદી જાતના રંગના દડા હોય છે, સફેદ, રાતો અને

---

૧. આ રમતો વિશે આપણી ભાષામાં ગાયકવાડ સરકારનાં આશ્રયથી રા. રા. છગનલાલ હરિદાસ મોદીએ પુસ્તકો લખ્યાં છે.

આસમાની. જાદુગરની પેઠે એક પછી એક હવામાં તે ઉછાળવામાં આવે છે અને ઝીલવામાં આવે છે. આપણી બાળાઓ પાંચીકા (કુંકા) ની રમતો રમે છે તેને મળતી આ રમત લાગે છે. જાણીને વાંચનારી બ્હેનો અજાયબ થશે કે યુરોપ અમેરિકાની કન્યાઓ પણ આ રમત ખેલે છે અને આપણે અહીંઆની માફક ત્યાંએ એમના જૂદા જૂદા દાવ છે. ઘણા દાવ મળતા આવે છે.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં કન્યાઓ દડો (કન્દુક) ઉછાળવાની રમતો રમતી. દશકુમારચરિતમાં કન્દુકખેલનનું વર્ણન છે. દડાની રમત વિશે કન્દુકાગમ નામનો ગ્રંથ હતો, એવું એનો એક ટીકાકાર લખે છે.[૧]

દડો ઉછાળવા અને ઝીલવાની દરેક રીત સૌંદર્ય સાધવામાં વિજયવંત નીવડે છે, કારણકે એથી હાથના કોણીપરના ભાગ (arm) અને મણિબંધ પ્હોંચી (wrist) માં દક્ષતા (dexterity) આવે છે તથા નજર ચાલાક (quick) થાય છે. ગરદન અને ગળાંની ઘાટીલી ખુબસુરતી માટે પણ દડાની રમત ઘણી અગત્યની છે અને ઘણી સ્ત્રીઓ પોતાના શરીર પ્રમાણે એ રમતોની નવનવી રીતો યોજે છે.

હાથની ગતિને લાલિત્ય અને આરામ (ease) આપવા નાના પ્રકારની સૌંદર્યજનક રમતો રમાય છે.

આંગળીઓ અને પ્હોંચી (wrist) ને સહેલાઇથી વળે એવાં (supple) બનાવવા પંખાનો ઉપયોગ કરવામાં આવે છે. ઓરડામાં પંખાથી આકડાનું રૂ ઉરાડવામાં આવે છે અને રૂની પાછળ પાછળ દોડવામાં આવે છે. આકડાનું રૂ ન હોય તો પરમેશ્વરની ગાયની પાછળ પણ ફરી શકાય. એથીવધારે આ રમત ઘરમાં અથવા ઘર બ્હાર રમી શકે છે અને રૂને વીંઝવાથી આંગળાં અને પ્હોંચીને સુષ્ઠુ વ્યાયામ મળે છે તેમજ ગતિમાં લાલિત્ય અને કુશળતા (dexterity) આવે છે.

આતો અતિશય સંક્ષેપમાં કથન થયું. વિશેષ જાણવાની આતુરતા અતૃપ્ત રહેશે. પણ વિષય પ્રત્યે અંગુલિનિર્દેશ થયો છેઃ એટલે બીજાં ભાઈ બ્હેનો એ અતૃપ્તિ છીપાવવા પ્રયત્નશીલ થશે.

ચર્ચિત વિષય અગત્યનો લાગે તો પ્હેરવેશ, અલંકાર, પ્રસાધનનાં વિવિધતા, સુંદરતા અને આવશ્યકતાની કથા રસથી સુન્દરીસુબોધમાં થવાની આશા રાખું છું. આ ઉપરાંત વાતાવરણ એટલે ઘરની રચના, સરસામાનની ગોઠવણ, આંગણાની ફુલઝાડથી શોભા, સમાજમાં હળતી મળતી વખતે વર્તવાનું લાવણ્ય અને લલિત્ય અને સૌથી વિશેષ મહત્વનું આત્માનું સૌંદર્ય વર્ણવવામાં પણ આવશે, એમ આશા છે.

એક કદરૂપા ગુલામને બાદશાહે પૂછ્યું "ખુદાએ હુસ્નની વ્હેંચણી કરી ત્યારે તું કયાં હતો?" ગુલામે અદબથી જવાબ આપ્યો, "ગરીબનવાજ! ત્યારે હુસ્નના બજારમાં નહિં, પણ નસિબના બજારમાં હું હતો."

૧. કન્દુક કેવી રીતે ખેલાતો હશે, તે મૂર્તિમંત નિહાળવાની દશકુમારચરિત ભણતી વખતે હોંશ થઇ હતી. ઈ. સ. ૧૯૦૯ કે ૧૯૧૦ની સાલનાં ધિ ઈલસ્ટ્રેટેડ લંડન-ન્યુઝ નામના સચિત્ર સાપ્તાહિકમાં સાગરિકા (Oceania) દ્વિપસમૂહના અસંસ્કૃત લોકોની દડાથી રમતી કન્યાનું ચિત્ર જોવામાં આવ્યું સંસ્કૃત ભાષામાં વાંચેલા વર્ણન સાથે ચિત્રમાં આલેખી ગતિ આબેહુબ મળતી આવી હતી.

(૬) વસ્ત્રો, આભરણ, પ્રસાધન, સંલાપ, ધર્મવ્યવહાર વગેરેમાં વિવિધ રીતે, પોતાનું વ્યક્તિત્વ સ્ફુટ કરે. એવું સૌંદર્ય આપણી સુંદરીઓ ધારે તો ખીલવી શકે. દેખાદેખી નકલ કરવા કરતાં જાતે વિચારી નવા નમૂના યોજી કાઢે તો એટલી આપણી માનસિક સંપત્તિ વધશે. પોલકા ચોળીનાં ફુગ્ગા અથવા તેનાપર મુકાતી 'રસીઅન' વગેરે (સ્ત્રીઓનાં પ્હેરવેષના પારિભાષિક શબ્દો સાચાખોટા વપરાયા હોય તો મ્હારી બ્હેનો દરગુજર કરશે)–માં રહેલું સૌંદર્યતત્ત્વ કોઈ બતાવશે ? ભોજનકાળે પણ સુંદર થઈ શકાય છે–આસપાસ પણ સુંદર કરી શકાય છે. **સુન્દરીસુબોધના** તંત્રીને મ્હારી નમ્ર વિનંતિ છે, કે ઇંગ્લંડ જઈ આવેલા કોઇ ગુજરાતી બન્ધુ પાસે ઈંગ્લીશ રમણીઓના જીવનવ્યવહાર વિશે લેખ લખાવે. એવા લેખ ઉક્ત સુંદરતાનું સવિસ્તર વર્ણન આપશે.

(૭) સુંદરતાને માટે આગ્રહ જન્મતાં લલિતકલાઓ માટે આદર વધશે અને તેમની યોગ્ય ખીલવણી થશે. રૂમાલ ગૂંથવામાં વખત કાઢનારી સુંદરીઓમાંથી કેટલીને સારૂં ગાતાં આવડતું હશે ? ઘણી સ્ત્રીઓને ત્યાં ગૂંથેલા રૂમાલનો બીલકુલ ખપ નહીં હોય, પણ ત્હેનાં બાળકો અને પતિને ત્હેના મધુર કંઠનો ખપ હોય છે.

(૮) સુંદરતાની કદર ધર્મવૃત્તિનું શોધન કરશે. મંદીરમાં અથવા ઘરના દેવાયતનમાં જે જે અસુંદર અને અનીતિભર્યું હશે તે દૂર થશે. રસિક વૃત્તિની જાગ્રતિ અધમ અને નિશ્ચેતન ધર્મ ક્રિયાઓથી રાચશે નહિ.

(૯) સુંદરતા લાવવા સ્વચ્છતાનો આશ્રય કરવો પડશે.

(૧૦) સુંદરતા એટલે ભભક નહી.

(૧૧) આગળ સ્ત્રીનું સ્થાન કુટુમ્બમાં હતું–સ્ત્રીઓમાં અને નોકરોમાં બેસવા ઉઠવાનું હતું. આજે કુટુમ્બ કરતાં પતિના સ્નેહી–સંબંધીઓમાં તેની પ્રતિષ્ઠા થવા માંડી છે. પતિની સંસ્કારવાંછના ઉંચી થઇ છે, સંતતિની પણ થતી જાય છે. આવે વખતે સ્ત્રીઓએ સંપન્ન (accomplished) થવાની જરૂર છે. આ સંપન્નતાનો સુંદરતા મ્હોટો અંશ છે.

સુશ્લિષ્ટ રૂપમાં લખાયલી નહી, પણ આ વેરણછેરણ રહેલી વિચારગર્ભ વાક્યાવલિ વાંચવાની તસ્દી આપું છું અને તકલીફ માટે ક્ષમા યાચું છું. —E.

---

## "માતાઓને શીખામણ," અને ઇચ્છાનુસાર સંતતિ.*

૧.

આસ્ટ્રિયન પોલંડની લૅમ્બર્ગ યુનિવ્હર્સિટીના પ્રોફેસર **થિયોફિલસ કૈસલે** માતાપિતાની ઈચ્છાનુસાર સંતતી ઉત્પન્ન થઇ શકે એવો પ્રયોગ પ્રસિદ્ધ કર્યો છે. પુરૂષ અગર સ્ત્રીસંતતીજ નહિ, પરંતુ સંતતીના સ્વભાવાદિ ગુણ ધર્મ સુદ્ધાં માતા ત્હેની ગર્ભ અવસ્થામાં પોતાની ઈચ્છાનુસાર ઘડી શકવાને સમર્થ છે.

જન્મ આપનારી સ્ત્રીની હાલત અને ત્હેના મનમાં ચોળાતા ખરાબ અથવા સારા વિચારની ત્હેના ગર્ભમાંથી ઉત્પન્ન થનારી સંતતી પર સારી છાપ પડી શકે છે. આ

---

* "મરજી મુજબ પુત્ર કે પુત્રી પેદા કરવાં અને તેઓમાં લાવવાના ગુણ." મરાઠી માસીક **મનોરંજન**ના ફેબ્રુઆરી અને માર્ચ (૧૯૧૨) ના અંકોમાંના मातृत्वाची थोरवी એ લેખ ઉપરથી. આ લેખનાં બે પૃષ્ટ ગત વર્ષના સુન્દરી સુબોધમાં આવ્યાં હતાં, પરન્તુ સ્થલ સંકોચને લીધે વધુ ભાગ પ્રકટ થઇ શક્યો નહોતો. તેથી તે આખા લેખની ફરી શરૂઆત કરી છે.

સિદ્ધાંતોનું અને હેના વિચારો તરફ આપણે અવશ્ય પૂર્ણ લક્ષ આપવું જોઇએ. સારા દેખાવો અને સારા વિચારો વિગેરે માતાની નજરે પાડવું જોઇયે, જેથી ઘણા ફાયદા થઈ શકે છે.

માનસિક અને શારીરિક સંપન્નતાથી જન્મ લઈ પોતાની જીવનયાત્રા સુખમાં ગાળવાનો દરેક બાળકને હક છે, અને આ હેનું આપણા પરનું કર્જ યોગ્ય રીતે ફેડવા બદ્દલ પ્રત્યેક માતપિતાયે કાળજી રાખવી જોઇયે. આપણાં છોકરાંઓ સારાં હોવા જોઇયે એવું જ્યહારે પ્રત્યેક મા બાપ ઇચ્છે છે, ત્યહારે તે સારાં નિપજાવવા બદ્દલ યોગ્ય પ્રયત્નો કરવા જોઇયે. જન્મ આપનારાં માબાપ હૃષ્ટપુષ્ટ તેમજ નિરોગી હોવાં જોઇયે. હેમને કોઇ પણ જાતનો રોગ હોવો જોઇયે નહિ, કારણકે આ વડિલોપાર્જિત સંપત્તિનો વારસો હેમનાં બાળકોને અવશ્યમેવ મળે છે. ભાવિ માતપિતા સુસ્વભાવ વાળાં, સુવિચારી અને સારાં વર્તનવાળાં હોવાં જોઇયે. નહિતર હેમની અનિષ્ટ પ્રકૃતિનાં પ્રતિબિંબો હેમની સંતતીમાં પણ પડે છે. અને તેથી આ મનુષ્ય દેહમાં સુખને બદલે દુઃખ અને કલેશ તેમને તેમજ તેમનાં સંતાનોને ભોગવવાં પડે છે.

ખરાબ માર્ગ તરફ વળતા મન અને હેનાથી ઘડાતા કર્મનો સ્પર્શ સંતતીને લાગવો જોઇયે નહિ; અને તે માટે હેવા વિચારોને ઉત્પન્ન થવા દેવાજ જોઇએ નહિ. ભાઈસાથનું કારુળ કહાડી, અને તેથીય વધારે ખરાબ, પેશ્વાઈસત્તામાં કુસંપનાં બીજ વાવી પોતાના હાથમાં રાજ્યની લગામ ધારણ કરવાની ખટપટ કરનારી **આનંદીબાઈની** દુષ્ટ પાપવાસના, હેના પેટે જન્મ લેનારા બાજીરાવને લાગી; તેની ઇતિહાસ ચોક્ખી સાક્ષી પુરે છે. **આનંદીબાઈનાં** આ કારસ્થાન ચાલતાં હતાં તે વેળાયે **બાજીરાવ** ગર્ભવાસમાં હતો, તેજ લક્ષમાં લેવાની મુખ્ય વાત છે. આ પરથી માતાના ખરાબ આચાર અને વિચાર સંતતીને કેવી રીતે લાગુ પડે છે, તે સ્પષ્ટ દિસે છે.

સંતતી પેદા કરવાને લાયક નહિ, એવાં માતપિતાની સંતતિ અનિષ્ટ અને અયોગ્ય થાય છે. આથી દુષ્ટ સંતતી પેદા કરનાર માતપિતા માબાપ પદને યોગ્ય નથી. માતપિતાનું જોડું વિવિધ ગુણોથી ભરેલું હોવું જોઇએ, એટલે કે એકની બુદ્ધિ ચાલાક, ત્યહારે બીજાનું શરીર હૃષ્ટપુષ્ટ, કિંવા પિતાનો સ્વભાવ જલદ, ત્યહારે માતાનો નમ્ર હોવો જોઇએ. ગર્ભધારણા કેવળ પ્રસંગાનુસાર ન રહેવી જોઇએ. ભાવિ સંતતીના આયુષ્યક્રમ માટે કાયમનો વિચાર કરી, પોતાની શારીરિક અને માનસિક સ્થીતિ સારી હોય તે વખતે તથા હેમણે સંતતીના આયુષ્યક્રમ માટેની કરેલી સ્થીતિનો વિચાર સંતોષકારક લાગે તે સમયે ગર્ભધારણ થવું જોઇયે.

આવી સ્થિતિમાં ગર્ભધારણા થયા પછી માતાને શીર જવાબદારીની શરૂઆત થાય છે. સંતતીને સારી નરસી બનાવવી તે હેના હાથમાં છે. ગર્ભપિંડની ગ્રાહકશક્તિ તીવ્ર હોય, હેવે વખતે માતાએ પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇયે. ગર્ભવાસમાં ગ્રહણ કરેલા સંસ્કારો પર બાળકની ભાવિ જીવનયાત્રાનું ધોરણ બંધાય છે. બાળકોને નહિ મળી શકે હેવી કર્તૃત્વશક્તિ હેમનાં જન્મ સાથેજ આવવી જોઇએ; તેમજ યશસ્વી થવાનું સામર્થ્ય પણ લાવવું જોઇયે. ગર્ભપિંડની શારીરિક સ્થીતિ સારી કેવી રીતે રહી શકે તે આગળ પર જણાવ્યું છે.

બાળક બળવાન અને ચાલાક થવો જોઇએ, તે માટે માતાએ શ્વાસોશ્વાસ ક્રિયા, પાચન ક્રિયા, લોહી ફરવાની ક્રિયા, તથા પાચન શક્તિને, યોગ્ય કસરત મળે ત્હેવાં કામ ચપળતાથી કરી તે સારી રાખવી જોઇએ. આ ક્રિયા શુદ્ધ રાખવા તેમજ વધારવા માટે માતાયે પોતાના હાથ પીઠ તેમજ પગના સ્નાયુઓને કસરત આપવી જોઇયે; તેમજ થાક ન લાગે ત્હેવી રીતે રોજ નિયમીત ખુલ્લી હવામાં ફરવું જોઇયે. કેમકે થાક લાગવાથી ગર્ભપિંડની ઉત્સાહશક્તિ કમી થાય છે. દિવસમાં બે ત્રણ વાર પ્રાણાયામની ક્રિયા કર્યાથી પણ ફેફસાંને કસરત મળે છે. (પ્રણાયામ એટલે એક નસ્કોરૂં દાબી બીજા નસ્કોરાં વડે જેમ બને તેમ ધીમે ધીમે શ્વાસ લેવો. શ્વાસ લેતાં જેટલી વાર થઇ હોય તેટલી વાર શ્વાસને ઘુંટવો, અને પછી તેટલાજ સમયમાં ધીમે ધીમે બીજા નસ્કોરા વડે બ્હાર કહાડવો. ) આમ શુદ્ધ હવામાં છાતી કહાડી આનંદિત અંતઃકરણે કરવું જોઇએ. આ રીતે વ્યાયામ અને પ્રાણાયામ હંમેશા કર્યાથી ફેફસાં બળવાન થઈ માતા તેમજ બાળકની લોહી ફરવાની ક્રિયા સારી રહી શકે છે.

આપણા ગર્ભવાસી બાળકની પાચનશક્તિ ખરાબ ન થાય, તેટલા માટે માતાએ પોતાની પાચનક્રિયા તરફ યોગ્ય કાળજી રાખવી જોઇએ. ક્ષણિક જાગ્રતિ આપનાર પરંતુ પરિણામે નુકશાનકારક પીણાં ( દારૂ તેમજ, અમુક પ્રમાણમાં ચ્હા અને કૉફી ) પીવાં જોઇયે નહિ. સાદો અને પૌષ્ટિક એવો ખોરાક હંમેશાં લેવો. બંધકોશથી ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, માટે માતાએ પોતાની મળશુદ્ધિની યોગ્ય કાળજી રાખવી જોઇએ. ઉપલી સર્વ પ્રકારની અને વિશેષમાં મળશુદ્ધિની યોગ્ય કાળજી લીધાથી ગર્ભપિંડની પાચનક્રિયા અને પાચનશક્તિ સારી રહી બાળક બળવાન અને ચાલાક નીપજશે, ત્હેમાં કાંઈ સંશય નથી. શરીરસામર્થ્ય સિવાયનું જીવતર નકામું છે, માટે માતાયે પોતાના બાળકનું શરીરસામર્થ્ય વધારવા માટે પ્રથમથીજ મહેનત લેવી જોઇયે.

બાળકનો સ્વભાવ પ્રેમાળ હોવો જોઇએ. આ સંસારયાત્રાનું વિકટપણું સુલભ અને સુખકર કરવાને સંપ અને મૈત્રિ સિવાય બીજું એકે સાધન નથી. માટે મિત્રતા કરવાને માટે બાળકનો સ્વભાવ પ્રેમાળ હોવો જોઇએ. આ ગુણનો ગર્ભપિંડપર પ્રકાશ પાડવા માટે પોતાનામાં તે ગુણ આણવો જોઇયે. એકલસુરો સ્વભાવ ન રાખતાં, પોતાની બ્હેનપણીઓમાં અને સમાજોમાં ત્હેણે ભળવું જોઇયે. ત્હેની વર્તણુક કુટુંબ પ્રત્યે પ્રેમાળ હોવી જોઇયે, અને આવી રીતે ભળવા હળવાથી છોકરાંમાં સંસારી વાત પર પ્રેમ બંધાય છે. સારાંશ કે, બાળકનો પોતાના કુટુંબમાં સલાહ સંપ રાખવા માટે પ્રેમ થવો જોઇયે. માતાને પોતાના ગર્ભવાસી બાળક માટે માન હોવું જોઇયે, તેમજ ત્હેનાપર પ્રેમ અને વિશ્વાસ રાખવા પ્રયત્ન કરવો જોઇયે. ત્હેની મ્હોટી ઉમ્મરમાં ત્હેના સ્વચ્છંદીપણાપર ત્હમારો દાબ ચાલી શકશે નહિ; માટે ત્હેના જન્મ અગાઉ ત્હમેજ પ્રેમ રાખતાં શીખો,–કારણ, તે વખતે જે પ્રેમ ત્હમે બાલકપર બતાવશો–બલ્કે–દ્દઢ કરશો, તેજ પ્રેમ ત્હમારા પ્રેમાકુળ બાલકમાં વૃદ્ધિ પામી ત્હમારી સંતતી તરફથી ત્હમને યથાયોગ્ય પાછો મળશે નહિતર સંતતી એટલે એક જાતની આપત્તિ, એવી સમજણમાં જેને પેટે બાલકનો જન્મ થાય છે, તે પ્રેમને બદલે દ્વેષ તરફ વળી કુમાર્ગે જાય છે!

જીવન શક્તિને ઓછી કરી કર્તૃત્વ વૃત્તિને કમજોર કરનારી વિષય વાસના લોકોમાં ઘણે

ઠેકાણે જોવામાં આવે છે. વિષયવાસનાને બંધ કરવાનો સર્વ પ્રયાસ અદ્યાપિ લોકોની દૃષ્ટિમાં યશસ્વી થયેલો દેખાતો નથી. આ હાનિકારક પ્રચારનો નાશ કરવા માટે ત્હેનાં મૂળનેજ ઉખેડી નાંખવા જોઇયે. જન્મ લેનારા બાળકની વૃત્તિ વિષયવાસનામાં પળોટાયેલી ન થવી જોઇયે, તે માટે માતા તેમજ પિતાયે પોતાના મનોનિગ્રહોને દૃઢ કરવા જોઇયે. વિષયેચ્છા પ્રજ્વલિત કરનારો પ્રસંગજ ન આવવા દેવાની કાળજી લેવી જોઇયે.

આપણા પોતાના કલ્યાણની કાળજી માટે વ્યાવહારિક જ્ઞાનનો વધારો થવો જોઇયે. અંગિકૃત કાર્યથી અવશ્ય ઉત્પન્ન થતા ઉલ્લાસનિષ્ઠા વિગેરે ગુણોનો વિકાસ થવો જોઇયે. ઉપર ક્હેવા પ્રમાણે વ્યાયામથી શક્તિ અને ઉલ્લાસવૃત્તિનો વધારો થઈ શકે છે.

ગર્ભનાશ કરનારી માતાનો પ્રયત્ન નિષ્ફળ જતાં બાળક ખુનીવૃત્તિનો થાય છે. કોઈના પણ સંબંધી મનમાં દ્વેષ બુદ્ધિ દાખલ થતાં ત્હેનું પ્રતિબિંબ બાળક પર પડે છે. તામસી સ્વભાવ કદિપણ રાખવો નહિ. નહિતર આપણા તામસી સ્વભાવનું સ્પષ્ટચિત્ર સંતતીના વિકાસમાં દૃષ્ટિગોચર થાય છે.

છોકરાંને ત્રાસ દેનારી ધાસ્તી, ચિંતા, બેકાળજી વિગેરે મનોવૃત્તિના સંસ્કારો પોતાની પત્નિમાં હોવા જોઇયે નહિ. તેટલા માટે ભાવિ પિતાયે વારંવાર ત્હેની યોગ્ય ખબરદારી રાખવી જોઈયે. આનંદી અને આપણા આનંદથી બીજાને આનંદિત કરનારો મોહક બાળક, અગર સદારોગી અને રડતો બાળક બનાવવો, તે માતાના પોતાના હાથમાં છે. માટે રોજ બનતી બાબતોને મનમાં ન આણતાં માતાયે આનંદી વૃત્તિમાં રહેવું જોઇયે. ભાવિ સુસ્થીતિની આશાનો વિકાસ—તે આશા—આપણે મનમાં લાવી, મનને આશ્વાસન આપી છોકરાંમાં તે આણવી જોઇયે. આશાની સાથે ધર્મનિષ્ઠા અને ભૂતદયાનો વધારો થવો જોઈયે. ભૂતદયાનો વધારો થયે, વિકાસથી પ્રાપ્ત થતા જ્ઞાનથી બાળકની સંસારયાત્રા સુખમાં જશે. માતાની અધમવૃત્તિનું પરિણામ ત્હેના બાળકમાં ત્હેવુંજ ઉતરે છે. ત્હેની ધર્મકૃત્યો તરફ વિરોધીતા અને ધર્મ તિરસ્કારનાં પરિણામથી ત્હેની સંતતી નાસ્તિક થાય છે. માટે ધાર્મિક બાબતોનું માતાયે સારી પેઠે મનન કરી ગર્ભધારણા વખતે ધર્મવૃત્તિ રાખી પોતાની સંતતીને તે ગુણ આપવો જોઇયે.

ગરોદરપણામાં રામાયણ, મહાભારત, ગીતા કિંવા એવી જાતના એકાદ શુભગ્રંથનું નિયમીત વાંચન અને મનન કરી માતાયે ચિત્તવૃત્તિ પ્રસન્ન રાખવાથી ભાવિ સંતતીપર ત્હેનું ઇષ્ટ પરિણામ થયા વિના રહેતું નથી. સદ્વર્તન વધે ત્હેવા ગ્રંથોનું મનન કર્યાથી બાળકની વર્ત્તણુક સારી થવાની આશા રાખી શકાય છે.

બાળકના બુદ્ધિસામર્થ્યનો વિકાસ થવા માટે માતાયે સારી રીતે કાળજી લેવી જોઇયે. જ્ઞાન આપવાની ભાવિ ઇચ્છા બાળકને ઉપયોગી થઈ પડશે નહિ, પરંતુ તે પોતાને મેળવવાનો પ્રયત્ન કરતાં આવડવો જોઇયે. માટે માતાયે પોતાની જાતે જ્ઞાન વધારવા પ્રયત્ન કરવો જોઇયે. જે જાતનું જ્ઞાન મેળવવાનો માતાનો પ્રયત્ન હશે, તેજ જાતના જ્ઞાનની આવડ અને તે ગ્રહણ કરવા લાગનારી બુદ્ધિનો વિકાસ બાળકમાં આવેલો જણાશે. ફક્ત એકાદ વિષયમાં સાધારણ આવડ હોય તે કાંઈ કામની નહિ. પરંતુ તે વિષયનું મનન કરી ત્હેમાં પારંગતતા મેળવવાને જરૂરની સ્મરણશક્તિ આદિ સામર્થ્યના વિકાસનો પ્રયત્ન માતાયે બાળકને માટે કરવો જોઇયે. સ્મરણશક્તિ વધારવા માટે સાંસારિક, અગર ઐતિ-

હાસિક પ્રસંગ, કવિતા, ભાષણો આદિ વિષયના ભાગ યાદ રાખતાં શીખવું જોઇયે. એક વાતમાંથી ઉપજતી વાતનો વિચાર કરી, અનુમાન કરવાનો પ્રયત્ન કરી, વિચાર શક્તિ, તર્કશક્તિ વિગેરેનો વધારો કરવો જોઇયે. માતા પોતાની જાતે કોઇપણ પ્રકારનું મનન કર્યા વગર તે બાબત બાળકમાં ઉતારવાનો પ્રયત્ન કરવાને અસમર્થ છે, માટે હાથમાં લીધેલા કામમાં પોતે પ્રવિણ હોવી જોઇયે. અમુક કામ કરવાનું એટલે વેઠ ઉતારવાની નહિ, પરંતુ તે ધ્યાનપૂર્વક કરવું જોઇયે.

હાથમાં લીધેલું કામ વારંવાર ત્રાસના બોજારૂપ થઇ ન પડે તે માટે નિયમિત અને વ્યવસ્થિત રીતે કરવું જોઇયે. ઈશ્વરી કાર્ય નિયમોથી બંધાયલાં હોય છે, તો મનુષ્યનાં કાર્યોને પણ તે નિયમ શા માટે લાગુ ન પડે? અવ્યવસ્થિત મનુષ્યની હોંશીયારીથી હેને તેમજ દુનિયાને કાંઈ ફાયદો થતો નથી.

રાજકિય, ઔદ્યોગિક, ધાર્મિક, કિંવા બીજી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિમાં નામરૂપથી આવતી હોંશીયારી તે ખરી, પરંતુ હેનાથીયે મ્હોટી વ્યવસ્થા અને નિયમીતપણાની જોકની યોગ્યતા હેના કરતાં પણ વધુ છે. માતાયે આ ગુણો પોતામાં ઉતારી ગરોદરના બાળક પર હેનો પ્રકાશ પાડવા ઉમંગથી પ્રયત્ન કરવો જોઇયે, અને ભાવિ પિતાયે હેમાં સહાય કરવી જોઇયે. ઘરનો સરસામાન પોતાના આચાર વિચાર, અને શારીરિક ગુણધર્મ આ સર્વેમાં વ્યવસ્થિતપણું રાખવું જોઇયે. સારાંશ કે વખતો વખત વ્યવસ્થિત રીતે કામ કરવાની ટેવ હેણે પોતાના બાળકમાં ઉત્પન્ન કરવી જોઇયે.

આ સુચના અમલમાં આણ્યાથી સંતતી સારી નિપજી શકે હેમાં કાંઈ સંશય નથી. બાળક હરેક ગુણોથી ભરેલો હોવો જોઇયે. કારણ, તે ગુણોના યોગથી હેનો આયુષ્યક્રમ સુખમાં ગાળશે. પોતાના બાળકને અમુક જાતના ધંધામાં પ્રવિણ કરવાનો ધર્મ જન્મદાતાનો છે. માટે પોતાની ઇચ્છાનુસાર તે ધંધાની આવડ હેણે પોતાનામાં આણી લઈ તે વિષયપર હંમેશાં વિચાર અગર પ્રયત્ન કરી,–( સારાંશ કે તે ધંધા માટે એકાગ્રતા ધારણ કરી,) તે ધંધાની લાલસાનો વિકાસ ગર્ભમાંના બાળકપર આણવો જોઇયે. ધંધામાટે કરવો જોઇતો આ પ્રયત્ન ગર્ભધારણની અગાઉ ચાર અઠવાડિયાં પ્હેલાં કરવો જોઇયે, અને ગર્ભધારણ પછી તે ધંધા વૃત્તિની પૂર્ણ આવક બાળકમાં આણવા માટે માતાયે સતત મનન કરવું જોઇયે. તે ધંધા સંબંધી માહિતી મળે હેવાં કોઈપણ ગ્રંથનું વાંચન કિંવા તે બાબત ઉપર હમેશાં સંભાષણ કરવું જોઇયે. આ પ્રમાણે પોતાની ઇચ્છાનુરૂપ કાયદા, વૈદક, કળા, વકતૃત્વ, શિલ્પશાસ્ત્ર, વેદાંત, વિગેરે અનેક વિષયો પરથી ઉપજતી અનુપમ બુદ્ધિ હેણે પોતાની સંતતીને આપવી જોઇયે.

ઉપરના વિષય સંબંધી અનુપમ બુદ્ધિનો બાળકપર વિકાસ આણવા માટે માતાયે હેમાં પારંગતતા મેળવવી જોઇયેજ એમ નહિ, પણ તે વિષય શીખવામાટે હેણે દ્રઢ મનથી પ્રયત્ન કરવો જોઇયે, અને પોતાના ગર્ભપર હેનું ઇષ્ટ પરિણામ થશે હેવી ખાત્રી રાખવી જોઇયે; એટલે હેનું પરિણામ પોતાની કલ્પના બ્હાર છોકરા પર થયેલું છે, હેનો હેને અનુભવ થશે. પોતાનામાં જેટલા સારા ગુણો છે, તેટલાથી ન અટકતાં માતાયે તે વધારવા તરફ લક્ષ ધરવું જોઇયે.

તે પોષિત થયેલા ગર્ભની ઉત્પત્તિ પતિ તરફની હોવાથી હેણે પત્નીમાં અને પોતાનામાં

હોય ત્હેવા ગુણો આણવા જોઇયે, તેમજ ખરાબ ગુણોને કુહાડી નાંખવા પ્રયત્નો કરવા જોઇયે. પત્નીને સદ્ગુણી અને બુદ્ધિવાળી મૂર્તિમંત પુતળી જ બનાવવી એવું કહેવું નથી અને તે શક્ય પણ નથી. તોપણ આપણા બાળકની જીવિતયાત્રા સુખમાં જાય છે અને ત્હેમાં અને ત્હેને મદદ કરતી બુદ્ધિની અને સદ્ગુણની ભાવના ત્હેનામાં ઉતારી શકાય તે શક્ય છે.

ગર્ભપિંડનો શારીરિક અને માનસિક વિકાસ કરવાનો પ્રયત્ન માતા કરતી હોવામાં પોતાને યશ મળશેજ એવો ત્હેને દૃઢ નિશ્ચય હોવો જોઇયે. પોતાનો પ્રયત્ન ફળદ્રુપ થાય કે નહિ, તે વિષયની શંકા ત્હેણે રાખવી જોઇયેજ નહિ. પોતાની જવાબદારી પોતે યોગ્ય રીતે બજાવતાં રહી, આ વિશે વિશ્વાસ રાખી આનંદી અને ઉત્સાહિ વૃત્તિમાં રહી ગર્ભવિકાસનું અંગીકૃત કાર્ય પોતે યોગ્ય રીતે પાર પાડવું જોઇયે.

ગર્ભધારણા રહ્યા પછી બાપની જવાબદારી વધે છે. ગરોદરપણામાં પોતાની પત્નિની યોગ્ય કાળજી ત્હેણે રાખવી જોઇયે. ગર્ભધારણા પછીની જેટલી જવાબદારી માતાની છે, તેટલીજ પિતાની પણ છે. પત્નીપર કામનો બોજો, સંસારની અયોગ્ય ચિન્તા, અને પોતાની હાનિકારક અનીતિમય વૃત્તિઓનો ત્રાસ ત્હેને થવો જોઇએ નહિં. તેમજ ત્હેની વૃત્તિ હંમેશા આનંદી અને સુખસમાધાનવાળી રહે, ત્હેવો ત્હેણે પ્રયત્ન કરવો જોઇયે. ત્હેની બુદ્ધિનો વિકાસ થાય, ત્હેવી રીતે ત્હેનું મન ત્હેણે કેળવવું જોઇયે. અનિષ્ટ પ્રસંગોમાં ત્હેના મનનું સમાધાન થાય ત્હેવી રીતે ત્હેને સ્હમજાવવી જોઇયે. પ્રદિપ્ત વિષયવાસનાનો વિકાર સંતતીને લાગવો જોઇયે નહિ. એટલે વિષયવાસના પ્રદિપ્ત કરનારા સર્વ પ્રકારથી તે દૂર હોવી જોઇયે. ભવિષ્યના અનેક લાભ માટે મ્હેનત ઉઠાવનારી માતાને ત્હેના પતિયે ત્હેના આરામની અને કલ્યાણની યોગ્ય વ્યવસ્થા કરી આપવીજ જોઇયે.

ઉપલી સર્વ સુચનાઓનો વખતો વખત યોગ્ય શાસ્ત્રશુદ્ધ પ્રયોગ કરવાથી, ત્હેનાથી ફાયદા થવાનો ઘણોજ સંભવ છે. પોતાની સંતતીની અગર સમાજની ભાવિ સુસ્થીતિ માટે આ સુચના ગ્રહણ કરવાની પ્રત્યેક જન્મદાતાની ફરજ છે. આપણી ભાવિ પ્રજાની ઉત્પત્તિ ફક્ત ત્હેનાં જન્મદાતાની પશુવૃત્તિ પ્રમાણેની વિષયવાસનાની તૃપ્તિ પર ન સોંપતાં ઉપલા પ્રયોગોનો વાંચકવર્ગે વિચાર કરી તદનુસાર પોતાનાં આચરણો પાળવાનો પ્રયત્ન કરવો જોઇયે. નહિતર આપણામાં અને જનાવરોમાં શું ફેર ? દુબળી અને નિઃસત્વ સંતતી સ્વહિત તેમજ જનહિત કેવી રીતે સાધી શકે, અને જન્મદાતાની જવાબદારી માથાપર લેવાને કેવી રીતે યોગ્ય ઠરી શકે ? મનુષ્યની શારીરિક, માનસિક, અને નૈતિક ઉન્નતિનો પ્રયત્ન કરી, ત્હેના વાવેલાં બીજાંકુરનાં ફળની વાટ જોઈ બેસી રહેવા કરતાં તે વાવેલા બીજનાં રોપાને યોગ્ય સિંચન કરતાં રહેવું જોઇયે. આમ કરવાથી અધિક ફાયદાઓ થઈ શકવા સંભવ છે.

મનુષ્યોએ પોતાના પર આવતી ન્હાની મ્હોટી જવાબદારીઓ પૈકી પ્રજોત્પાદનની સર્વમાં મહત્વની જવાબદારીની આવશ્યકતા સમજી સુપ્રજા નિર્માણ કરવાને મદદ કરવીજોઇયે. કેટલાકને જન્મદાતાનું માન લેતાં આવડતું નથી; તો ત્હેમને સુદ્ધાં પણ જન્મદાતાની યોગ્યતા સ્હમજાવી ભાવિ પ્રજા સુપ્રજા જ નિપજે, ત્હેવો પ્રયત્ન કરવો જોઇયે. (અપૂર્ણ.)

(અમદાવાદ.) —ન્હાનુ દેસાઈ.

# वर्तमान दर्शन.



Ye Sounds, so low and calm,
That in the groves of Balm,
Seemed to me—
 like an Angel's Psalm:

Go, breathe it in the ear,
Of all, who doubt and fear,
And say to them,—
 'Be of Good Cheer!'

(ભાવાર્થઃ—શાન્તિકુંજમાં મ્હને દેવદૂતોનાં પ્રભુસ્તવન સરખા લાગતા, તે અતિમન્દ-શાન્ત અવાજો! ત્હમે જાઓઃ સંશય અને ભયથી પીડાતાં સઘળાં માનવીઓનાં હૃદયમાં શ્રદ્ધાનો સન્દેશો પ્હોંચાડો.—લૉન્ગફેલો.)

## ગત વર્ષનું અવલોકન.

ગયા વર્ષમાં સ્ત્રીલેખના ખાસઅંક માટે અમને લગભગ ૨૦૦ પાનાંનાં જે લખાણ પ્રાપ્ત થયાં હતાં, તે ઉલ્લાસપૂર્ણ સહાય માટે લેખક ભગિનીઓનો અમે અન્તઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. તબિયત નાદુરસ્ત છતાં, અને સાંસારિક પ્રતિબન્ધોમાં રહીને પણ, કેટલીક બ્હેનોએ આ અંક માટે લખાણ, અમારી વિજ્ઞપ્તિ ઉપરથી મોકલી આપવા કૃપા કીધી હતી; તે માટે પણ આ પત્ર ત્હેમના આભાર તળે છે.

**સ્ત્રીલેખનો ખાસ અંકઃ**

સ્ત્રીલેખના ખાસ અંકનું કદ અને વિષયો, એ બંને જોઇને કેટલાક સજ્જનોને અ-શ્રદ્ધા થઈ હતી. અમે તેઓને અમારા અનુભવ ઉપરથી જણાવવા રજા લઇએ છીએ કે ગૂજરાતી લેખક બ્હેનોની (અને આપણી ભાષાનાં પત્રોમાં ત્હેમાંની કેટલીક બાનુઓનાં લખાણો તો પ્રકટ પણ થયાં કરે છે-) શક્તિ માટે હવે શંકા રાખવાનું કાંઇજ કારણ નથી. કબૂલ છે કે, કેટલીક ભગિનીઓના લેખમાં સુધારણા માટે અવકાશ રહે છે; અને તેટલું બન્ધુકૃત્ય અમારા તરફથી થાય છે. તેમ કોઈ કોઈ બ્હેનને સૂચનાઓ તથા સાધન આપવામાં પણ આવે છે; પરન્તુ તે ઉપરાંત બીજું કાંઇજ આવા અંકોમાં આ પત્રના તન્ત્રિને કરવાનું રહેતું નથી. આથી જે જે પ્રસંશાનાં ઉદાર વચનો ખાસઅંક માટે મમતાળુ વાચકો અને સહૃદય પત્રમિત્રો તરફથી કહેવામાં આવ્યાં છે, તે સર્વ ધન્યવાદને યોગ્ય અમારી લેખક ભગિનીઓ છે, એમ સ્વીકારતાં આનન્દ થાય છે.

આપણા સાંસારિક રિવાજોની સખ્તાઇ તેમજ પ્રસિદ્ધિમાં આવવા વિરુદ્ધની લાગણીને લીધે, થોડીજ લેખક ભગિનીઓની છબીઓ અમને મળી શકી હતી, જે અમે ખાસ અંકમાં પ્રકટ કરી હતી. સ્ત્રીલેખકો કોણ છે, તે જાણવાની વાચકવર્ગને કુદરતી રીતે ઇચ્છા થાયજ; અને આ પત્રની લેખકબાનુઓની છબીઓ પ્રકટ કરીને અમે ત્હેમની સુન્દરીસુબોધ તરફની પ્રીતિ માટે આભારવૃત્તિ યથાશક્તિ પ્રદર્શિત કરીએઃ તથા સ્ત્રી લેખો પ્રતિન રાખવામાં આવતી શંકામાં ઘટાડો કરી શકીએઃ આ વગેરે કારણોને લઇને અમે તેમ કીધું હતું. આશા છે કે, આ વર્ષના ખાસઅંક માટે લેખક બ્હેનોની વધુ છબીઓ અમને પ્રાપ્ત થશે.

**લૉર્ડ અને લેડી હાર્ડિંગ અને હિન્દી સ્ત્રી-બાલકો:**

ગયા ડિસેમ્બરની તા. ૨૩ મીએ નામદાર વાઇસરૉયને દિલ્હી પ્રવેશ સમયે જે ભયંકર ઘાત ગઇ, તે વખતે ના. લેડી હાર્ડિંગ સાથે હતાં. આ બાનુએ તે પ્રસંગે બતાવેલાં અસાધારણ ધૈર્ય અને હિમ્મતથી આકર્ષાઈ આખા ભારતની સ્ત્રીઓએ ત્હેમના તરફ ઘણીજ મમતા દર્શાવી હતી. હિન્દવાસીઓ જૂદી જૂદી કોમો અને ધર્મોમાં વ્હેંચાયલા છતાં એકજ મહાપ્રજા છે, અને એક લાગણીથી સાથેજ કામ કરી શકે છે, તે આ સમયે સિદ્ધ થયું હતું; અને સ્ત્રીઓની આ હીલચાલ સ્વાભાવિક રીતે બહુ પ્રોત્સાહક પણ હતી. નામદાર વાઇસરૉય પ્રાણઘાતક ઇજામાંથી બચ્યા. ત્હેની ખુશાલીમાં ના. લેડિ હાર્ડિંગે ત્હેમની જન્મતિથિને દિવસે આખા હિંદુસ્થાનમાં **બાલોત્સવ** ઉજવવાની શુભ પ્રેરણા કરી હતી અને ત્હેમની ઇચ્છા અનુસાર તા. ૨૦ મીના મંગલ પ્રભાતે આનન્દ પૂર્ણ બાલકોના હર્ષનાદથી સકળ ભારત ગાજી રહ્યું હતું.

**સંસાર સુધારો અને સ્ત્રી-કેલવણી,**

**પ્રાન્તિક સંસાર સુધારા પરિષદ્**ની એક બેઠક **અમદાવાદ**માં તા. ૫ મી મેના દિવસે રા. રા. **નરસિંહરાવ ભોળાનાથ** ( બી. એ, સી. એસ. ) ના પ્રમુખપદ નીચે મળી હતી, જેમાં **સુધારક** અને ઉદ્ધારક ( મનાતા ) વર્ગોની ઘણી સ્ત્રીઓ તથા પુરુષો સામેલ થયાં હતાં. દૃઢ શ્રદ્ધા અને અડગ કર્તવ્યભક્તિનાં સૂત્રો **પ્રમુખે** વાજબી રીતે સુધારક મંડળના મુદ્રાલેખ તરીકે રજુ કર્યાં હતાં; અને સ્ત્રી કેળવણી, લગ્નવય, સ્ત્રીસહાય, પુનર્લગ્ન, તથા સામાજિક નીતિ, વગેરે મહત્વના વિષયો ઉપર ઠરાવ કરવામાં આવ્યા હતા.

ગત વર્ષમાં ઉંચી કેળવણીમાં મુંબઈ ઇલાકાની શાળાઓમાં સ્ત્રીઓની પ્રગતિ ચાલુ હતી અને યુનિવ્હર્સિટીની **બી. એ.** તથા **એલ. એમ. એન્ડ. એસ.** ની પરીક્ષાઓમાં ત્હેમણે સારો વિજય મેળવ્યો હતો. ડાક્તરની પરીક્ષા ( એલ. એમ. એન્ડ એસ. ) માં એક-**પ્હેલા વર્ગ**માં, એક-**બીજા વર્ગ**માં, અને બે સાધારણ રીતે, એમ ચાર સન્નારીઓ- જેરૂષા જે. ઝિરાદ, રૂથ દેવજી, મિલિસન્ટ જર્વિસ, અને એન્જેલિના પોલ,-પસાર થઇ હતી. આમાંની શ્રીમતી રૂથ દેવજી હિન્દીખ્રિસ્તી છે. **બી.** એ, માં-ફ્રેનૉરેસ ઇંગ્રેકિયેલ તથા **શિરીન પેસ્તનજી લશ્કરી-બીજા વર્ગ**માં, અને ગુલબાઈ **બ્હેરામશાહ ઐબારા**, ફ્રેની અરદેશર એન્જીનીયર, વિઠાબાઇ જાધવ, તથા પિરોજા જે. પોવાલા સાધારણ રીતે પસાર થઇહતી. આમાંની એક દક્ષિણી અને ચાર પારસી બાનુઓ છે. આરીતે હિન્દી ખ્રિસ્તી, દક્ષિણી તથા પારસી કોમોની બાલાઓ પાઠશાળાના અભ્યાસક્રમમાં આગળ વધવા લાગી છે; અને અમને આશા છે કે આપણી ગૂજરાતી બ્હેનો પણ ત્હેમનું અનુકરણ કરશે.

**સુન્દરી સુબોધ** તરફ પ્રીતિ રાખનાર એક લેખક ભગિનીની સૂચના ઉપરથી અમને પરીક્ષાનાં પરિણામના આંકડા આપવાનો વિચાર આવ્યો હતો, અને યુનિવ્હર્સિટીની પરીક્ષાઓમાં જે જે ગૂજરાતી બાલાઓ પસાર થઈ હોય, ત્હેમનાં સર્વનાં નામ આપવાની ઈચ્છા હતી. પરન્તુ જણાવવાને દિલગીર છીએ કે, કેટલીક અનુકૂલતાને અભાવે તેમ બની શક્યું નથી. આ સંબન્ધમાં અમને જણાવવામાં આવ્યું છે કે, "દોલતરામ વકીલની

પુત્રી પ્રિવિયસમાં પાસ થઈ હતી; અને રા. બ. મનુભાઇ નંદશંકરની પુત્રી બ્હેન જયશ્રી મેટ્રિક્યુલેશનમાં થઇ હતી; નાગર જ્ઞાતિએ એ બાલિકા માટે અભિમાન ધરાવવા જેવું છે. સુરતમાં કન્યાકેળવણી ઘણી પછાત છે. પણ આ કન્યા વડોદરાના progressive (પ્રગતિવાન) રાજ્યમાં રહેવાથી આટલી ભાગ્યશાળી થઈ." અમે આ ઉદ્‌ગારને સપ્રેમ અનુમોદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે, દિન પરદિન યોગ્ય કેલવણીનો વિસ્તાર આપણી બ્હેનો (અને બન્ધુઓ)નાં હૃદય-બુદ્ધિ અને વર્તન જાગ્રત, નિર્મળ, પાવન કરતો રહેશે.

**સમાજિક પ્રગતિ અને શુભ પ્રસંગો:**

ગયા વર્ષમાં નવસારીમાં થયેલું સુરતની નાગર જ્ઞાતિના શ્રીયુત હરસુખનાથ દિક્ષિત અને બ્હેન સૌ. વીરબાલાનું લગ્ન તથા પ્રો. ગોવિન્દ ચિમણાજી ભાટે (એમ. એ.) અને શ્રીમતી સૌ. ગજરાબાઇનું મુંબાઈમાં થયેલું લગ્ન,-એ મિશ્રજ્ઞાતિવિવાહ હોઈ, હિન્દુસમાજની પ્રગતિની દૃષ્ટિથી બહુ અભિનન્દનીય હતાં.

અસાધારણ બુદ્ધિ પ્રસાદ તથા સામાજિક ઉન્નતિના ઉચ્ચ આદર્શોથી વિભૂષિત, વડોદરાના મહારાજા શ્રીમન્ત સર સયાજીરાવ ગાયકવાડની જ્યુબિલિનો મંગલ ઉત્સવ આ વર્ષમાં થયો હતો. વડોદરાનું રાજ્ય વાજબી રીતે હાલ હિન્દી (અને ખાસ કરીને ગૂજરાતી) પ્રજાના હૃદયમાં અગ્રસ્થાન પામ્યું છે. બ્રિટિશ રાજ્યનીતિના, પાશ્ચિમાત્ય કેલવણી અને સંસ્કારનાં, ઉત્તમ ઉદાહરણ રૂપ ત્હેનું તંત્ર છે; અને ફરજિયાત કેલવણી તથા ફ્રી લાયબ્રેરી' (વિના ખર્ચે મળતા વાંચન) ની હીલચાલોને આગળ કરવામાં તથા અનિષ્ટ સામાજિક પ્રતિબન્ધો ઓછા થાય તેમ કરવામાં નામદાર મહારાજાએ બહુ ઉત્સાહ જનક ભાગ લીધો છે. પ્રભુ ત્હેમને દીર્ઘાયુષ તથા સુખ શાન્તિ અર્પો, અને આવા અનેક મંગલ પ્રસંગો ત્હેમને પ્રાપ્ત થાઓ, એ પ્રાર્થના છે.

**દુઃખદ બનાવો.**

આ વર્ષમાં ખેદજનક બનાવો પણ બન્યા હતા. ભયંકર જળપ્રલયોએ ગૂજરાત કાઠિયાવાડમાં, તેમ બંગાળામાં મ્હોટું નુકશાન કર્યું હતું. પાલીતાણા, મહુવા વગેરે સ્થળોએ તથા મહી અને નર્મદાના કિનારાનાં ગામોમાં અને બર્દવાન જિલ્લામાં, મનુષ્યો-જાનવરોનો ભારે સંહાર વાળી નાંખ્યો હતો, ત્યાં આર્થિક હાનિનું તો પૂછવુંજ શું?—રેલ્વેટ્રેનોની ગંભીર હોનારતોના દુઃખદ સમાચાર પણ એક કરતાં વધારે વાર વાંચવા પડ્યા હતા. અને ધંધાદારીઓની હડતાળો તથા તેથી ત્હેમને તથા ત્હેમનાં આશ્રિત કુટુંબી જનોને થતો ત્રાસ દિલગીરી સાથે નિહાળ્યો હતો. પરન્તુ આવા વિકટ પ્રસંગોમાંજ મનુષ્યોનું પૂર્ણ મનુષ્યત્વ (મનુષ્યનો દિવ્ય અંશ) પણ નજરે પડે છે: પાલીતાણાની રેલના પ્રસંગે વિધવાશ્રમની બ્હેનોએ બતાવેલાં અપૂર્વ ધૈર્ય અને શ્રદ્ધા, ત્યાંની પરોપકારી સંસ્થાઓના વ્યવસ્થાપક શ્રીયુત કુંવરજીએ પોતાનાં સ્ત્રી બાલકોના ભોગે પણ આશ્રમનાં બાલકોને બચાવવા કરેલા મહાન પ્રયાસ, રેલના વખતમાં ન્હાના મ્હોટા સરકારી અમલદારો તરફથી થતા માણસોના સંરક્ષણ માટે સ્તુત્ય પ્રયાસો, અને બંગાલમાં યુવાનોએ સ્વયંસેવકો તરીકે લોકસેવા માટે

કરેલું ઉત્તમ કામ: આ સર્વ જોતાં આવા શોકભર્યા પ્રસંગોએ પણ આપણને હિન્દના ભવિષ્ય માટે આશાનો સન્દેશ મળ્યા વિના રહેતો નથી. જે પ્રજામાં આવાં મહાત્મ મનુષ્યો છે, જે દેશનો ઉદય આવાં પ્રજાગણ ઉપર આધાર રાખે છે, ત્હેનો નાશ થવો સંભવિત નથી; એમ અમારૂં હૃદય સાક્ષી પૂરે છે. દયાળુ પ્રભુ આવાં અનેક સાધુબાલ અને વીરબાલિકા અમારી દેશમૈયાને અર્પવા કૃપાવન્ત થાઓ.

દક્ષિણ ધ્રુવના પ્રદેશની શોધમાં ગયેલા કર્નલ સ્કોટ તથા ત્હેમના સાથીઓ બરફના પ્રદેશમાં મરણ પામ્યા, એ પણ એવીજ કરૂણાજનક શોકકથા છે. મહાન બ્રિટેનિયા આવા મહાન પુત્રોનાં અવસાન માટે દુઃખી થાય એ સ્વાભાવિક છે, કારણકે તે વીરરત્નો એજ ત્હેની ઉન્નતિ અને આબાદી કીધી છે. પરન્તુ ઉંચી ભાવના વાળાં મનુષ્યોના મરણથી આપણને પણ જે ખેદ થાય છે, તે અસ્વાભાવિક નથી; કારણકે બુદ્ધિ, શ્રમ, જ્ઞાન અને વિચારનું સામ્રાજ્ય બધા જગત્ ઉપર છે. તેથી ત્હેમાંની કોઈ પણ વસ્તુનો વારસો લોકોને આપનાર મહાત્માનું અવસાન આખી દુનિયાંની દિલગીરીનું વાજબી રીતે કારણ બને છે.

**સૌ. ઉર્મિલા દયારામનું લગ્ન:**

આ વર્ષમાંના મુખ્ય ખેદકારક બનાવોમાં, ગઈ પ્રાન્તિક સંસાર સુધારા પરિષદ્‌ના પ્રમુખ અને સંસારસુધારક મંડળના એક નેતા રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાની પુત્રી, સૌ. ઉર્મિલાબ્હેનનું લગ્ન સેવાસદનના સ્થાપક અને વ્યવસ્થાપક રા. રા. દયારામ સાથે થયું હતું,–તે પણ હતું. આ લગ્ન વિશે વિવિધ દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવામાં આવી છે; અને વિશાળ તેમજ સંકુચિત નજરથી ત્હેનું અવલોકન થયું છે.

ઉપસ્થિત થયેલી ચર્ચાથી સમજાયું છે કે, રા. નરસિંહરાવની તે લગ્નને સંમતિ ન્હોતી, અને રા. દયારામ તથા સૌ. ઉર્મિલાની સ્વતંત્ર ઇચ્છાનું તે પરિણામ હતું. લગ્ન કન્યાનાં કુટુંબી જનથી ગુપ્ત રીતે થયું હતું અને રા. દયારામને એક પત્ની હયાત છે એ વગેરે કારણોને લીધે, આ વિવાહ કાયદેસર ગણાય તે માટે, સીખ ધર્મની આનન્દ લગ્નવિધિ પ્રમાણે તે કરવામાં આવ્યો હતો. રા. દયારામ સિન્ધી આમીલ (લુવાણાને મળતી જ્ઞાતિ) છે અને સૌ. ઉર્મિલાના પિતા વડનગરા નાગરબ્રાહ્મણ છે; એટલે મિશ્ર જ્ઞાતિ લગ્ન તરીકે અભિનન્દનને યોગ્ય તે ગણાત. પરન્તુ ત્હેમાં કેટલાક ખેદજનક મહત્વના અંશ છે, જેને લઇને ઉલટું સંસારસુધારક મંડળ તેમજ હિન્દુસમાજની એક સરખી સખ્ત ટીકાને પાત્ર તે થયું છે. એટલુંજ નહિં પણ માત્ર પરિણામ ઉપરથી સારૂં ખોટું સમજનારાં મનુષ્યોને ત્હેણે ગભરાવી દઈ 'પાછાં પગલાં' ની હીમાયત કરવા પ્રેર્યાં છે!

હકીકત એમ છે કે,–રા. દયારામે, તેઓ ન્યાય ખાતાના મ્હોટા અમલદાર અને સિન્ધના શ્રીમાન જમીનદાર હોવા છતાં, પોતાનું જીવન એવી સાત્વિક રીતે પરોપકારના વિચાર અને સત્કાર્યોમાં ગાળ્યું હતું કે ત્હેમને સમસ્ત પ્રજા દેવ સમાન માનતી હતી. સેવાસદન જેવી ઉત્તમ સ્ત્રીઉદ્ધારક સંસ્થાને ભારે રકમો ત્હેમણે દાન કરી હતી અને

નોકરીમાંથી પેન્શન લઇ વાનપ્રસ્થ થયા પછી તેઓએ પોતાની જીંદગીનો અવશેષ પણ હેની સેવામાં ગાળવા નિશ્ચય કર્યો હતો. આ પુરૂષને અને રા. નરસિંહરાવના કુટુંબને લાંબા સમયથી ગાઢ પરિચય હતો અને રા. દયારામ ત્હેમનાં બાલકોને પોતાનાં સન્તાન તુલ્યંજ ગણતા. આથી, તથા સૌ. ઉર્મિલાએ અવિવાહિત રહી સેવાવ્રત અંગીકાર કરવાના વિચાર રાખેલા તેથી, તેઓ બંને સાથેજ સેવાસદનની વ્યવસ્થા કરતાં; અને અહિં ત્હેમનો અરસ્પરસનો પરિચય વધી ગયો, જેનું પરિણામ આ લગ્નમાં આવ્યું ! રા. દયારામનું વય ૫૭-૫૮ વર્ષનું કહેવાય છે, અને સૌ. ઉર્મિલાને ૨૬-૨૭ વર્ષ થયાં છે.એટલે ઉમ્મરમાં મ્હોટું અંતર છે ! અને રા. દયારામનાં પ્હેલાં પત્ની અને બીજી સંતતિ પણ હયાત છે. આ ઉપરાંત ત્હેમણે કેટલાંક વર્ષો ઉપર પોતાની જ્ઞાતિના કોડુમલ નામના માણસને ત્હેણે એક ઉપર બીજી સ્ત્રી સાથે લગ્ન કરવા માટે, ફોજદારી કોર્ટમાં પણ ઘસડયો હતો !

આ શોકજનક પગલા માટે કોઇ બચાવ કરતું નથી, તથા સુધારક અને અસલી વિચારના, સર્વ તરફથી ગંભીર વિરૂદ્ધતા ત્હેની તરફ દર્શાવાઇ છે. એ આપણા જનસમાજની પ્રગતિનું શુભ ચિન્હ છે. એક લુલો બચાવ ' આ પ્રેમલગ્ન ' છે, એમ રજુ થયો હતો, પરન્તુ રા. દયારામની ' પોતે યોગભ્રષ્ટ થયા ' વિશેની જાહેરમાં આવેલી કબૂલાત, તથા બીજા આસપાસના સંયોગો ત્હેને નિર્મૂળ કરે છે. કારણ કે જો આ યુગલ વચ્ચે માત્ર ' પ્રેમની દિવ્ય ભાવનાઓ 'જ હોત, તો ત્હેને માટે (૧) લગ્નના શારીરિક સંબન્ધની જરૂર ન્હોતી; (૨) કાયદાની સંમતિ લેવી પડે તેમ ન્હોતું; કારણ કે રા. દયારામે સૌ. ઉર્મિલાને પ્રથમથીજ મ્હોટી રકમ આપેલી કહેવાય છે, એટલે વારસા અથવા ભરણ પોષણની તકરાર ઉભા થવા જેવું ન્હોતું; અને (૩) તેઓ લગભગ સાથે તો રહેતાંજ હતાં. કારણ કે રા. નરસિંહરાવે પોતાનું પુત્રીરત્ન રા. દયારામની પિતાતુલ્ય સંભાળમાં સોંપ્યું હતું: એટલે એક માર્ગી પ્રેમના ' યોગ-વિયોગ ' ની આશા ભીતિને પણ અહિં સ્થાન ન્હોતું ! અને આ ઉપરાંત એક સત્યનું આ દલીલમાં વિસ્મરણ થાય છે. રા. દયારામનાં પ્હેલાં પત્ની હયાત છે ! અર્થાત્ વિવાહિત સ્ત્રી પુરૂષ પ્રેમનું નામ લઇને યથેચ્છ વર્તન કરે તે જેટલું નિંદ્ય ગણાય, ત્હેવાજ પ્રકારમાં અમે એક પત્નીવ્રતના આવા ભંગને મૂકીએ છીએ અને સુધારક તેમજ ઉદ્ધારક વર્ગોના નેતાઓ આ અભિપ્રાયમાં અમને મળતા થાય છે, એ બહુ સન્તોષપ્રદ છે.

રા. દયારામને પોતાને તો બચાવનો કાંઇ માર્ગજ નથી. એમના જેવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, ઉદારવૃત્તિ અને સંસ્કારી બુદ્ધિવાળા ગૃહસ્થ ( એમની પોતાની ન્યાયાધીશીમાં પણ, ) અનુભવ વિનાની, સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી, તથા ધૂન પ્રમાણે વર્તન કરવા પામેલી, સૌ. ઉર્મિલા જેવી એક બાલિકા ( અથવા યુવતી ) ની સાથે સરખાવતાં વધારે દોષવાળા જણાય, એમાં કાંઇ શક નથી. અને હવે લગ્ન થઇ ગયું છે; એટલે તે વિશે-ત્હેની વિરૂદ્ધ ગમે તેટલું બોલીશું, તોપણ તેથી કાંઇ સફળ નથી: આમ હોવાથી આ યુગલના ખેદજનક કૃત્ય માટે દિલગીરી દર્શાવતાં અમે ઇચ્છીએ છીએ કે, સૌ. ઉર્મિલા બ્હેનને ત્હેના આ અવિચારી પગલાના સ્વાભાવિક પરિણામમાંથી પ્રભુ મુક્ત રાખે.

આવા બનાવો અપવાદરૂપ હોઇ, ત્હેનાજ ઉપરથી લાંબા સમયના સિદ્ધાન્તોને ત્યજી

દેવા, એવું કહેવું એ ભૂલ છે. મનુષ્ય જ્યાં સુધી મનુષ્યજ છે, ત્યાં સુધી તે દોષને પાત્ર છે. અને ઘણીવાર આપણીજ ભૂલ થાય છે કે અસાધારણ બુદ્ધિ અથવા શક્તિવાળાં મનુષ્યોને આપણે દેવ પદ આપીએ છીએ ! સંકલ્પો, સંકલ્પબળ અને અકસ્માત્ પરિણામ,—એ ત્રણ જૂદી જૂદી વસ્તુઓ છે, જેમાંની છેલ્લી ઘણી રીતે માનવ-સત્તાની બ્હાર છે. અને મ્હોટામાં મ્હોટો મનુષ્ય પણ ક્ષણિક અકસ્માતોનો ભોગ થઇ પડે, એમાં કાંઇ નવાઇ જેવું નથી. પરન્તુ આવા બનાવોમાંથી મળતો કઠિન પણ ફળપ્રદ બોધ સ્વીકારવો આવશ્યક છે, જેને અંગે નીચેના થોડા પ્રશ્નો વિચારવા જેવા છેઃ

૧. સંસાર સુધારક મંડળના અગ્રણિઓને પણ સાંસારિક મુશ્કેલીઓ આગળ કરેલા સંકલ્પો તોડવા પડયા છે. અને કોઇ સુધારકો એવા ધર્મસંકટના પ્રસંગોમાં જરા નમ્યા હોય, તેટલા માટે ત્હેમના ઉપર 'બાયલા' ( બ્હીકણ ) હોવાના આરોપો મુકનારની દક્ષતા ત્હેવી વસ્તુ સ્થિતિ પોતાને પ્રાપ્ત થતાં, કાયમ રહેતી નથી ! એ મહાન પુરૂષોનાં જીવનમાંથી પણ મળતો અનુભવ છે. પરન્તુ એમાં અમને તો એટલુંજ ભાસે છે કે, સકળ ભારતવાસીઓનાં હૃદયમાં હિન્દુકુટુમ્બવત્સલતા ધડકે છે. અને એ સત્ય સુધારક મંડળથી વિસારી શકાય એવું નથી તથા ત્હેણે વીસરવું જોઈતું પણ નથી.

૨. ઉચ્ચ ભાવનાઓ અને સુધારાના વિચાર—વાતાવરણમાંજ વસતાં સુશિક્ષિત, સંસ્કારી કુટુમ્બોમાં પણ બાળકોને યોગ્ય કેળવણી ન પ્રાપ્ત થાય, તો દોષ ક્યાં અને કેવી રીતનો છે તે જાણવું આપણી સામાજિક પ્રગતિ માટે અવશ્યનું છે.

૩. સ્ત્રીઓ માટે જીવન પર્યન્ત વૈધવ્ય એ કુદરતની કૃત્રિમ સ્થિતિ છે, એ વાત ખરી છે. તથાપિ દીર્ઘકાળનું કૌમારવ્રત પણ બાલિકાઓ—યુવતીઓને માટે હિન્દુસ્થાનમાં તો કૃત્રિમજ છે ! ફરજિયાત વૈધવ્ય અનેક યુગથી આપણામાં રૂઢ થઈ ગયું છે અને ત્હેનાં દુઃખ નિવારણના ઉપાય ચાલુ છે. જીંદગી સુધીના કુમારીવ્રતની હજી શરૂઆત પણ થઇ નથી. આવા સ્થિત્યંતરના સમયમાં આપણી બાલિકાઓને પ્રયોગરૂપ ( Experiments ) બનવા દઇ,—અન્ય દેશોમાં જોવામાં આવતાં અનેક કષ્ટોનો ભોગ ત્હેમને થવા દેવો કે કેમ એ પણ એક બાહુ વિચારવા જેવો સવાલ છે.

૪. મ્હોટી થયેલી બાલિકાઓને માટે લગ્ન એ કન્યાદાન નથી પણ સ્વયંવર છે; એ કબૂલ છે. પરન્તુ જો બાલિકાની સ્વતંત્ર ઇચ્છાને યોગ્ય માર્ગે વાળવાને માટે ત્હેનાં માતાપિતા અને વડીલો થોડાં વધુ પણ જવાબદાર ન ગણાયઃ તો પછી ( અને આ પ્રશ્ન આપણને બહુ દૂર લઇ જાય છે ! ) દેશનો રાજા પણ માબાપની સ્થિતિમાં હોઈ, લોકોનું યથેચ્છ વર્તન ત્હેણે સહન કરવું, એ દલીલ કેટલી વાજબી ગણાશે ?

૫. જો સગવડને ખાતરજ ધર્મ બદલવામાં આવે, તો તે માન્યતા 'ધર્મ' નામને યોગ્ય છે ? એકેશ્વરવાદની ભાવના ઉચ્ચ છતાં, ત્હેને જીવનમાં ઉતારતાં કેવી મુશ્કેલીઓ કેળવાયલાં મનુષ્યોને પણ નડે છે, ત્હેનું આ પ્રસંગ એક દૃષ્ટાન્ત આપે છે.

—રા. જ.

# मासिक ग्रन्थदोहन.

## હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન.

રચનાર—વડોદરાનાં અ. સૌ. શ્રી મહારાણી ચીમનાબાઇ સાહેબ
તથા શ્રીયુત એસ. એમ. મિત્ર.

ભાષાન્તર કરનાર: સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ (બી. એ.)
તથા સૌ. શારદાગૌરી મહેતા (બી. એ.) અમદાવાદ. *

માસિક ગ્રન્થ દોહનઃ—આ વિભાગમાં આપણી ભાષાનાં ઉત્તમ પુસ્તકોનાં રહસ્ય, ઉદ્દેશ, સારનું દોહન કરી, તે વાંચક વર્ગ સમક્ષ રજુ કરવાનો હેતુ રાખ્યો છે; અને તે માટે બનતાં સુધી તે પુસ્તકોના લેખકો, ભાષાન્તર કરનાર, અથવા ત્હેમના સહૃદય મિત્રો-વાચકો પાસેજ દોહન કરાવવાની યોજના કરવામાં આવી છે.

સુન્દરી સુબોધના મ્હોટા સ્વરૂપની શરૂઆતમાં ગુજરાતનાં એક સન્માનિત મહારાણીનું લખેલું અને ગુજરાતી સ્ત્રીમંડળમાં પ્હેલી ગ્રેજ્યુએટ થનાર બે વિદુષી બ્હેનો તરફથી ત્હેનું ભાષાન્તર થયેલું,-એવા આ સ્ત્રી હિતના પુસ્તકનું પ્રથમ દોહન થઇ શકે છે, તે માટે આ પત્ર અ. સૌ. શારદાબ્હેનનું આભારી છે; એ બ્હેને અમારી વિનંતી ઉપરથી આ પુસ્તકના "ઉદ્દેશ અને શાસન" વિશેનો આ લેખ મોકલી આપવા કૃપા કીધી છે.

સૌ. શારદા બ્હેનની સાહિત્યસેવા સુજ્ઞાત છે, સુધાહાસિની (સ્વર્ગસ્થ રોમેશચન્દ્રદત્ત કૃત રસિક નવલકથા) નાં તેઓ સહ-ભાષાન્તરકાર છે અને "પ્રાચીન પુરાણોની બાલ બોધક વાર્તા સંગ્રહ" નામે સુન્દર બાલોપયોગી પુસ્તક વડોદરા રાજ્યના કેલવણી ખાતાએ ત્હેમની પાસે લખાવ્યું હતું "હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન" આ ઉપયોગી પુસ્તકમાંથી ઉતારાઓ એક કરતાં વધારે વાર આ માસિકમાં લેવાયલા છે. ત્હેમાં ૧૯ પ્રકરણ છે: સ્ત્રીઓને લગતી પ્રગતિ, ઉદ્યોગો, હુન્નરકલા, કેલવણી, તથા બુદ્ધિ વિષયક ધંધા; ઘરના ઉદ્યમો, ગૃહવ્યવસ્થા, દેખરેખ તથા સંભાળ; પરોપકારનાં કામ, પરસ્પર સહાય, ઉદ્ધાર તથા સામાન્ય હિત; અને જાપાનની સ્ત્રીઓ વિશે,—આ મહત્વના વિષયોમાં તે વ્હેંચાયલાં છે. શ્રી મહારાણી સાહેબની તથા ભાષાન્તરકારની પ્રસ્તાવનાઓમાંથી પણ વિવિધ ઉપયોગી સૂચનાઓ મળે છે. ટુંકામાં કહીએ તો, આ પુસ્તક જો કે સ્ત્રીઓ અને કુટુમ્બોના નિત્ય જીવન ઉપર તત્કાલ અસર કરે તેમ તો નથી, છતાં ત્હેનું વાચન આપણાં સર્વની દૃષ્ટિમર્યાદા વિશાળ બનાવી, જે નવીન સ્થિતિ આપણા દેશ ઉપર આવવાની આગાહી ચોતરફથી જોઇએ છીએ, તે માટે તૈયારી કરી રાખવામાં બહુ સહાયક થઇ શકશે, એમાં કાંઇ સંશય નથી. અને સમાજસેવાના ઉત્તમ આદર્શો પણ ત્હેમાંથી પ્રાપ્ત થાય તેમ છે. આ ભાષાન્તર બહુ સારી, સરલ અને સંસ્કારી ભાષામાં થયેલું છે. —તન્ત્રિ, સુ. સુ.

## "હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન."

### "મનુષ્ય જાતિના મહા પ્રશ્નોનો નિર્ણય સ્ત્રીઓએજ કરવો જોઇએ."

હિન્દુ ભગિનીઓને તેમની ઘણા યુગથી ચાલતી આવેલી નિદ્રામાંથી જાગ્રત કરી જાહેર જીવનમાં તેમનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવવું, એ આ પુસ્તકનો આદેશ (Mission) છે.

હિન્દુસ્તાનમાં સ્ત્રીઓને લગતી એ સંસ્થાઓનું વ્યાવહારિક સ્વરૂપ કેવું હોવું જોઇએ, તેનો નિર્ણય કરવા સારૂ યુરોપ, અમેરિકા, વિગેરે દેશોમાં પ્રચલિત સંસ્થાઓની માહિતી

* શ્રી મહારાણી સાહેબની છબી સાથે. ૨૯૮ પાનાં, પાકું પૂઠું. મૂલ્ય, રૂ. ૧-૦-૦

અગત્યની છે. તેજ હેતુથી એવી સર્વ સંસ્થાઓનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે.

આ પુસ્તકમાં આપેલા વિચાર માત્ર રેખા દર્શાવનારજ છે. તેમજ એ માત્ર અપૂર્ણ સૂચનાઓ છે. કારણ કે તેમના પ્રત્યેક વિષય ઉપર એકેકું પુસ્તક લખાય તેમ છે.

ઇંગ્લાંડ તથા અન્ય દેશોમાં સ્ત્રી જાતિના હિતને લગતી આગળ વધતી પ્રવૃત્તિઓમાં જે અસરકારક સ્વરૂપ જણાયાં છે તે આ પુસ્તકમાં દર્શાવ્યાં છે. સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરીને તેમાંનાં કયાંની અજમાયશ કરવા લાયક છે, તેનો નિર્ણય પ્રજાજનોએ કરવાનો છે. એમાંની કેટલીક યોજનાઓ સારી લાગે તેવી છે. પરંતુ પશ્ચિમના વિચારની નકલ કરવામાં બુદ્ધિહીન રીતે નકલ ન કરાય તે માટે સાવચેત રહેવાની જરૂર છે. બુદ્ધિપૂર્વક જો અવલોકન કરવામાં આવે, તો દરેક દેશ બીજા દેશો પાસેથી કાંઇક શીખી શકે છે. પરંતુ તેમ કરવામાં દરેકે પોતાના પ્રજાકીય લક્ષણનું સંરક્ષણ કરવું આવશ્યક છે. જેમ સ્ત્રી પુરૂષે એક બીજાનું અનુકરણ કરવું ન જોઇએ, પરંતુ પોતપોતાની જાતિના લક્ષણની વિશિષ્ટતાની ઊંચી ગણના કરવી જોઇએ, તેજ પ્રમાણે જુદા જુદા દેશોએ પોતાનાં લક્ષણનું રક્ષણ કરવું જોઇએ. આપણી ટેવોને સ્વાભાવિક રીતે પ્રતિકૂળ હોય, તેવા રીવાજ દાખલ કરવામાં ઉતાવળ કરવી જોઇએ નહિં.

સ્ત્રી પુરૂષ વચ્ચે ભિન્ન ભાવ નહિં પરંતુ પરસ્પર સહાયતા એ આવશ્યક વસ્તુ છે. સ્ત્રી જાતિ જે ઉત્તમ કાર્યો કરવા સમર્થ છે, તેમાં તેને પુરૂષ વર્ગ તરફથી માર્ગદર્શનની જરૂર છે. તેમજ પુરૂષ જાતિને જીવનના માર્ગમાં વધવામાટે સ્ત્રીની સહાયતા અને સહાનુભૂતિની આવશ્યકતા છે. સ્ત્રી જાતિનું વ્યક્તિત્વ અને પુરૂષજાતિના વ્યક્તિત્વમાં મૂલગત ભિન્નતા રહેલી છે. બન્નેનાં લક્ષણ તેમનામાં ઉંડાં ગયેલાં છે, અને તેમના પર બળ જોરી કરવાના કોઇ પણ પ્રયાસથી ઉત્ક્રાન્તિને બદલે પરિવર્તન થવાનો સંભવ છે સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે ભેદ રહેલો છે તેને પરિણામે પ્રત્યેક જાતિમાં ભિન્ન થવાનું વલણ સતત રહેવાનું જ. આવી અનુગુણ ભિન્નતા અટકાવવાને બદલે પોષવી જોઇએ, કે એથી કરીને સ્વાભાવિક માર્ગે વિકાસ થાય.

આ પુસ્તકમાં હિન્દુસ્તાનમાં સ્ત્રી જાતીની હાલની સ્થિતિ સંબંધી હકીકત નથી. પણ પશ્ચિમની કેટલીક સ્ત્રીજાતિવિષયક સંસ્થાઓનું વર્ણન છે. તે સંસ્થાઓ એવી છે કે, પૂર્વની જરૂરીઆતો પ્રમાણે યથાયોગ્ય ફેરફાર કરી તે દાખલ કરવામાં આવે તો હિંદની જાહેર જીંદગીમાં સ્ત્રીઓ જે સ્થિતિમાં છે તેનાથી તેમની ઉન્નત દશા પ્રાપ્ત કરવામાં તે સહાયભૂત થાય.

સ્ત્રી જાતિ પોતાના નિર્વાહ માટે કેવાકેવા ઉદ્યમ કરી શકે, તેનું માર્ગસૂચન આ પુસ્તકમાં કર્યું છે. એ સર્વ વ્યવહારમાં અમલમાં મૂકી શકાય તેમ નથી, પણ માત્ર સૂચનાઓ છે. એ પરથી દેશકાળને ઘટે તેવા ફેરફાર કરી જે ઘટે તે ઉદ્યોગો દાખલ કરવા, એ ગ્રંથ કર્તાનો હેતુ છે. વળી કેટલીક પ્રવૃત્તિઓ એવી છે કે, જે આજે અશક્ય સરખી ભાસે તે પચાસ કે સો વર્ષ પછી સહેલાઇથી દાખલ થઈ શકે.

સ્ત્રીઓ શિક્ષણ પામી પોતાના સ્વતંત્ર ધંધા કરી શકે, અને જે ગૃહિણીઓ હોય તે ગૃહકાર્ય ઉપરાંત બીજી આર્થિક પ્રવૃત્તિઓ આદરી શકે, એ વાત આ પુસ્તકમાં ખાસ લક્ષમાં રાખેલી છે. વળી આર્થિક ઉન્નતિની સાથે તેમની નૈતિક અવનતિ અટકાવવાના ઉપાય પણ દર્શાવ્યા છે. સ્ત્રી જાતિ પોતાનું જીવન પરોપકારમાં કેવી રીતે વ્યતીત કરી શકે, તેનું દિગ્

દર્શન આમાં કરાવ્યું છે. ઈંગ્લાંડ તથા અમેરિકાની સ્ત્રીઓ આ બાબતમાં કેટલી બધી આગળ વધેલી છે, તેનો ખ્યાલ આ પુસ્તક વાંચતાં આવે છે. પશ્ચિમની સ્ત્રીઓની એકજ બાજુ આપણે અહીં જોવામાં આવે છે. ફરવું, હરવું, રમવું, ખેલવું, મોજશોખ ભોગવવા, —એટલુંજ તે કરે છે, એમ લાગે છે. પરંતુ પારકાનું દુઃખનિવારણ કરવામાં, અધમનો ઉદ્ધાર કરવામાં, મનુષ્ય જાતિની સર્વથા ઉન્નતિ કરવામાં, તેઓ કેટકેટલા પ્રયાસ કરે છે, તે આવાં પુસ્તક દ્વારા જ આપણે જાણી શકીએ છીએ.

"પોતાનાં સંતાનની માતા તરીકેનાં કર્ત્તવ્ય બજાવવાં એ બેશક સ્ત્રીની ફરજ છે. ......પોતાના કુટુંબની સંભાળ ઉપરાંત સમસ્ત જનસમાજને પોતાનું કુટુંબ સમજીને તેનું રક્ષણ કરવું અને પોતાની આસપાસ જગતમાં દુઃખ દૃષ્ટિગોચર થાય તેનું નિરાકરણ કરવું, એ વધારે મોટી ફરજ છે."

યુરોપ તથા અમેરિકામાં સ્ત્રી જાતિના પ્રચલિત આદર્શથી હિંદુઓનો આદર્શ કાંઈક જુદો છે, માટે આપણા દેશની સ્ત્રીઓને કેળવણી આપવાની પદ્ધતિ તે મુજબ ઘટિત ફેરફાર વાળી હોવી જરૂરની છે. પરંતુ કેળવણી માત્રનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે, શિક્ષણ લેનાર પોતાનું જ્ઞાન દરરોજના વ્યવહારમાં વાપરી શકે: જે સ્થિતિમાં રહેવાનું હોય તેને માટે **સ્ત્રીઓને લાયક** કરે અને તે માટે **નાલાયક બનાવે નહિ.** યોગ્ય પદ્ધતિથી લીધેલું શિક્ષણ માનસિક વિકાસની શરૂઆતની સ્થિતિથી આરંભેલું શિક્ષણ, એજ માત્ર આ ઉદ્દેશ પાર પાડી શકે એમ છે. પશ્ચિમના ચિંતકો આ આદર્શ પોતાની સંમુખ રાખે છે, તથા તેમના મતે તે રીતે કેળવણી અપાય તે સર્વોપરી મહત્વનો અંશ છે."

"યુરોપ તથા અમેરિકામાં અવિવાહિત સ્ત્રીઓની સંખ્યા પુરૂષ કરતાં ઘણી વધારે હોવાથી વચલા તથા નીચલા વર્ગની અવિવાહિત સ્ત્રીઓ તથા વિધવાઓ પોતે પોતાના પુરૂષ સંબંધીઓને બોજારૂપ ન થવા માટે પ્રયત્ન કરેછે. પૈસે ટકે સુખી વર્ગમાં પણ સ્ત્રીઓએ પોતાના ઉપયોગીપણાના પ્રદેશનો વિસ્તાર કરવાની ઇચ્છા જણાય છે; કેમકે અગાઉ આવા મોટા પાયા પર પરોપકારની સંસ્થાઓ નહોતી, તેમજ ગરીબ અને દુઃખીઓનાં દુઃખ નિવારણ કરવા માટે હાલ જેટલું કરવામાં આવે છે, તેનું કોઈ કાળે નહોતું. જગતમાં જ્યાં જ્યાં મૃદુતા, દયા, માયા છે, તેમાંનો ઘણો ભાગ સ્ત્રીઓને લીધેજ છે, અને મનુષ્ય જાતિ આ દિશામાં જે ઉત્તરોત્તર ગતિ કરે છે તે ઉત્તેજિત રાખવામાં સ્ત્રી જાતિનો કેટલો મોટો ભાગ છે ? સ્ત્રી જાતિની નિગેહબાની હેઠળ ઘર વગરનાંનું રક્ષણ થાય છે, રોગીને સાજાં કરવામાં આવે છે, નિર્બળને બળ આપવામાં આવે છે, નિમાર્ગે ગએલાંને સુમાર્ગે ચઢાવવામાં આવે છે, તથા તેમને આશ્વાસન આપવામાં આવે છે. પરમાર્થ ખાતર પરોપકારનાં પુણ્યમય કાર્યો એટલાં બધાં થાય છે કે આગળ કોઈવખત તેટલાં થતાં નહોતાં. આ સર્વ સ્ત્રીઓને અસંકુચિત કેળવણી આપવાનું તથા તેમણેસ્થાપેલી સંસ્થાઓનું પરિણામ છે."

એવા ઘણા ઉદ્યોગો છે કે જેમાં સ્ત્રીઓને આસાન, સુખમય, તથા કુશળતાવાળાં કામ મળે છે, તે સર્વ આ પુસ્તકમાં વિગતવાર વર્ણવ્યાં છે. **માત્ર બુદ્ધિની** ખીલવણી પાછળના પ્રયાસમાં એ ઉદ્યોગો તરફ બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી. પરંતુ કેટલાંક કામ એવાં છે, કે એમાં સ્ત્રીઓના સ્વાભાવિક ગુણ,—દૃષ્ટાન્ત તરીકે કોમલતા રસજ્ઞતા વિગેરેની—જરૂર પડતી હોવાથી તેમને માટે ઘણાજ યોગ્ય છે. વળી સર્વ સ્ત્રીઓનું વલણ બુદ્ધિના વ્યાપાર તરફ હોતું નથી. કેટલાંક સ્પષ્ટ રીતે વ્યવહારદક્ષજ હોય છે તેમને માટે એવાં કાર્ય યોગ્ય છે.

ઇંગ્લાંડની સ્ત્રીઓ કરતાં આપણી સ્ત્રીઓની બુદ્ધિ શકિત ઓછી છે, એમ શંકા રાખવાનું કાંઇ કારણ નથી. કારણકે આજથી એક પોણો સૈકો પાછળ જોઇશું તો ત્યાંની સ્ત્રીઓની સ્થિતિ પણ આપણા હાલના જેવીજ હતી. પરંતુ એ લોકોએ ઘણીજ ખંતથી સ્ત્રીઓને કેળવણી આપીને તેમની સ્થિતિ સુધારી છે. બેશક એ લોકોની પદ્ધતિમાં પણ ઘણી ખામી છે. દરેક સ્ત્રી જો ઘરબાર **મુકીને** જનસમાજનું કાર્ય કરવા તત્પર થાય તો ગૃહસંસાર નીભે નહિં. અને સ્ત્રીની જે પહેલી અને અતિ અગત્યની ફરજ **માતા** થવાની છે, તેમાં ખલેલ પડે. પણ તે માટે સ્ત્રીઓએ જનસમાજની સેવામાં જરા પણ માથું ન ઘાલવું એ ધારણા પણ અયોગ્ય છે. સર્વ માટે સ્વતંત્રતા હોવી જોઇએ. અને દરેક કાર્યની કેળવણી માટે સાધન હોવાં જોઇએ. ઉપયોગી જીવનમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનારને ઇંગ્લાંડમાં અપાતી કેળવણી, વ્યવસ્થિત યોજના, તથા વિશેષ શિક્ષણ એ ત્રણ મુદ્દા જીવનમાં સફળતા પ્રાપ્ત કરવા માટે જરૂરના જણાશે.

આપણા દેશમાં **મુક્તિફોજ** વાળા લોક જે વ્યવસ્થિત કામ કરે છે તે ઉપરથી આપણને કાંઇક ખ્યાલ આવે એમ છે. એ **પ્રમાણે** નિયમસર કામ કરવા માટે તે બાબતના શિક્ષણની જરૂર છે, અને એજ કાર્ય સેવા સદન જેવી સંસ્થાઓએ ઉપાડી લેવાની જરૂર છે.

છેલ્લા પ્રકારમાં **જાપાનની** સ્ત્રીઓની સ્થિતિનું દિગ્દર્શન કર્યું છે;

" જાપાનમાં સ્ત્રીઓને લગતો પ્રશ્ન સંક્રાન્તિની દશામાં છે...અંતમાં તેના વિકાસની સંપૂર્ણતામાં અને વેગમાં તે **પાશ્ચાત્ય** હીલચાલને કદાપિ ગ્રસ્ત કરી દે એ સંભવિત છો"

**જાપાનની સ્ત્રીઓ ભૂતકાળમાં** જે જીવન ગાળતી તેમાંથી બહાર આવીને તેમણે **વર્તમાન** કાળમાં વધારે સ્વતંત્ર અને વધારે ઉપયોગી સામાજીક જીવન તરફ ઉપક્રમણ કરવાનો આરંભ કર્યો છે. પૂર્વની અન્ય સર્વ પ્રજા કરતાં **જાપાની** પ્રજાએ પોતાની જરૂરીઆત પુરી પાડવાને માટે અન્ય દેશના સિદ્ધાન્તો અને પદ્ધતિનો ઉપયોગ સહુથી વધારે કર્યો છે. **જાપાનની** સ્ત્રીઓ પોતાના હક માટે લડત કરી ખળભળાટ કરી મુકતી નથી, પણ તે છતાં સામાજીક પ્રગતિના માર્ગમાં ઉત્ક્રમણ કરે છે. ટોકીયોની સ્ત્રીપાઠશાળા એક આદર્શભૂત સંસ્થા છે. એ યુનિવર્સીટી સ્ત્રી પુરૂષની સમાનતા અને તેમની સમાન કેળવણીના ધોરણ ઉપર સ્થપાઇ છે. તેમાં દેશની રાજકીય અને સામાજીક સ્થિતિ અને તે ઉપરાંત આપણી સ્ત્રીઓનાં વિશેષ લક્ષણને સર્વાંશે અનુકૂલ થાય એ પ્રમાણે અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. આ યુનિવર્સીટીનું એક લક્ષણ ખાસ ધ્યાન આપવા જોગ છે, અને તે એ છે કે શિક્ષણ સમાપ્ત થયા પછી છેવટે ઘણાં વિદ્યાર્થીઓ લગ્ન કરે છે, અને તે ઉપરથી સિદ્ધ કરી શકાય છે કે યુનિવર્સીટીના શિક્ષણનો લાભ દેશની ભવિષ્યની **માતાઓ** લે છે. અભ્યાસ કરનારની મોટી સંખ્યા ઉદ્યમનાં સાધન પ્રાપ્ત કરવાને અર્થે અભ્યાસ કરતી નથી પણ **યોગ્ય પત્ની, યોગ્ય માતા** અને **રાજ્યના યોગ્ય અંગ** થવા માટે શિક્ષણ લે છે,

" સ્ત્રીજાતિ સંબંધી પ્રશ્ન **હિન્દુસ્થાન** અને જાપાન બન્ને દેશોમાં કેટલેક અંશે સમાન પ્રકારનો છે. બન્ને જાણે છે કે જો સ્ત્રીઓને યોગ્ય કેળવણી મળે તો પ્રજાનું બળ બમણું થાય. પરંતુ પ્રાચીન સંપ્રદાયના ઉત્તમ આચારને અનુકૂળ નવા વિચારને ઘડાવવા એ મુશ્કેલ કાર્ય છે. પ્રાચીન અને અર્વાચીનનું યોગ્ય મિશ્રણ—એ લક્ષ્ય તરફ પ્રયાણ કર-

વાનું છે. પૂર્વની ઘણી પ્રજાને એમ લાગશે કે પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ કરવામાં જાપાન વધારે ઉતાવળ કરે છે. પરંતુ હિન્દુસ્તાન અને બીજા પૂર્વના દેશો જાપાનને ઘણાજ જુના વિચારના લાગશે. હિન્દુસ્તાન અને જાપાનની વાસ્તવિક સરખામણી કોઈ રીતે થઇ શકે નહિં. હિન્દુસ્તાનમાં સેંકડો વર્ષની વિદ્યા અને તત્ત્વચિંતનની વૃત્તિ મનુષ્યના અંતરમાં વ્યાપી રહેલી છે. તેથી સમાન દૃષ્ટિબિન્દુથી જાપાનની સરખામણી થાય નહિં. તત્ત્વચિંતન તરફ જાપાનનું સ્વાભાવિક વલણ નથી. તેનું વલણ ઔદ્યોગિક અને વ્યાવહારિક છે; તેથી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જેટલો ભેદ છે તેટલો જ જાપાની અને હિન્દુ પ્રકૃતિમાં છે. મધ્યેનો ઉત્તમ માર્ગ ગ્રહણ કરવો એ આપણા દેશની સ્ત્રીઓનું લક્ષ્ય હોવું જોઇએ. નવા વિચાર ગ્રહણ કરવામાં ઘણાં મંદ રહેવું નહિં, તેમજ ઘણાં અધીરાં થવું નહિ. કેટલીક પાશ્ચાત્ય સંસ્થાઓનું આપણા દેશની જરૂરીઆત પ્રમાણે હિન્દુ સ્ત્રીઓ અનુકરણ કરે, તો દેશ પરદેશને વિચ્છિન્ન કરતા ઘણા અંતરાય તૂટી જાય, અને જગતના સર્વ લોકો અરસપરસ પરિચયમાં આવીને આર્થિક ઉન્નતિ કરવામાં સહાયભૂત થાય, અને એ રીતે સર્વ પ્રજામાં ભેદભાવ ટળી ભ્રાતૃભાવની વૃદ્ધિ થઇ, તેમનો સુયોગ થાય. ”

આ પુસ્તકમાં વર્ણવેલી દરેક સંસ્થાઓની વિગત આ પ્રકારના ટૂંકા સારમાં આપવી એતો અશક્ય જ છે. માત્ર એટલું કહીશું કે સંસારમાં જે જે પ્રકારનાં અનેક કષ્ટ અને વિટંબનાઓ મનુષ્યને વેઠવી પડે છે તે સર્વનું કંઈક અંશે નિવારણ કરવાના તથા સંસારપન્થમાં જે અનેક કંટક નડે છે તે દૂર કરીને આનંદમય જીવન બનાવવા માટેના પ્રયાસની સૂચનાઓ કરવામાં કાંઈ પણ ન્યૂનતા રાખી નથી. અજ્ઞાનના અંધકાર અને દરિદ્ર સ્થિતિને લીધે અનેક મનુષ્ય પશુવત્ જીવન ગાળે છે. તેમનાં જીવનમાં સ્હેજ પણ પ્રકાશ જો પાડી શકીએ, તોજ આપણું જીવ્યું સફલ થાય; એમ આ પુસ્તક વાંચ્યા પછી સમજાયા વિના રહેતું નથી.

“આ પુસ્તકમાં વર્ણન કરવામાં આવ્યું છે, એવી મનુષ્ય જાતિને ઉપયોગની સંસ્થાની ઉન્નતિ કરવાને માટે કાંઇક ઊંચી ભાવના ધરાવનાર કર્ત્તવ્યપરાયણ સ્ત્રીઓની આવશ્યકતા છે, સામાન્ય ઘરરખુ સ્ત્રીઓ જેમનું લક્ષ્ય પોતાના અને પોતાનાં બાલકોના સુખ અને હિત ઉપર હોય તેવી સ્ત્રીઓથી આવાં કાર્ય ચલાવી શકાય નહિ. જેમ કોઈ સારી માતા પોતાના ખાનગી કુટુંબમાં પોતાનાથી ટળે એવો અન્યાય ચાલવા દેતી નથી, તેમ મહાન કુટુંબ-પ્રજાની માતાએ પોતાનાથી દૂર થાય તે અનિષ્ટ ચાલવા દેવાં જોઇએ નહિં. આ પ્રમાણે જગતની પ્રજાનો ઉદ્ધાર થઈને તંદુરસ્ત, ઉપયોગી, સુખી, અને ઉત્સાહી પ્રજા ઉત્પન્ન થઈ શકે, તો જ વર્તમાન સ્થિતિ સુધરી શકે; અને એ પ્રમાણે સર્વ પોતાના જન્મનું સાર્થક કરી શકે. જનસમાજના અને વિશેષે કરીને પોતાની દીન ભગિનીઓના શ્રેયના નિઃસ્વાર્થ કાર્યમાં તીવ્ર સહાનુભૂતિ શીઘ્ર અંતર્જ્ઞાન, અને **નીતિની ઉચ્ચ ભાવના**, જે ઘણી સ્ત્રીઓમાં હોય છે,–તેની સાથે પુરૂષની વિશાળ દૃષ્ટિમર્યાદા, દૃઢ નિર્ણય, અને દીર્ઘદૃષ્ટિનો ઉમેરો થશે, અને સ્ત્રી પુરૂષનો વિરોધભાવ નહિં પણ એકસંપ થશે તો તેને પરિણામે ઇશ્વરની સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતા ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા હેતુનો ઉત્કર્ષ થશે. ” અસ્તુ !

( નવસારી. ) –સૌ. શારદા મહેતા.

# प्रवासमंजरी.

## હિંદુસ્થાનની યાત્રા.

### ૧. અમદાવાદથી અજમેર.

અમારી યાત્રા સંવત ૧૯૬૮ના જ્યેષ્ઠ કૃષ્ણપક્ષની ચતુર્થી, ( ઇ. સ. ૧૯૧૨ ના ચોથી જુન ) ને મંગળવારથી શરૂ થાય છે. પ્રથમ અમારો ઇરાદો હરદ્વાર, કાશી, વિગેરે સ્થળે થઇ જગન્નાથપુરીથી પાછાં આવવાનો હતો. અને તે પ્રમાણે અમારો 'પ્રોગ્રામ' થયો હતો. પછી દક્ષિણમાં પણ જવાનું ઠર્યું હતું. તેથી અમે જે યાત્રા કરી, તેના વિભાગ નીચે પ્રમાણે પાડી શકાશે. ( ૧ ) અમદાવાદથી જગન્નાથ પુરી. ( ૨ ) જગન્નાથપુરીથી રામેશ્વરમ્, કાંજીવરમ્ વિગેરે. અને ( ૩ ) કાંજીવરમથી પંઢરપુર તથા નાથદ્વાર થઈ, ડાકોરથી અમદાવાદ.

આ પ્રમાણે અમે હિંદુસ્થાનનાં મુખ્ય તીર્થસ્થળોની પરિક્રમા-લગભગ આખા હિંદુસ્થાનની પરિક્રમા કરવા ભાગ્યશાલી થયાં છીએ. જુદાં જુદાં કુટુંબો તરફથી અમને યાત્રા નિમિત્તે વિદાયગિરી, ઉપાહાર વિગેરે મળ્યું હતું. તા. ૩ જી જુનને દિવસે અમારી બંધુસમાજ તરફથી મને સફળ પ્રવાસ ઇચ્છવામાં આવ્યો હતો, તથા એક 'ટીપાર્ટી' આપવામાં આવી હતી. આ પ્રસંગે કહેવામાં આવેલાં પૂર્ણ હૃદયનાં સ્નેહવચનો જે મારી લાંબી મુસાફરીમાં પણ મ્હને ઉત્સાહ પ્રેરતાં, તે કદિ પણ ભૂલું તેમ નથી. ચોથી જુનના સ્હાંજની ચાર વાગ્યાની રજપૂતાના માળવા રેલ્વે ટ્રેઇનમાં અમે નિકળવાના હતા. સ્ટેશન ઉપર સગાં, સ્નેહીઓનો એક મેળો થયો હતો. અમારા મંડળમાંથી પણ દરેક જણ જેનાથી જેટલો લવાય એટલો સામાન લાવ્યા હતા. સૌ પોતપોતાની લારીઓ ભરાવી અમારા રીઝર્વડ ખાનામાં સામાન ઠલવાવતા હતા, અને મજુરો અંદર સામાન ખડકયે જતા હતા. અને સ્નેહી જનોના શુભ આશીર્વાદો વારંવાર સંભળાયે જતા હતા. અંતે ચાર વાગે ગાડી ઉપડી. ઉપડયા પછી અમે સ્વસ્થ ચિત્તે સામાન તપાશી જોયો. મારા ધારવા પ્રમાણે અમારી સાથે ઘણો નકામો, અને અડચણ કરનારો સામાન હતો. સૌ જુદે જુદે સ્થળેથી આવેલાં હોવાથી, અને સૌના મનમાં રસ્તામાં અડચણ પડે એ ભાવનાથી, બધી સગવડો સાથે રાખી હતી. વાસણના કોથળા, સુવાની પથારીઓ,-ન્હાના બીસ્રા નહિ, પણ તળાઇઓ (!)-પહેરવાનાં કપડાંની દરેક જણ દીઠ બબ્બે ટ્રંકો, ખાવાના ડબા, ફાનસો, લાકડીઓ, છતરીયો વિગેરે સામન પુષ્કળ હતો. મારી જોડે જે મંડળ હતું તેની ઓળખાણ કરાવવાની જરૂર છે. કારણ તેમનાં નામ વારંવાર આવવાનાં હોવાથી તે કોણ હશે તે જણાવવાની જરૂર છે. પ્રથમ ગં. સ્વ. ઝવેરબા, ( તે સ્વ. રા. બ. શંભુપ્રસાદ લક્ષ્મીલાલનાં પત્ની, ) તેમની જોડે તેમનાં ભાણેજ ગં, સ્વ. વિરમુખબા, તથા તેમનો નોકર વાઘજી; બીજાં ગં. સ્વ. મંછાબ્હેન, ( તે વડોદરાવાળા સ્વ. રાવજીભાઈનાં પત્ની, ) તથા તેમની જોડે તેમનો નોકર નાગર; ત્રીજાં કે મારાં વડીલ બ્હેન ગં. સ્વ. કેસુબા, તેમની જોડે તેમનો કલાર્ક અંબાલાલ, તેની સ્ત્રી ને તેનો નાનો પુત્ર ચમન; ચોથાં. ગં. સ્વ. સમર્થબા, ( તે. સ્વ. વિનાયકરાવ ઈશ્વરરાવ દિવટીયાનાં પત્ની ), પાંચમાં. સૌ. પાર્વતી,

(તે રા. પાર્વતીશંકર ગિરિજાશંકર ઝાનાં પત્ની; ) અને છઠ્ઠા 'ગ્રુપ' માં મારાં વડીલ બ્હેન ગં. સ્વ. કૃષ્ણલક્ષ્મી (ઉર્ફે બાધડબા), હું પોતે, મારાં પત્ની સૌ. અરવિંદા, પુત્રી નિયતિદેવી, (રા. પરજન્યરાય વૈકુંઠરાય મ્હેડ મારા ભાણેજનાં પત્ની) સૌ. રૂદ્રકાંતા, તથા પુત્રી ફૂલોરાઃ આ પ્રમાણે અમારા મંડળનાં ૭ વિભાગ હતા. પ્રથમથીજ અમે એમ ઠરાવ કર્યો હતો, કે અમારે સાથેજ રહેવું, અને એક કુટુંબી છીએ એમ ગણવું અને અમે હતાં પણ એક કુટુંબીજ. કારણ અમારા મંડળમાં અમે લગભગ બધાં નિકટનાં સગાં અને સ્નેહી સંબંધી હતાં.

ટ્રેઇન ઉપડયા પછી મને સામાનની ફીકર થવા માંડી. સદ્દભાગ્યે મેં મારા મિત્ર મિ. દિનકરરાવ નંદશંકર ભચેચ, (જે અજમેરમાં રેલ્વેમાં સારી નોકરી ઉપર છે, તેમ-)ને તાર કર્યો હતો ! તેથી તે સ્ટેશન ઉપર કાંઈ અડચણ નહીં આવે એમ મારી ખાત્રી હતી. અજમેરની આ મારી બીજી વારની મુસાફરી હતી. પ્રથમ ઇ. સ. ૧૮૯૩ માં મારા મિત્ર રા. ભોગીન્દ્રરાવ દિવટીયા અને હું ત્યાં મેટ્રીકની પરીક્ષા આપવા ગયા હતા, ત્યારે અજમેર મેં જોયું હતું, તે વખતે અજમેરમાં હું પંદરેક દિવસ રહ્યો હતો; અને મી. છગનલાલ તથા બળવંતરાય કાનુગાના મહેમાન તરીકે હતા.* તે વખત જયપુર પણ જોયું હતું. એટલે આ વિભાગ મને નવો ન હતો. તા. ૫ મીના સ્હવારના આઠ વાગે અમારી ટ્રેઇન અજમેર પહોંચી. મી. દિનકરરાવ સ્ટેશન ઉપર આવ્યા હતા. તેથી અમારા સામાનને કાંઇ અડચણ ન આવી. અમે સ્ટેશનની સમીપમાંજ "ભાટીયાની ધર્મશાળા"માં ઉતર્યા. હિંદુસ્થાનમાં ઠેર ઠેર શ્રીમાન્ ભાટીઆઓએ ધર્મશાળાઓ વિગેરે એવાં સરસ બંધાવ્યાં છે કે તેમની પરોપકાર ભાવનાની જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે. આ ધર્મશાળામાં ઘણી સારી સોઈ છે. અમને પ્રથમ મુકામે ઘણું સુખ મળ્યું, જે સુખ લગભગ બધે સ્થળે અમે ભોગવ્યું હતું.

અજમેર શહેરની ચારે બાજુ પહાડ આવ્યા છે. શહેરની આસપાસ પત્થરની પુરાણી દીવાલ છે. જેમાં દિલ્હી દરવાજો, આગ્રા દરવાજો, મદાર દરવાજો, ઉસ્રી દરવાજો, તથા ત્રિપલી દરવાજો, એ નામના પાંચ દરવાજા છે. તેમ શહેરની આસપાસ કેસરગંજ વિગેરે ભાગો ઘણા વિશાળ ને સારા છે. શહેરની અંદર ગલીકુંચી બહુ છે; તેમ પત્થરની મ્હોટી ઇમારતો પણ ઘણી નજરે પડે છે, અજમેરમાં જોવાલાયક સ્થળો નીચે મુજબ છેઃ –આનાસાગર નામનું તળાવ, અકબરનો મ્હેલ, ખ્વાજાપીરની દરઘા, તારાગઢ પર્વત, રાજકુમાર કોલેજ, આર્યસમાજ મંદીર, સોનીનું મંદીર, વિગેરે.

અનાસાગર શહેરની ઉત્તરે છે. જેના વિષે એમ કહેવાય છે કે ઈસ્વીસનની અગ્યારમી સદીમાં આ તળાવ વિશાળદેવના પુત્ર આના રાજાએ બંધાવ્યું હતું. તળાવ ઘણું વિશાળ અને સુંદર છે. આ તળાવ વિષે રા. બળવંતરાય કે. ઠાકોરે તેઓ અજમેર મેયો કોલેજમાં પ્રોફેસર હતા તે વખતે એક સુંદર કાવ્ય બનાવ્યું છે.× તળાવની દક્ષિણે દૌ-

*હાલ તે રા. છગનલાલ કાનુગા મુંબાઈમાં પ્રસિદ્ધ વકીલ છે, અને ડૉ બળવંતરાય કાનુગા અમદાવાદના સુપ્રસિદ્ધ દાકતર છે.

× આ કાવ્ય "દ્રૌલ સાગર" એ નામ "કાવ્ય માધુર્ય"માંથી પ્રકટ થયું છે.

લતબાગ નામનો જહાંગીર બાદશાહનો બંધાવેલો બાગ છે. આસપાસ ઘણાં મનોહર બાદશાહી મકાનો છે, જેમાં સમયાનુસાર સુધારા વધારા કરાવી હાલ યુરોપીયન અમલદારો રહે છે.

શહેરની પશ્ચિમે બાજુના પડખામાં ખ્વાજે મુંઇનઉદ્દીન ચિસ્તીની પ્રસિદ્ધ દરગા છે. જ્યાં દર વર્ષે મુસલમાન ભાઇઓનો એક ભારે મેળો ભરાય છે; જેમાં આખા હિંદના મુસલમાનો આવે છે. પીરસાહેબનાં પ્રસાદી પુષ્પો હિંદુ અને મુસલમાનો શ્રદ્ધાથી લે છે, અને ત્યાં બેઠેલા સાંઇઓને દક્ષણા આપે છે. જેમ આપણા હિંદુ મંદિરોમાં દક્ષણા માગવામાં આવે છે, તેમ અહીં પણ સાંઇલોક દક્ષણા માગે છે. શ્રદ્ધાળુ હિંદુ મુસલમાનો ભાવથી તે યથાશક્તિ આપે છે. અહીં જોવા લાયક બે દેગ છે, જેમાં મેળાને પ્રસંગે ખીચડી રંધાય છે. એવી માન્યતા છે કે મોટી દેગમાં ખીચડી રૂ. ૨૦૦ની રંધાય છે. અને ન્હાનીમાં રૂ. ૧૦૦ ની રંધાય છે.

મકરબો સફેત આરસપહાણનો બનાવેલો છે. જેના દરવાજા ઉપર ચાંદી જડવામાં આવી છે; તેમ સુંદર કોતરકામ છે. મકરબામાં ખ્વાજા મુઇનઉદ્દીન ચિસ્તી, તેમની સ્ત્રી તથા પુત્રી, હાફીઝ જમાલ અને ચિમની બેગમ તથા શાહજહાન બાદશાહની એક પુત્રીની કબર છે. અજમેરમાં આ સ્થળ ઘણું જોવાલાયક ગણાય છે.

તારાગઢનો કિલ્લો અજમેરમાં ખાસ જોવા જેવું સ્થળ છે. ચોહાણ રાજાઓના જુનાં પુરાણા મહેલો ત્યાં દૃષ્ટિગોચર થાય છે. પૃથુરાજ ચૌહાણ સંયુક્તા સાથે આ સ્થળમાં ઘણો વખત રહ્યો હતો.

રાજકોટમાં જેવી રાજકુમાર કોલેજ છે, તેવી રાજપુતાણાના રાજકુમારોને માટે અહિં પણ એક પાઠશાળા છે. કોલેજનું મકાન ઘણું વિશાળ છે. આસપાસ રાજકુમારોને રહેવાના બંગલાઓ છે.

અજમેરમાં આર્યસમાજનું મ્હોટું મંદિર છે. સોનીનું મંદીર પણ એક ઉત્તમ પ્રકારનું છે, જેમાં કોતરકામ સારૂં છે. અજમેરની મુખ્ય નદી બનાસ છે.

અજમેરમાં દાખલ થયા કે આપણને લાગે છે કે ઉત્તર હિંદ અહીંથી શરૂ થાય છે. માણસો અને તેમની રીતભાત ગુજરાતનાં માણસોથી જૂદી માલુમ પડે છે. ભલાઈ, શાંત સ્વભાવ, વિગેરે અહીં સમાપ્ત થતાં હોય એમ લાગે છે. સ્ટેશન ઉપર ઉતર્યા કે હુંશીયાર રહેવાની જરૂર છે. કાચો પોચો હોય તો સામન ગુમાવી બેસે એમાં શક નહીં. લોકો પણ દમથી ચાલે છે. જેમ મીજાજી માણસ તેમ માન પામે છે! અજમેરથી એક નવીન પ્રકારની ઘોડાગાડી આપણી નજરે પડે છે; તેની ગાડી છેક ગયા સુધી આપણે જોઇએ છીએ. આ ગાડીનું રા. વિનાયકરાવ મ્હેડ એમની "તીર્થયાત્રા" નામની ચોપડીમાં નીચે મુજબ રમુજી વર્ણન આપે છે. "આ બાજુગાડી કેવી છે તેનું વર્ણન નીચે મુજબ છે. એક ભાગ્યો તુટયો મીયાંનો, તેને એક તેવીજ કમાન ઉપર ચ્હડાવી દેવી. મીયાનાનાં કમાડ બીલકુલ વાશી શકાય તેવાં નહીં. બેસનાર પોતાના જીવની કાળજી કરતો હોય તો ઝાલીને બેસે; ખડકીઓ ઉઘાડી હોય તો બંધ ન થાય, ને બંધ હોય તો ઉઘડે નહીં. ગાડીની અંદરના ગાદી તકીયા જ્યારે નવી કરાવી હશે તે વખતના વખતે હોય તો તમારાં ભાગ્ય; પૈડું એક ન્હાનું તો બીજું મ્હોટું; ગ્રીઝ લગાડવાની રીત નહીં એટલે જ્યારે

ચાલે ત્યારે ખડખડ અવાજ થાય તે ગામડાંનાં વાજાં જેવો; જાણે બેસનાર પરણવા ચાલ્યા ! ઘોડાને બદલે એક બે ગધેડા જેવાં ટટ્ટુ; શરીરમાં ફક્ત હાડકાં ને ચામડાં; માંસ તો, ખવડાવ્યા વગર હોયજ શેનું ? હાંકનારના બદનની સ્થિતિ જોતાં એમ લાગે કે તે બધું ખાઇ જતો હશે ને પ્રાણીને કાંઈ નહીં આપતો હોય. આવાં જનાવર ઘડીએ પગલું મુકે ને આગળ જાય. જોડવાના સામનમાં હાંસડી લગામ નાખતાં વચ્ચે અટકે. ખાંધની ગાદીનો રીવાજ નહીં. ઘોડાને પીડા આવેલી; એક તરફ સાંકળ તો બીજી તરફ દોરડું; વચમાં તુટેલો ધોતીયાનો કકડો !! જ્યાં ત્યાં કરી ભાર ખેંચવો, તે પણ થોડો નહીં. ચાર પાંચ માણસ અંદર બેસાડે; બે ઘોડાવાળા જુદા; સામન તમામ અડધી કાળશી, કળશી ગાડીના ટપ-ઉપર; વચમાં પગથીયાં ઉપર વળી કોઈ સ્નેહી ગાડીવાળાનો છોકરો ઉભો રહે, તેની નવાઈ નહીં. કંઇ નહીતો પોલીસ રાજા તો મરજીમાં આવે ત્યારે ચઢી બેસે. નરસિંહ મ્હેતાની વ્હેલ સારી હશે !!! "

આવી ગાડીઓમાં–અને બીજી મળવીજ મુશ્કેલ ત્યાં ઉપાય શો ?–અમે બેશી શહેરના જુદા જુદા ભાગમાં ફર્યા ને જોયું. મી. દિનકરરાવને ઘેર ગયા, તેમણે અમારી સ્વાગતા કરી. અમારા મંડળમાં બધાંનો સ્વભાવ સરળને આનંદી હતો. પણ મંછાબ્હેનને વિશેષ આનંદી સ્વભાવ હતો. તેમણે અજમેરની ધર્મશાળામાં અમને આનંદ ઉત્પન્ન કરે તેવી વાતો કહી. તેમને ભજન ગાવાનો ઘણો શોખ હોવાથી, અમને વિશેષ આનંદ થતો. અજમેરમાં અમારો સામાન મુકી, ખપ જેટલો સામન લઇ અમે પુષ્કર જવાનો ઇરાદો રાખ્યો. અજમેર ઉતરવાનું કારણ પણ એજ હતું. પુષ્કર સર્વ 'તીર્થનો રાજા' કહેવાય છે. ત્યાં દર્શન કર્યા વગર આગળ જવું એ યોગ્ય ગણાતું નથી. તા. ૬ ઠી ની સ્હવારમાં ગાડીઓ ભાડે કરી અમે પુષ્કરજી તરફ રવાના થયા.

( અમદાવાદ. ) —શિવભાઇ બાપુભાઇ.

# વાર્તાલહરી.

## એક રાત્રિ.

હું શુરબાળાનો સહપાઠી હતો. તેની સાથેજ હું ભણતો અને તેની સાથેજ હું રમતો હતો. હું શુરબાળાને ઘેર જતો ત્યારે તેની મા મને બહુ લાડ લડાવતી. અમને ઉભયને પોતાની પાસે બોલાવી પોતાની સામે બેસાડતી અને અત્યંત પ્રેમથી અમારી તરફ નીરખી કહેતી " અહા ! કેવું અનુપમ જોડલું ? "

યદ્યપિ હું વયમાં નાનો હતો તથાપિ આ વાત હું સમજ્યો. મારા મનમાં આ જ ધારણા થઇ હતી કે અન્ય લોકો કરતાં શુરબાળા પર મારો વિશેષ અધિકાર છે. આથી હું તેના પર રોફ ચલાવતો. તે પણ મારી આજ્ઞાનું પ્રતિપાલન કરતી અને મારો દમામ સહન કરતી હતી. આખા મહોલ્લામાં તેના સૌંદર્યની પ્રશંસા થતી, પરંતુ તેનીજ સાથે રમવાવાળા અને તેનીજ બરાબરીના મારા સરખા બાલકની દૃષ્ટિમાં તેનું સૌંદર્ય એ એક તુચ્છ વસ્તુ હતી.

હું તો એમજ ધારી બેઠો કે શુરબાળાએ મારાજ પ્રભુત્વનો સ્વીકાર કરવા પોતાના પીતાને ઘેર જન્મ લીધો હતો.

મારા પિતાનો વિચાર મને કામકાજ શીખવી કોઈ સારી જગ્યાએ ગોઠવી દેવાનો હતો, પરંતુ મારો વિચાર એ હતો કે મારા ગામના રતનલાલની પેઠે ભાગીને હું પણ કલકત્તે જાઉં અને ભણી ગણીને સારી પદવી મેળવું. મારા આ ગૂઢ મન્તવ્યને મેં મારી હૃદયરૂપી ઓરડીમાં છુપાવી રાખ્યો હતો. મારા પીતાજી સરકારી નોકરોની બહુજ ખુશામત કરતા હતા અને તેથી હું સરકારી નોકરીનેજ પોતાનો આદર્શ સમજ્યો. સરકારી નોકરોને હું અત્યંત પુજનીય દૃષ્ટિથી જોતો. શામાટે ન જોઉં ? એવા કર્મચારીઓ અમારા પ્રાન્તના દેવતાજ છે. તેત્રીશ કોટિ દેવતાઓનો તે નવીન અવતાર છે. ગામના લોકોનો વિશ્વાસ તેમના ઉપર સિદ્ધિદાતા ગણેશજીથી પણ ઘણે અંશે વધારે છે. અત એવ, પહેલાં જે ભેટ ગણેશજીને ચઢાવાતી, તે હવે તે સર્વઉપભોગ્ય કર્મચારીઓનેજ ચઢાવાય છે.

રતનલાલના દૃષ્ટાન્તથી ઉત્સાહીત થઇ લાગ મળતાં મેં એક દિવસ કલકત્તાનો રસ્તો માપ્યો.

પ્રથમ હું મારા ગામના એક પરિચિત પુરૂષની સાથે રહ્યો. થોડા દિવસ પછી પિતાજી મને ભણવાનો ખર્ચ યથાશકિત મોકલવા લાગ્યા. મારો અભ્યાસ નિયમપૂર્વક ચાલવા લાગ્યો. સ્કુલમાં ભણવા સિવાય હું સભા અને સમાજોમાં જવા અને ત્યાં કામ કરવા લાગ્યો પોતાના દેશને માટે પોતાના પ્રાણ પણ વિસર્જન કરી દેવા એ મારૂં પરમ કર્તવ્ય છે, એમાં મને લેશમાત્ર સંદેહ નહોતો પરંતુ કયા પ્રકારની દેશસેવા બજાવવી ? વા કેવી રીતે દેશસેવામાં પોતાનું જીવન વ્યકત કરવું તેનો નિર્ણય હજી સુધી મારાથી થયો ન હતો. દેશસેવાની પ્રબળ આકાંક્ષાના અંકુરો મારા હૃદયમાં ફુટી નીકળ્યાં હતાં. મારો ઉત્સાહ અમાપ હતો. મારી નિષ્ઠા અત્યંત દૃઢ હતી. મારી સભાના સર્વે સભાસદો ભાષણ આપતા હતા અને હું તે સભા માટે પૈસા એકઠા કરવા હાથમાં પોણાસાત ફીટનો લાંબો ખરડો લઇ ફરતો અને તડકામાં ઘેર ઘેર ભટકતો. જાહેર રસ્તા પર વારંવાર અમારી સભાના વિજ્ઞાપનનાં હેન્ડબીલો પણ હુંજ વેચતો. સભા ભવનમાં ખુરશી ટેબલ આદિ ઠીક ગોઠવીને સફાઇબંધ રાખતો. અમારી સભાના નેતાના વિષયમાં જો કોઇ અનાદરસૂચક વાક્ય બોલતું તો હું કમર કસી જીવ પર આવી લડવા તૈયાર થઇ જતો.

સ્વગૃહ તજી કોઈ સારી પદવીની આશાએજ હું કલકત્તે આવ્યો હતો, પણ અહીં આવી મેં ગેરીબાલ્ડી* જેવાં કામો કરવાનો નિશ્ચય કર્યો. આ દરમ્યાન મારા અને શુરબાળાના પિતા શુરબાળાની સાથે મારો વિવાહ ગોઠવવાના ઉદ્યોગમાં લાગ્યા. હું જ્યારે કલકત્તે આવ્યો ત્યારે મારી ઉમર ૧૬ વર્ષની હતી અને શુરબાળાની ઉમર ૮ વર્ષની હતી. હાલ હું અઢાર વર્ષનો છું. મારા પિતાજીના મત પ્રમાણે મારા વિવાહની ઉમર દિન પ્રતિદિન વધતી જતી હતી. બીજી બાજુએ મેં મનમાં પ્રતિજ્ઞા કરી હતી કે જીવન સુધી વિવાહ ન કરી સ્વદેશહિતમાં પ્રાણ વિસર્જન કરવા. પણ પિતાજીને મેં એમ કહ્યું હતું કે અભ્યાસ પુરો થયા પહેલાં હું વિવાહ નહીં કરૂં.

ત્રણ મહીના પછી સમાચાર મળ્યા કે શુરબાળાનો વિવાહ બાબુ રામલોચન વકીલની સાથે થઈ ગયો.

---

1 રવીંદ્રનાથ ઠાકોરની એક વાર્તા ઉપરથી. * ઇટાલીનો એક દેશભક્ત હતો.

હું મારી માતા, પતિત ભારતભૂમિની ઉન્નતિ માટે પૈસા ઉધરાવવામાંજ મશગુલ હતો. આથી આ હકીકત જે સાધારણ અવસ્થામાં હૃદય ભેદી નાંખે તેવી હતી, તે આજ મને તુચ્છ જણાઈ. હવે મારે એફ. એ. ની પરિક્ષા આપવાની હતી. કેમકે મેટ્રીકયુલેશનની ખાઇ તો હું જેમ તેમ કુદી ગયો હતો. એટલામાં મારા પીતાજીનો સ્વર્ગવાસ થયો. મારી માતા અને બે બહેનોની આજીવિકા હવે મારેજ પુરી કરવાની હતી. તેથી કોલેજ છોડી હું કાંઇક ગુજરાનના સાધનની શોધમાં પડયો. ઘણો પ્રયત્ન કરતાં એક નાનકડી જીલ્લા સ્કુલમાં એક આસિસ્ટંટ માસ્તરની જગ્યા મળી.

હું મનમાં ખુશી થયો કે ચાલો આપણા મનની ઇચ્છા હવે પુરી થશે. મારા ઉપદેશથી મારા પ્રત્યેક વિદ્યાર્થીને ભાવિ ભારતનો એક સેનાપતી બનાવી દઇશ, એવો મેં વિચાર કર્યો. હું પોતે ગેરીબાલ્ડી ન થઇ શકયો તો શું થયું, પણ સ્કૂલમાંથી અનેક ગેરીબાલ્ડી નીપજાવી કાઢીશ.

મેં ભણાવવાનો આરંભ કીધો. મને તરતજ જણાયું કે સ્કુલમાં ભાવિભારત સબંધી ભાષણો ન આપતાં, પરીક્ષામાં આવનારા વિષયો શીખવવા વિના છુટકો નથી. જો મારા વિદ્યાર્થીઓને હું ગણીત વ્યાકરણ આદિ વિષયો ન શીખવતાં ભાવી ભારત વીશે વાર્તાલાપ ચલવું તો હેડમાસ્તર સાહેબ તરતજ પાણીચું નાળીએર પરખાવી દેશે. એજ મહીનામાં મારા સર્વ ઉત્સાહનો ભંગ થઈ ગયો. સ્કુલની સંભાળ રાખવા એક માસ્તરને રાત દિવસ સ્કુલમાંજ રહેવું પડતું હતું. હું એકલો હતો તેથી શાળાભવનની રખેવાળીનું કામ મારે માથે આવી પડયું.

સ્કુલમાં મોટા દિવાનખાનાની પાસે આવેલા એક સાધારણ કદના ઓરડામાં હું એકલો પડયો રહેતો. સ્કુલ એક મોટા તળાવની પાસે વસ્તીથી થોડેક દૂર હતી. ચારે તરફ સોપારી નાળીએર ઇત્યાદિનાં વૃક્ષો હતાં સ્કુલનાં મકાનની પાસેજ આમલીનાં બે મોટાં મોટાં જુનાં વૃક્ષો હતાં. મારી સ્કુલથી થોડેજ દૂર સરકારી વકીલ રામલોચન રહેતા. બાલ્યાવસ્થાની મારી પ્રિય સખી, વકીલ મહાશયની પત્ની શુરબાલા પણ તેની સાથેજ હતી. વકીલ બાબુ સાથે મારે સારો વ્યવહાર હતો. હું શુરબાલાને તેની શૈશવાવસ્થાથીજ ઓળખું છું, એ વાત બાબુ રામલોચન જાણે છે કે નહીં તે હું જાણતો નથી. થોડા પરિચય વાળા રામલોચન બાબુને એ વાત કહેવી પણ મને યોગ્ય જણાઈ નહીં. અતએવ જુનાં પ્રસંગની ચર્ચા ન થવાથી એક સમયે શુરબાળાનો મારા જીવન સાથે શો સબંધ હતો એ વાત હજી સુધી મારા મગજમાં બહુ ઘોળાઈ નહોતી.

એક વાર, રજાને દિવસે, હું રામલોચન બાબુને ઘેર તેમને મળવા ગયો. અમુક વિષય ઉપરજ વાર્તાલાપ કરવો એવો કાંઇ નિશ્ચય કરી હું નીકળ્યો નહોતો. અસ્તુ, ત્યાં જઇને હું બેઠો અને આડી અવળી વાતો કરવા લાગ્યો. એટલામાં પાસેના ઓરડામાં બંગડીનો ખણખણાટ સંભળાયો. જોઉં છું તો પાસેના બારણાના છિદ્રમાંથી બે કુતુહલ પૂર્ણ નેત્રો મારા પ્રતી તાકી તાકીને જુવે છે. બાલ્યાવસ્થાનો વિશ્વાસ, સરલતા અને શૈશવ પ્રીતિથી ભરેલાં એ નેત્રો તારા તથા જલપૂર્ણ વાદળાંઓની સદૃશ મારા હૃદયપર આક્રમણ કરવા બારણાના છિદ્રમાં ઉપસ્થિત થયાં હોય તેમ મને લાગ્યું. બાલ્યાવસ્થાના ઇતિહાસવાચક યુગ્મનેત્રોના પ્રહારથી પીડિત થયેલું મારૂં હૃદય ધડકવા લાગ્યું. સ્કુલમાં પાછા વળી

આવનાં પણ મારા હૃદયની વેદના ઘટવાને બદલે વધી. દિલને રાજી કરવાના મારા સર્વ પ્રયત્નો-લખવું વાંચવું ઇત્યાદિ નીષ્ફળ ગયા. મનમાં ધગતા આગના અંગારા વધારે ને વધારે પ્રજ્જવલિત થઈ હૃદયને બાળી નાંખતા હતા. એવું પ્રતીત થતું હતું કે, જાણે મારૂં હૃદય એક મોટી વજનદાર શીલાના ભારથી ચુર્ણ થતું હોયની !

સૂર્યનારાયણ અસ્ત થયા, પણ મારી હૃદયવિદારક વેદનાનો અસ્ત ન થયો. હું એકાંતમાં મૌન ધારણ કરી વિચાર કરવા બેઠો કે મારા મનને આ શું થઇ ગયું ?

મારૂં મન મને પૂછવા લાગ્યું કે "તારી શુરબાળા ક્યાં ગઈ?" મેં ઉત્તર દીધો, "મેં તો સ્વયં તેનો મારી ઇચ્છાથી પરિત્યાગ કીધો હતો. શું તે આખો જન્મારો મારી વાટ જોઈ કુંવારી બેસી રહે કે ?" મનમાંથી પાછો અવાજ આવ્યો કે "જેને તું તે સમયે કેવળ ઇચ્છા પ્રગટ કરતાં અથવા 'હા' એટલુંજ કહેતાં મેળવી શક્યો હોત, તેને આજે તું ગમે તેટલાં કષ્ટ છતાં પૂરી જોઈ પણ શકતો નથી. શૈશવાવસ્થામાં તારી સાથે બાલક્રિડા કરવા વાળી શુરબાળા આજ તારી બાજુમાંજ ભલે રહેતી હોય, તેની બંગડીનો ખણખણાટ ભલે તારા કર્ણમાં પ્રવેશિત થતો હોય, તારી ઘ્રાણેન્દ્રીય તેના માથાના તેલની સુગંધથી ભલે મુગ્ધ બનતી હોય, તોપણ ખબરદાર રહેજે ! તેની અને તારી વચ્ચે એક મોટી ભીંત આડી છે." મેં ઉત્તર દીધો "ભીંત છે તો ભલે છે. શુરબાળા મારી કોણ છે ?" મને ઉત્તર મળ્યો "હા. આજે તારો શુરબાળા સાથે જરાયે સંબંધ નથી, પણ એક સમય એવો હતો, જ્યારે કોણ જાણે તારો અને તેનો કેવો સંબંધ થાત !" મેં કહ્યું "હા, એ સત્ય છે કે મારો અને તેનો દીવ્ય સંબંધ બંધાત. મારા આન્તરિક જીવનથી તેનો સંબંધ થનારો હતો. તે મારા જીવનના સુખદુઃખની ભાગી અણ, મારી પ્રાણેશ્વરી અને મારા હૃદયતખ્તે વીરાજનારી મારા મનોરાજ્યની રાણી થઇ હોતઃ પણ આજ-હાય ! આજ-તે મારાથી આટલી દૂર છે ! આજ તેને નીરખવાનો પણ મને નીષેધ ? તેનાથી વાર્તાલાપ કરવો તે દોષ ? તેનું સ્મરણ કરવું તે પાપ ? રામલોચન સહસા આવી અમારી વચ્ચે ભીંત સરખો થઇ પડયો ! હું માનવસંસારમાં નૂતન નીતિનો પ્રચાર કરવા નથી આવ્યો. મારો હેતુ સમાજની મર્યાદા ભંગ કરવાનો નથી હું સમાજની મર્યાદા ભંગ કરવાનો નથી. હું સમાજનાં બંધનો તોડવા નથી ઇચ્છતો. માત્ર મારા મનના ભાવોને જ હું પ્રગટ કરી રહ્યો છું. હૃદયમાં જેટલા ભાવોનો ઉદય થાય છે તે સર્વ ભાવો શું નિઃસારજ હોય છે ? શુરબાળા-તે ચારૂ પ્રતિમા શુરબાળા-જે આજ રામલોચનનું ઘર શોભાવી રહી છે, તે શુરબાળાપર મારો અધિકાર છે કે રામલોચનનો, તે વિચાર હું નથી કરતો. આ પ્રકારનું ચિંતન અનુચિત છે તેનો હું સ્વીકાર કરૂં છું. પરંતુ આ પ્રકારની ભાવના અસ્વાભાવિક છે એમ કહી શકાય નહીં."

સન્ધ્યા સમયે આ માનસિક ભાવો અને કલ્પનાઓ તથા મનના તર્કવિતર્કથી મુક્ત થઇ મારૂં મન બીજા કોઈ કામમાં ન લાગ્યું. બીજે દિવસે બપોરે જ્યારે હું મારા વર્ગમાં બેઠો હતો ત્યારે વિદ્યાર્થીઓના અવાજ અને પતંગીઆઓનો ધ્વનિ મારા કર્ણમાં પ્રવેશિત થતો હતો. કુસુમપરાગ વહેતી અલ્પાલ્પ વાયુની મંદ મંદ લહેરો આવતી હતી. સહસા મારા મનમાં એક કામના ઉત્પન્ન થઇ. આ કામના શાની હતી, તેનું મને ભાન ન હોતું.

સ્કુલમાં છુટી થઇ. મને મારા મોટા ઓરડામાં એકલું રહેવું અશક્ય જણાયું.

સન્ધ્યા સમયે તળાવના તટ પર નાળીએર અને સોપારીનાં વૃક્ષોનો અર્થહીન ધ્વનિ સાંભળી મારા મનમાં વિચાર ઉત્પન્ન થયો કે મનુષ્યસમાજ એક પ્રકારની જટિલ ભ્રમજાળ છે. ઉચિત સમયે ઉચિત કાર્ય કરવાનું કોઇનું મન નથી થતું, કિન્તુ અનુચિત સમયે અનુચિત કાર્ય કરવાની વાસના પ્રાણુને સંશયસાગરમાં ડુબાડી દે છે. યદિ હું ઇચ્છત તો શુરબાળાનો સ્વામી બની ઘડપણુ સુધી સુખથી જીવન વ્યતિત કરત. પરંતુ મને તો ગેરીબાલ્ડી બનવાની આશા ઉત્પન્ન થઇ અને અંતે બન્યો શું ? એક નાનકડી સ્કુલનો આસિસ્ટંટ માસ્તર!

રામલોચનની સાથે શુરબાળાનાં વિવાહ થવાનો સંભવ ન હોતો. તે શુરબાળાને એક સાધારણુ બાલિકા લેખતો હતો. વિવાહ કરી તેણે વકીલાત કરવી શરૂ કરી અને પોતાના કામમાં મંડી ગયો. શુરબાળાના આવવાથી તેના ઘરમાં કાંઇ વિશેષ પરિવર્તન નથી થયું. હા, ખાવા પીવાનું સુખ અવશ્ય થયું હશે. વળી કાંઇ વધુ વીશેષતા હોય તો તે એટલીજ હતી કે જે દિવસે દુધમાંથી ધુમાડાની ગન્ધ આવતી તે દિવસે રામલોચન શુરબાળા પર ગુસ્સે થતો અને જે દિવસે ખુશીમાં હોય તે દિવસે તેને માટે નૂતન વસ્ત્રાભૂષણુ લાવતો હતો. બસ આજ વિશેષતા હતી!

રામલોચન એક દિવસે કોઇક કેસ માટે બહાર ગયો હતો. જેવી રીતે હું મારા સ્કુલના ઓરડામાં એકલો હતો તેવીજ રીતે તે દિવસે શુરબાળા પણુ પોતાના ઘરમાં એકલી હતી. આકાશ સવારથીજ, મેઘોથી આચ્છાદિત હતું. દશ વાગ્યાથી વર્ષાનો આરંભ થયો. વર્ષા વધવાના ભયથી હેડમાસ્તરે તે દિવસે છોકરાઓને રજા આપી દીધી હતી. વાદળાંનાં કાળા ગુચ્છાઓ આકાશમાં અહીં તહીં ભ્રમણુ કરવાલાગ્યાં: વાવાઝોડું પણુ થયું. જેમ જેમ રાત પડવા લાગી તેમ તેમ વર્ષાનો વેગ વધવા લાગ્યો. ' પ્રથમ પૂર્વ તરફથી વાયુ આવતો હતો હવે તેનો વેગ ઉત્તર દિશા તરફથી વધ્યો. રાતે નીદ્રા લેવાની ચેષ્ટા વૃથા હતી. મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આવી ભયાનક રાતે શુરબાળા પોતાના નિર્જન ઘરમાં એકલી હશે. સ્કુલનું મકાન તેના ઘરના મકાન કરતાં અધિક મજબુત હતું. મારા મનમાં લાગ્યું કે તેને લાવી સ્કુલવાળા મકાનમાં રાખું અને હું પોતે તળાવ પાસે આવેલા તેના ઘરમાં રાત કાઢું, પણુ કોઇ વાતનો નિશ્ચય કરી હું બીછાનામાંથી ઉઠી શકયો નહીં, ધીરેધીરે રાતનો દોઢ વાગ્યો. એકાએક વરસાદ જોરથી પડવાનો અવાજ સંભળાયો. જાણે મહાસમુદ્ર પૃથ્વી પર ફરી વળવાનો હોય ને !

હું મારા ઓરડામાંથી બહાર નીકળ્યો. શુરબાળાના મકાન તરફ મારા પગ ઉપડયા. રસ્તો તળાવને કીનારે કીનારે હતો. પાણી એટલું ચઢી ગયું હતું કે રસ્તામાં પણુ ધુંટણુ સુધી પાણી હતું. માર્ગમાં કિનારા પર પ્રાયઃ અગીયાર હાથ ઉંચી જમીન હતી. મેં તેના પર ચઢી જોયું તો જણાયું કે સામી બાજુએથી કોઇ આ તરફ ચાલ્યું આવે છે. આ વ્યક્તિને નીરખી, મારો અન્તરાત્માજ નહીં પરન્તુ માથાથી પગ સુધી આખું શરીર પણુ જાણી ગયું કે તે કોણુ છે. મારા તરફ આવનાર તે વ્યક્તિએ પણુ મને ઓળખ્યો હતો તેમાં સંદેહ નહોતો.

મારી ચારે તરફ જલમય થઇ રહ્યું હતું. ટાપુ જેવી તે ઉંચી જમીન પર કેવળ અમે બેજ જણુ જલમય સંસારનાં અધિષ્ટાતા રહી ગયાં હતાં. તે સમય પ્રલયનો હતો. આકાશ

મેઘાચ્છન્ન હતું; એક પણ નક્ષત્ર દષ્ટિગોચર થતો નહોતો. અંધકારમય રાત્રિયે ભયંકર રૂપ ધારણ કીધું હતું. અમારા ઉભયમાં એક પણ શબ્દ ઉચ્ચારવાની શક્તિ ન હતી. હું પણ કાંઈ બોલ્યો નહીં, તેમજ અન્ય વ્યક્તિએ પણ કાંઇ શબ્દોચ્ચાર કીધો નહીં. એટલે સુધી કે અમારાથી કોઇએ પરસ્પર કુશલ ક્ષેમનો પ્રશ્ન પણ ન પૂછાયો.

અમે ઉભય અંધકાર તરફ તાકીને જોવા લાગ્યાં. અમારા પગ નીચે ગંભીર મૃત્યુસ્રોત ગર્જન કરતો. આજ શુરબાળા—બાલ્યાવસ્થાની મારી પ્રિય સખી શુરબાળા—સર્વ સંસારને તુચ્છ મારી બાજુમાંજ આવી ઉભી છે. અત્યારે, આ સ્થળે, મારા સિવાય શુરબાળાનો બીજો કોઇ રક્ષક આ સંસારમાં નથી. શૈશવકાળને આજે કેટલો બધો સમય થઈ ગયો? તે કાળ અને આ કાળની વચ્ચે કેટલો અંધકારમય સમય વ્યતિત થઇ ગયો? તે ઘોર અંધકારમય પથ ઓળંગી, શુરબાળા આજ સૂર્યચન્દ્રાલોકિત લોક–પરિપૂર્ણ પૃથ્વીમાં આવી મારી પાસે ઉભી છે; અથવા આજ તે આ લોકમય જનપરિપૂર્ણ સંસારમાંથી આ ભયંકર જનશૂન્ય પ્રલયાન્ધકારમય લોકમાં આવી છે; કાળનો પ્રવાહ તે નવકલીને મારી પાસે ખેંચી લાવ્યો છે. એમજ કહો કે મૃત્યુસ્રોત તે વિકસીત પુષ્પને મારા પગ પાસે નાંખી ગયો છે. યદિ જલની એક લહરી હવે ચઢી આવે તો તે જમીનના ટુકડાને તોડી અમને ઉભયને એકત્ર કરી દે!

ઈશ્વર કરેને પાણી ઉપર ન ચઢે. શુરબાળા પોતાના સ્વામીના ઘરમાં ધન, જન, પુત્ર અને કન્યા સહીત સંસારમાં સુખ સૌભાગ્ય ભોગવે. મેં પણ આજે આ પ્રલયકાળમાં મહાપ્રલયરૂપી સરોવરના તટ પર મૃત્યુના મુખમાં ઉભા રહી અનન્ત અને અપૂર્વ આનંદનું આસ્વાદન કીધું

પ્રભાત થવા માંડ્યું. વર્ષા બંધ થઈ. પાણી કાંઇક ઘટ્યું. શુરબાળા મુખમાંથી કાંઇ બોલ્યા વગર પોતાના મકાન તરફ ચાલી ગઇ. હું પણ મૌનધારણ કરી પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

ઘેર આવી હું વિચારવા લાગ્યો કે હું કોઇ સારી પદવી પ્રાપ્ત ન કરી શક્યો, તેમજ ગેરીબાલ્ડીયે ન થઈ શક્યો અને અન્તે એક નાનકડી સ્કુલનો આસીસ્ટંટ માસ્તર થયો! આખા જીવનમાં એક ક્ષણમાત્ર માટે મારા મારા જીવનની અનન્ત રાત્રિનો ઉદય થયો. મારી આટલી વયમાં તેજ ભીષણ રાત્રિ મારા આ તુચ્છ જીવનની સાર્થકતાનું કારણ થઇ પડી.*

( કલકત્તા ) —ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

## પ્રમાણીકપણાનો બદલો!

એક દિવસ બજારમાં જતાં, રસ્તામાં પડેલી પૈસા રાખવાની ન્હાની થેલી મ્હને મળી: એટલામાંજ તપાસ ચલાવતાં કોઇ માલીક ન થવાથી હું તે ઘેર લાવ્યો; તેજ દિવસે ત્રણ ચાર રોજીંદાં વર્તમાન પત્રોમાં મેં નીચે મુજબ જાહેરખબર મોકલી આપી, "પૈસાની એક ન્હાની થેલી બજારમાંથી મળી છે. થેલીનું વર્ણન અને જાહેરખબરનો ખર્ચ આપતાં

* રવિન્દ્રનાથ ટાગોરની એક વાર્તાપરથી ભાષાન્તર ૧ "ધિ વક્ક" નામના પત્રમાંથી.

સન્ધ્યા સમયે તળાવના તટ પર નાળીએર અને સોપારીનાં વૃક્ષોનો અર્થહીન ધ્વનિ સાંભળી મારા મનમાં વિચાર ઉત્પન્ન થયો કે મનુષ્યસમાજ એક પ્રકારની જટિલ ભ્રમજાળ છે. ઉચિત સમયે ઉચિત કાર્ય કરવાનું કોઇનું મન નથી થતું, કિન્તુ અનુચિત સમયે અનુચિત કાર્ય કરવાની વાસના પ્રાણુને સંશયસાગરમાં ડુબાડી દે છે. યદિ હું ઇચ્છત તો શુરબાળાનો સ્વામી બની ઘડપણ સુધી સુખથી જીવન વ્યતિત કરત. પરંતુ મને તો ગેરીબાલ્ડી બનવાની આશા ઉત્પન્ન થઇ અને અંતે બન્યો શું? એક નાનકડી સ્કુલનો આસિસ્ટંટ માસ્તર!

રામલોચનની સાથે શુરબાળાનાં વિવાહ થવાનો સંભવ ન હોતો. તે શુરબાળાને એક સાધારણ બાલિકા લેખતો હતો. વિવાહ કરી તેણે વકીલાત કરવી શરૂ કરી અને પોતાના કામમાં મંડી ગયો. શુરબાળાના આવવાથી તેના ઘરમાં કાંઇ વિશેષ પરિવર્તન નથી થયું. હા, ખાવા પીવાનું સુખ અવશ્ય થયું હશે. વળી કાંઇ વધુ વીશેષતા હોય તો તે એટલીજ હતી કે જે દિવસે દુધમાંથી ધુમાડાની ગન્ધ આવતી તે દિવસે રામલોચન શુરબાળા પર ગુસ્સે થતો અને જે દિવસે ખુશીમાં હોય તે દિવસે તેને માટે નૂતન વસ્ત્રાભૂષણ લાવતો હતો. બસ આજ વિશેષતા હતી!

રામલોચન એક દિવસે કોઇક કેસ માટે બહાર ગયો હતો. જેવી રીતે હું મારા સ્કુલના ઓરડામાં એકલો હતો તેવીજ રીતે તે દિવસે શુરબાળા પણ પોતાના ઘરમાં એકલી હતી. આકાશ સવારથીજ, મેઘોથી આચ્છાદિત હતું. દશ વાગ્યાથી વર્ષાનો આરંભ થયો. વર્ષા વધવાના ભયથી હેડમાસ્તરે તે દિવસે છોકરાઓને રજા આપી દીધી હતી. વાદળાંનાં કાળા ગુચ્છાઓ આકાશમાં અહીં તહીં ભ્રમણ કરવાલાગ્યાં. વાવાઝોડું પણ થયું. જેમ જેમ રાત પડવા લાગી તેમ તેમ વર્ષાનો વેગ વધવા લાગ્યો. પ્રથમ પૂર્વ તરફથી વાયુ આવતો હતો હવે તેનો વેગ ઉત્તર દિશા તરફથી વધ્યો. રાતે નીદ્રા લેવાની ચેષ્ટા વૃથા હતી. મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આવી ભયાનક રાતે શુરબાળા પોતાના નિર્જન ઘરમાં એકલી હશે. સ્કુલનું મકાન તેના ઘરના મકાન કરતાં અધિક મજબુત હતું. મારા મનમાં લાગ્યું કે તેને લાવી સ્કુલવાળા મકાનમાં રાખું અને હું પોતે તળાવ પાસે આવેલા તેના ઘરમાં રાત કાઢું, પણ કોઇ વાતનો નિશ્ચય કરી હું બીછાનામાંથી ઉઠી શકયો નહીં. ધીરેધીરે રાતનો દોઢ વાગ્યો. એકાએક વરસાદ જોરથી પડવાનો અવાજ સંભળાયો. જાણે મહાસમુદ્ર પૃથ્વી પર ફરી વળવાનો હોય ને!

હું મારા ઓરડામાંથી બહાર નીકળ્યો. શુરબાળાના મકાન તરફ મારા પગ ઉપડયા. રસ્તો તળાવને કીનારે કીનારે હતો. પાણી એટલું ચઢી ગયું હતું કે રસ્તામાં પણ ધુંટણ સુધી પાણી હતું. માર્ગમાં કિનારા પર પ્રાયઃ અગીયાર હાથ ઉંચી જમીન હતી. મેં તેના પર ચઢી જોયું તો જણાયું કે સામી બાજુએથી કોઇ આ તરફ ચાલ્યું આવે છે. આ વ્યક્તિને નીરખી, મારો અન્તરાત્માજ નહીં પરન્તુ માથાથી પગ સુધી આખું શરીર પણ જાણી ગયું કે તે કોણ છે. મારા તરફ આવનાર તે વ્યક્તિએ પણ મને ઓળખ્યો હતો તેમાં સંદેહ નહોતો.

મારી ચારે તરફ જલમય થઇ રહ્યું હતું. ટાપુ જેવી તે ઉંચી જમીન પર કેવળ અમે બેજ જણ જલમય સંસારનાં અધિષ્ટાતા રહી ગયાં હતાં. તે સમય પ્રલયનો હતો. આકાશ

માલીકને તે સ્વાધિન કરવામાં આવશે-લખો, નંબર એકવીશ-ત્રેવીશ, કેથીડ્રલ-સ્ટ્રીટ:એસરનામે".

* * * * *

હું સ્હવારનું ખાણું લેવાની તૈયારીમાં હતો, તેટલામાંજ શરૂઆત કરનાર અરજદાર આવી પહોંચ્યો, હું દરવાજે તેની સામો ગયો-તે એક પાતળો અને બેડોળ ચ્હેરા વાળો માણસ હતો:

"જે થેલી ખોવાયા માટે આપે જાહેરખબર આપી છે. તે માટે હું અત્રે આવેલ છું." મ્હને નજદિક ઉભેલો જોઇને તે બોલ્યો.

"ઘણું સારૂં કર્યું." મેં ટુંકમાં જવાબ વાળ્યો. અને હવે તે શું બોલશે? તેના વિચારમાં પડયો.

"હું એક ગૃહસ્થ માણસ છું, પણ હાલમાં મ્હારા દિવસો વાંકા બેઠા છે-અને તેમાં વળી થેલી ખોવાઈ જવાથી તો મ્હને ઘણું નુકસાન થયું છે," તેણે ગંભીરતાથી જણાવ્યું.

"તમે તમારી થેલી કયારે ગુમાવી?" મેં પ્રશ્ન કર્યો.

"આ મોટાં શહેરમાંજ. નક્કી, સાહેબ! મહેરબાની કરીને મ્હને મ્હારી થેલી પાછી આપો."

"પણ તે થેલી કેવી હતી તે બાબતમાં તમે કંઇ કહી શકો તેમ છો?" તેના આડા જવાબથી શક આવતાં, મેં બીજો પ્રશ્ન કર્યો.

"કમનસીબે હું તેમ કરવા શક્તિમાન નથી. કારણકે તે થેલી મ્હારી બ્હેનની હતી, અને તે દિવસેજ તેની પાસેથી મને તે મળી હતી."

"અહો! ત્યારે તો રસ્તો ઘણો સ્હેલો છે. ત્હમારાં બ્હેન થેલીનું સંતોષકારક વર્ણન આપી શકે એવી ખાત્રી રાખી શકાયજ!" મ્હેં રસ્તો બતાવ્યો.

"કમનસીબે મ્હારી બ્હેન પોતાના સસરાને ત્યાં ગયેલ છે. પણ સાહેબ! આપ જોઈ શકશો કે હું એક સદ્‌ગૃહસ્થ છું, ખોવાયલી થેલી જો મ્હારી ન હોત તો મ્હારે અત્રે આવવાનું કારણજ શું હતું?" આવનારે વિચિત્ર પ્રશ્ન કર્યો.

"મ્હારે દિલગીરી સાથે જણાવવું જોઈએ કે થેલીનું વર્ણન કરવાને ત્હમે શક્તિમાન નથી, એટલે હું થેલી ત્હમને આપી શકતો નથી.

આ જવાબ સાંભળી "ઘણુંજ ખરાબ!" એટલા શબ્દો તે બબડયો, અને તેને વિદાય કરવા સારૂ મેં દરવાજો ઉઘડયો; એટલે ઉંબરા આગળજ એક અવ્યવસ્થિત પોષાકવાળો માણસ દ્રષ્ટિએ પડયો.

"હું મ્હારી પૈસાની થેલી માટે આવેલ છું-મ્હેરબાનીની રાહે મને જલ્દી પાછી આપો-મ્હને ઉતાવળ છે." મને જોઇને તે જાણે હુકમ કરતો હોય તેમ બોલ્યો.

"થેલીનું ત્હમે સ્હેજ પણ વર્ણન આપો એટલે થેલી ત્હમારીજ છે!" મેં પણ ટુંકો જવાબ વાળ્યો.

"મને તે થેલી નજરે જોવા દો, એટલે થેલી મ્હારી છે કે નહિં, એ બાબતની ત્હમને હું ખાત્રી આપીશ."

"પણ થેલી હું ત્હમને બતાવું તે પ્હેલાં ત્હમારે તેનું વર્ણન કરવું જોઇયે—તે શિવાય બીજો માર્ગ નથી."

"હું ધારૂં છું કે ત્હમે ચોરના સરદાર છો!" મ્હારા જવાબથી ચીરડાઇને તે બોલ્યો, અને ત્યાર પછી રવાના થઈ ગયો.

તેના ગયા પછી પહેલાં આવનાર માણસ કે જે હજી સુધી ઉભો હતો તે બોલ્યો, —"મહેરબાન શેઠ! હું એક ગૃહસ્થ માણસ છું, હું આપને એક વખત જણાવી ગયેલ છું કે હાલમાં મ્હારા દિવસો વાંકા બેઠા છે. ત્હમે મ્હેરબાનીની રાહે એક રૂપિયો ઉછીનો નહિં આપશો?"

હું હવે આના પર બહુજ ચીરડાઈ ગયો–અને તે માણસને ધક્કો મારીને બ્હાર કાઢ્યો ત્યારેજ જરા શાંતિ વળીઃ પણ–હજી દરવાજો બંધ કરૂં છું, એટલામાં તો એક ગાડી મારી સામે ઉભી રહેલી મ્હેં જોઈ.

"નંબર ૨૧–૨૩ કેથીડ્રલ–સ્ટ્રીટ તે અહિંજ કે?" અંદર બેઠેલા ગૃહસ્થે દમામથી પ્રશ્ન કર્યો.

"હાજી—તેજ." મેં ટુંકમાં જવાબ આપ્યો. "તમને મળેલી થેલીમાં દસ રૂપિયા હતા?"

"નાજી" આ જવાબ મળતાં ગાડીવાળાને આગળ હાંકવા આજ્ઞા થઇ.

સાડાબાર વાગ્યા હતા, હજી સુધી હું જમી શકયો નહતો.–બીજા પણ ત્રણ ચાર જણા આવ્યા, જેમાંનો એક પણ થેલીનું વર્ણન આપવાને શક્તિમાન ન થવાથી, તેમને માન સહિત વિદાય કર્યા!

હવે હું મ્હારા પોતા ઉપરજ ગુસ્સે થવા લાગ્યો હતો. આ જાહેરખબર આપીને "**ઉઠ પ્હાણા, પડ પગ પર!**" એની માફક માથે ઉપાધી વહોરી લીધી હોય એમ મ્હને હવે લાગ્યું. આવાં મ્હોટાં શહેરમાં કેટલાંક માણસો રોજ પોતાની થેલીયો ગુમાવતાં હશે, તેનો કંઇ હીસાબ થઇ શકે?

હવે તો હું જમવા માટેજ પાછો ફરતો હતો, એટલામાં દરવાજે અવાજ થવાથી હું થોભ્યોઃ એક લુચ્ચાજેવો જુવાન મ્હારી સામે આવીને ઉભો, અને જાણે ઘણા વખતથી પરિચયમાં આવેલ હોય, તેની માફક છુટથી બોલ્યોઃ—"ન્હોરા બજારમાં ગઈ કાલે કોઈ મ્હારૂં પાકીટ ચોરી ગયું છે, અને હું ધારૂં છું–તેમજ મ્હારી ખાત્રી છે કે તમને મળ્યું છે તે પાકીટ તેજ છે. અને તેથી મ્હને તે પાછું આપો!"

આવી માગણી કરનારને **ચૌદમા રત્ન**નો સ્વાદ ચખાડવા મારી ઇચ્છા થઈ, પણ હું મ્હારો વિચાર અમલમાં મૂકું, અથવા કંઈ પણ બોલું તે પ્હેલાં તો મ્હારી બદલાયલી આંખ પારખી જઇને એ અગીયાર ગણી ગયો!

તેના ગયા પછી એક બીજો માણસ આવ્યો–આ માણસ બુઢો હતો પણ બોલવે થાકે તેવો ન હતો–આવીને તુર્તજ તેણે પોતાનું ભાષણ શરૂ કર્યુંઃ–"શેઠ! મ્હારૂં કહેવું આપ-ધ્યાન દઇને સાંભળશોજ એવી મ્હારી ખાત્રી છે, કારણ કે આપ દયાળુ છો, પરોપકારી છો, શાણા છોઃ ટુંકમાં, આપ જાણીને દિલગીર થશો કે આ જીંદગીમાં મેં એટલી બધી વસ્તુ-

ઓ ગુમાવી છે કે મેં શું નથી ગુમાવ્યું ? તે હું કહી શકતો નથી. હમણાજ મેં મ્હારી બાપડી ગુમાવી છે-અને પેલી થેલી !" પણ મ્હારે તેનું વધુ ટાયલું સાંભળવું ન હતું. મ્હારા નોકરને બોલાવી મ્હારે તેને ફરજીઆત અપાવવી પડી. ત્યાર પછી માથા પર બરફ મુકયો ત્યારે મ્હને શાંતિ વળી.

તોપણ આરામ જેવી ચીજ મારે માટે હાલમાં કયાંઇ છેજ નહિં, એમ મ્હને અત્યારે લાગવા માંડયું. એક પછી એક માણસો હજી આવ્યા કરતા હતા, તેઓ સઘળા થેલીનેજ માટે આવતા એમ ન હતું; કેટલાક આવીને કહેતા કે તમે આપેલી જાહેરખબર પરથી અમને ત્હમારૂં ઠેકાણું મળ્યું છે-"અનાથાશ્રમ" માં આપ કંઇક રકમ ભરશો તો અમારો આંટો સફળ થશે." કોઈ કોઈ તો વળી જૂદી જૂદી સંસ્થાઓનાં બણગાં ફુંકવા-તથા એવી સંસ્થાઓના સભાસદ થવાનો આગ્રહ કરવા આવવા લાગ્યા ! આવાં માણસોને પતાવતાં પણ મ્હારે બહુજ મુશ્કેલી વેઠવી પડી.

ત્યાર પછી જરા પરવાર્યો એટલે એકાદ કોળીયો કંઇ ખાવા હું રસોડામાં ગયો. આ વખતે હું કેટલો ગભરાઈ ગયલો-તથા કેટલો કંટાળેલો હતો, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. હજી અર્ધુ પણ જમ્યો નથી, ત્યાં મારો નોકર હાંફતો હાંફતો આવ્યો. અને બોલ્યો કેઃ-"શેઠ! ઘરમાં ઘણાં માણસો ભરાયાં છે-તેઓ બહુજ ગડબડ કરે છે, પોલીસમાં ખબર આપો, નહિં તો એ લોકો ઘર લુંટી લેશે એમ મ્હને લાગે છે !"

તુર્તજ ઉઠી—હાથ મ્હોડું ધોઇ, હું બારણા તરફ ધસ્યોઃ મ્હારો ઓરડો અજાણ્યાં માણસોથી ચીકાર ભરાઈ ગયલો હતો. અને દરેક જણ થેલી જોવાની માગણી કરતું હતું ! અને કેટલાક લુચ્ચાઓને તો જે હાથમાં આવતું તે ખીસા ભેગું કરતા મેં જોયા ! મ્હને જોઇને એક માણસ મ્હોટેથી બોલી ઉઠયો કેઃ—

"ત્હમને બરાબર શિક્ષા થવી જ જોઇયે. હું ખાત્રીપૂર્વક માનું છું કે આ સઘળી ઠગાઈ છે ! તે માટે ત્હમારે સ્હેવુંજ પડશે-હું મુદ્દલ માની શકતો નથી કે ત્હમને થેલી મળીજ હોય !"

મેં ધીમેથી અને માનપૂર્વક જણાવ્યું "મ્હને એક થેલી મળી છે."

"ત્યારે આટલા બધા ગૃહસ્થો કે જેઓએ પોતાની થેલીયો ગુમાવી છે, તેમને શા માટે થેલી ત્હમે દેખાડતા નથી ? તમને જો થેલી મળીજ હોય તો એક પ્રમાણિક માણસની માફક તમારે અમોને તે બતાવવીજ જોઇએ.

આવું હિમ્મત ભર્યું બોલવું સાંભળી હું તો આભોજ બની ગયો ! આવું બનશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. એવો મ્હને વિચાર પણ આવ્યો હોત તો આ શાપિત ચીજ માટે જાહેરખબર આપવા હું વિચાર કરતેજ નહિં ! હજી પણ શું બનશે તેની કોને ખબર છે ?-મેં કશો જવાબ આપ્યો નહિ, તેથી પેલા માણસે આગળ ચલાવ્યુંઃ- "મારે માટે જો પૂછતા હો તો મારી જે થેલી ખોવાઇ છે, ત્હેનું વર્ણન હું આપવાનો જ નથી; કારણ મારી ખાત્રી છે કે થેલી મુદ્દલ તમને મળેલીજ નથી ! ત્હમારે ધ્યાનમાં રાખવાનું છે તે એટલુંજ કે હું ઠેઠ સુરતથી અહિં સુધી ત્હમારી જાહેરખબરને લીધેજ આવેલ છું, જેમ કરતાં મ્હારો એક આખો દિવસ નકામો ગયેલ છે અને મ્હને ખર્ચ

થયેલ છે. તે મળેશે નહિ ત્યાં સુધી અત્રેથી હું ખસવાનો નથી. ભોળાં માણસોને ઠગવાથી શું થાય છે. તે ત્હમને હું બરાબર શીખવીશ. આટલું કહ્યા પછી પછી તેણે પોતાનો સ્વર વધુ ઉંચો કર્યો અને તે બોલ્યો કેઃ—" બીજા માણસોને પણ જે કંઈ ખર્ચ થયો હોય તે મેળવવા માટે તેમણે અહિંથી ખસવું નહિં, એવી મ્હારી સલાહ છે. "

આ સાંભળી બીજા સઘળા બોલી ઉઠયા કે " હા. એમ કર્યા વિના એ સ્હમજશે નહિ. આટલા બધા સદ્‌ગૃહસ્થોની સાથે લુચ્ચાઈ કરવાની તે હિમ્મતજ કેમ કરી શકે ? ખરો ઠગારો ! ઠગારો ! ! "

મેં હવે ચોખ્ખું જોયું કે મ્હારૂં ઘર લુંટાશે. હું હવે મકાનની રસ્તાની બાજુયે પડતી બારી તરફ દોડયો અને મોટેથી બૂમ પાડી ઉઠયોઃ " પોલીસ ! પોલીસ ! ! "

એક આળસુ દેખાતો પોલીસ ધીમે પગલે ઘર તરફ આવતો મેં જોયો. પણ તે ઘરમાં પગ મૂકે તેટલામાં ઘણાં માણસો તેની આસપાસ વિંટળાઈ ગયાં અને મ્હારી ખરાબ વર્તણુંકને માટે તેની પાસે ફરીયાદ કરવા લાગ્યાં.

મે તેની આગળ જઇ મ્હોટેથી કહ્યું.—" હું આ મકાનનો માલીક છું. મ્હારે ત્હમારી મદદની જરૂર છે. હું આ લોકોને મ્હારા મકાનમાંથી દૂર કરવા માગું છું. "

થોડો વખત તો તે ગભરાયલાની માફકજ ઉભો રહ્યો, કારણ કે એક સાથે ઘણા માણસો તેની સાથે વાત કરવા માગતા હતા. છેવટે અમુક નિશ્ચય પર આવી તેણે સીટી વગાડી; જેનો અવાજ સાંભળી આસપાસનાં પોલીસનાં માણસો પણ ત્હેની મદદે આવી પહોંચ્યાં. તોપણ હજી તે સ્થિરજ ઉભો હતો. મેં ફરીથી એક વાર ત્હેને કહ્યું;" હું આ ઘરનો માલીક છું, મ્હારી મિલ્કતને જો કશું નુકશાન થયેલું જણાશે તો તેને માટે હું ત્હમને જવાબદાર ગણીશ; હું ત્હમને ફરીથી કહું છું કે ત્હમે અંદર આવીને આ લોકોને બ્હાર કાઢો;

મ્હારા બોલવાપર ત્હેણે કશું ધ્યાન આપ્યું નહિ.!

સઘળાં માણસો ધાંધાટ કરી રહ્યાં હતાં. મ્હારા દિવાનખાનામાં ભરાયલાં માણસો તો હમણાંજ "મેડ–હાઉસ" (દિવાનાશાળા)માંથી છુટીને આવ્યાં હોય, તેવો દેખાવ રજુ કરતાં હતાં. ફક્ત મ્હારા બે નોકરો એ લોકોની ધીંગામસ્તી અટકાવવા કંઈક યત્ન કરતા નજરે પડતા હતા. પણ એટલા બધા માણસો પાસે એમનું શું વળે ?

બીજા માણસો તે નિમકહલાલ નોકરો પર ભયંકર હુમલાઓ કરતા હતા; તે હું જોઇ શકયો નહિ અને તેમની મદદે દોડયો.

આ સઘળાંનો છેડો કેવો આવશે? એ કહેવાને કોઈ સમર્થ ન હતું. આ વખતે–બરાબર અણીનેજ વખતે એક ગંભીર અવાજ સંભળાયો;–" આટલી બધી ગરબડનો અર્થ શો છે ? આ મકાનનો માલીક કયાં છે?" બોલનાર તરફ નજર કરતાં પોલીસ ચીફ ઇન્સ્પેક્ટર મ્હારીનજરે પડયો. તેને આવતાં જરા વધુ વખત થયો હોત, તો શું પરીણામ આવ્યું હોત, તેની કોને ખબર છે ? બહુજ મુસ્કેલીથી શ્વાસ લેતાં મ્હેં ત્હેને જણાવ્યું–લાવ્યું કે ઘરનો માલીક હુંજ છઉં.

" ત્યારે આ સઘળા લોકો અંત્રે શું કરે છે ? " તેણે પ્રશ્ન કર્યો. પણ હું કંઈજ જવાબ દઉં તે પ્હેલાં એક માણસ બોલી ઉઠયો કે;—

"બચ્ચા ! હજી તું સમજ્યો નહિં." મહન્તે જવાબ દીધો: "હું પણ ત્હારા જેવોજ એક મનુષ્ય છું, એ કયેમ ભૂલી જાય છે?—આજ જે આ સત્તા અને સમૃદ્ધિ છે; ત્હેમાંનું કાંઈ પણ એક દિવસ ન્હોતું!–તે તું પાસેના ગામના લોકોને પૂછીશ, તો માલુમ પડશે. મ્હારાંજ સ્ત્રી બાલકોનાં જેટલાં દુ:ખ દર્દ મ્હારે જોવાં પડ્યાં છે, ત્હેનો ત્હને અનુભવ શ્રી ઠાકુરજી ન આપો, એટલી મ્હારી આશીષ છે.–ભાઈ કમળાકર ! ત્હને શું દુ:ખ છે? –જે વ્યાધિ છે, તે માત્ર કુદરતના નિયમોના કરેલા ભંગનું પરિણામ છે; પૈસાની જે બીડ છે, તે બુદ્ધિહીન ખર્ચોની સ્વાભાવિક અસર છે. માત્ર ત્હારી પ્રિય પત્નીનું મરણજ પૂર્વનાં સંચિત કર્મોનું ફળ હું માનું છું. આ શિવાયની બીજી બધી વસ્તુઓની બાબતમાં સારાસારતાનો પ્રથમ કરેલો વિચાર ત્હારી જિંદગીને હાલની ચિન્તા, દુ:ખમાંથી થોડી વધુ પણ બચાવી શકત, એમાં કાંઈ સંશય નથી.

"અને બચ્ચા ! આજ તો તું મ્હારી આગળ પત્નીપ્રેમની લાગણી દર્શાવી રડે છે, તથાપિ ત્હારી સુશીલ, ધર્મશીલ, સ્નેહશીલ પત્નીને ત્હેં ત્હારા દિલની પૂર્ણ પ્રીતિ આપી હતી?–તું ત્હેનેજ પતિની અનન્ય ભક્તિથી ચ્હાતો હતો? ત્હેની ન્હાની મ્હોટી ખામિઓ હમ્મેશાં માફ કર્યાં કરતો હતો? ત્હેને ત્હારી સહચરી અને સહધર્મિણી તરીકે ત્હારા કુટુંબમાં તું સ્થાન આપતો હતો? ત્હારાં કુટુંબીઓના ત્હેના ઉપર પડતા ત્રાસમાંથી ત્હેને બચાવી લેવા ત્હેં કેટલીવાર પ્રયત્નો કર્યા હતા?

"ભાઈ! પત્નીને તું ચ્હાતો હતો, એ વાત હું વિસારી દેતો નથી. પરન્તુ તે ભાવના સ્થૂલ પાશવ વૃત્તિની લાગણી માત્ર હતી! દરેક પ્રાણીને સોબતી–અનુયાયી જોઇએ, તેમ તું પણ ત્હારી પત્નીને ગણતો. આવી લાગણી અથવા ભાવનામાં પણ ત્હેનું અવસાન ત્હને દુ:ખ તો કરે. આપણે પાળેલું કૂતરૂં બિલાડું અથવા પોપટ પારેવું મરણ પામેત્યારે પણ ઘણીવાર હૃદયની ભારે વેદના સહન કરીએ છીએ: તો પત્નીના મૃત્યુથી શોક કેમ ન થાય? પરન્તુ તે એક સ્વાર્થને લઇને છે, પ્રેમને લીધે નથી! જો ખરો પ્રેમ ત્હારી પત્ની માટે ત્હારા હૃદયમાં હોત, તો બચ્ચા! ત્હેના મરણ પછી તું ફરીથી લગ્ન કરવાને ભાગ્યેજ ફાંફાં મારતો હોત !"

"પ્રભો ! આપ સર્વજ્ઞ છો. મ્હારા જીવનમાં ઘણી ન્યૂનતાઓ છે. પણ તે માફ કરો." કમળાકર પોતાની જિંદગીનો ઇતિહાસ મહન્તજીને આમ 'અથથી ઇતિ સુધી'– જાણીતો જોઇને આશ્ચર્યચકિત થઈ, ગભરાતો બોલી ઉઠયો.

કમળાકર પચીશેક વર્ષનો બ્રાહ્મણજ્ઞાતિનો એક યુવાન હતો. ત્હેના પિતાને મુંબાઈમાં સારા અમલની નોકરી હતી, તેથી મળેલી સગવડ તથા કાંઇક ઉમંગને લીધે તે બી. એ. સુધી અભ્યાસ કરી શક્યો હતો. જોકે છેલ્લી પરીક્ષામાં તે પાસ થયો ન્હોતો, તોપણ પિતાની લાગવગથી સારી નોકરી મેળવી સુખ સન્તોષમાં તે પોતાનો નિર્વાહ ચલાવી શકત: કારણકે આપણામાં બહુધા માનવજીવનનું એટલુંજ કર્તવ્ય મનાયલું જોવામાં આવે છે! પરન્તુ દૈવવશાત્ એટલી વસ્તુઓ પણ એને સાધ્ય ન થઇ. અકસ્માત્ પિતાનું મરણ થયું, અને ત્હેની સંપત્તિ અને લાગવગ બધું એની પાછળ ગયું! હિન્દુ અવિભક્ત કુટુમ્બમાં તેઓ રહેતાં હતાં, અને આખા કુટુંબનો નિર્વાહ કમળાકરના પિતાની સારી આવક ઉપર હતો. ત્હેના મરણ પછી આખું કુટુમ્બ વિખરાઇ ગયું, એટલે ખર્ચ તો ઘટયું; પણ હવે કમળાકરને પોતાને

માતા, પત્ની અને બ્હેનોની સંભાળ લેવાની હતી ! ઘણા પ્રયાસે નોકરી મળી, પણ તેથી ઘરખર્ચ–અને તે પણ મુંબઇનું–માંડમાંડ પુરૂં થઇ શકતું. પરન્તુ આજીવિકાના સાધારણ નિર્વાહમાં પણ એક બીજી મુશ્કેલી હતી. કમળાકરને ત્હેના પિતા તરફથી ખાનગી ખર્ચ માટે જે રકમ મળતી, તેથી ઘણું વધારે ખર્ચ કરવાની ત્હેને કુટેવ પડી ગઇ હતી. આથી મ્હોટી રકમનું ખાનગી દેવું ત્હેને થયું હતું, જે પિતાના મરણ પછી ભયંકર રાક્ષસની પેઠે સામે આવી ડોળા કહાડતું ઉભું ! આ દેવું ક્યાંથી આપવું, એ નિત્યની ચિન્તાનું કારણ હતું. અને તે ઉપરાંત જરૂરવિનાનાં–માત્ર મોજ શોખને ખાતર કરેલાં–ખાણાં અને પીણાં, વ્યસનો અને અનિયમિત યથેચ્છ આહાર વિહારથી ત્હેનું શરીર વ્યાધિગ્રસ્ત થઇ પડયું હતું. આને લીધે ત્હેનો સ્વભાવ પણ ચ્હીડીયો થઇ ગયો હતો. સંપત્તિનાં સાધન ગયા પછી આ સઘળી વસ્તુઓનો ભાર ત્હેની સ્નેહાળ પત્નીને માથે સવિશેષ પડયો. આ બાઇએ પોતાનાં ઘરેણાં, ખાનગી સિલિક, બધું જરાપણ આનાકાની વગર પતિની મુશ્કેલીઓ ઓછી કરવાને જે ઉદારતાથી આપ્યું, તેથી પતિના અંતઃકરણમાં તો ત્હેને માટે ઘણો સદ્ભાવ અને સન્માનવૃત્તિ ઉત્પન્ન થયાં; પણ ત્હેવી લાગણી ત્હેની મા બ્હેનોમાં ક્યાંથી હોય?–અને કેવી રીતે થાય ? અને પત્નીને પિયરમાં કોઇ પાસેનું સગું ન્હોતું, તેથી એ બિચારી વિશ્રાન્તિ માટે, સ્થળફેરને માટે જાય પણ કયાં ? આનું પરિણામ એ થયું કે ત્હેને જીર્ણજ્વર લાગુ પડયો. આ સ્થિતિમાં ત્હેને યોગ્ય સંભાળ અને જરૂરની શાન્તિ નહિં મળવાથી દર્દ વધ્યું અને અન્તે મૃત્યુએ જિંદગીનાં કષ્ટોમાંથી ત્હેને હમ્મેશને માટે મુક્ત કરી ! કહેવું જરૂરનું છે કે, જ્યારથી કમળાકરને જણાયું કે પત્નીનો રોગ ગંભીર રૂપ લેતો જાય છે; ત્યારથી તે અસાધારણ સંભાળ લઈ લાગણીપૂર્વક ત્હેની ચાકરી કરવા લાગ્યો હતો; અને તેથીજ આ સમયમાં પત્નીના વિશેષ સમાગમમાં આવી, ત્હેને ત્હેના દિલની ખરી મહત્તા–અંતરની પૂર્ણ કોમલતાનો અનુભવ થયો હતો. આમ બન્યા પછી ટુંકા વખતમાંજ પત્નીનું અવસાન થયું. હૃદયનો આ ઘા રૂઝાય તે પ્હેલાં તો લ્હેણદારોએ ત્હેના ઉપર હુકમનામું કરાવેલું હતું, તેથી ત્હેના મકાનપર જપ્તી આવી અને સઘળું રાચરચીલું વગેરે બધી માલ મિલકત ખેંચાઇ ગઈ! આથી ત્હેની માતા પોતાના પુત્રને માટે ફરીથી લગ્નની ગોઠવણ કરતી હતી, અને જેને માટે કમળાકર પણ આતુર બન્યો હતો, તે હવે ભાગી પડી; એટલુજ નહિં, પણ ત્હેની દેવાદાર સ્થિતિ ત્હેના ઉપરીઓના ધ્યાનપર આવવાથી, ત્હેમણેય ત્હેને રજા આપી ! હવે શું કરવું? અને શું ખાવું ?–આ મ્હોટી ફિકરમાં તે આવી પડયો. અન્તે મા અને બ્હેનોને મોસાળ મોકલી, પોતે અન્ય પ્રદેશમાં નસીબ અજમાવવા જવાની તે તૈયારી કરવા લાગ્યો. પરન્તુ ત્હેના હૃદયમાં ઉત્સાહ ન્હોતો.

આ વખતમાં એક જગતદાસ નામનો સાધુ ત્હેને એક મિત્રને ઘેર સહસા મળી ગયો. ત્હેની સાથે વાત કરતાં, પોતાની મુશ્કેલીઓ ત્હેને કહેવાનું મન થઇ આવ્યું અને કમળાકરે તેમ કર્યું. જગતદાસે ત્હેને ધૈર્ય અને શ્રદ્ધા રાખી કામ કર્યે જવાની સલાહ આપી અને ત્હેના કરતાં પણ વધારે દુઃખી દર્દી મનુષ્યોનાં દૃષ્ટાન્ત આપ્યાં. પરન્તુ ત્હેમાંનું કાંઇજ આ યુવાનના દિલમાં ઉતર્યું નહિં. તે પોતાની જિંદગીને સર્વ રીતે નિષ્ફળ, નિરૂપયોગી માનવા લાગ્યો હતો; અને ત્હેનો અસંતોષ હવે જીર્ણ દર્દની જેમ ત્હેના હૃદયમાં, જીવનમાં ઉતરી દૃઢ થઇ પડયો હતો !–આ જોઇને જગતદાસે ત્હેને એક બીજો માર્ગ બતાવ્યો.

ત્હેણે કહ્યું, " ભાઈ ! ત્હમને ત્હમારી શક્તિ-વૃત્તિ-બુદ્ધિ ઉપર અશ્રદ્ધા થઇ છે, તે ઠીક છે. એવું ઘણીવાર બધાં મનુષ્યોને થાય છે. પરન્તુ કોઈ પણ વસ્તુ અસાધ્ય નથીજ, એમ ખાત્રીપૂર્વક માનજો. આપણાં શાસ્ત્રોએ સર્વ દર્દોના ઉત્તમ ઉપાય તરીકે સત્સંગ-અથવા સાધુદર્શન સૂચવ્યું છે. તો મ્હારો મત એવો છે કે ત્હમે કોઈ મહાત્માની પાસે જઇ ત્હમારા દુઃખનું ઔષધ લઈ આવો. "

" મહારાજ ! આપ કહો છો તે ખરૂં હશે, જોકે આપ જેને શાસ્ત્ર તરીકે માનો છો, ત્હેમાં મ્હને બહુ શ્રદ્ધા નથી. " કમળાકરે જવાબ દીધોઃ "અને ધારો કે હું આપની સલાહ મુજબ પણ કરૂં. પરન્તુ પ્હેલી વાત તો એ છે કે, બધા સાધુ-સંન્યાશી-મહારાજો લુચ્ચા અને બદચાલી થઈ પડયા છે. એટલા બધા કે, આપના જેવા સજ્જન ઉપર પણ લોકોને ભાગ્યેજ વિશ્વાસ આવે. અને એટલું સારૂં છે કે, આપ ભગવાં કપડાં પ્હેરતા નથી, નહિં તો એ રંગ બાવાઓએ એટલો બધો નિરસ્કારને પાત્ર કરી, લોકોમાં અકારો બનાવી દીધો છે કે, આપ જેવા પણ વખતે અપમાન પામે. એવા વખતમાં ખરા સાધુ ગુરૂનો મેળાપજ મુશ્કેલ છે ! "

" ભાઈ ! માન અપમાન અમારા જેવા સાધારણ માણસો જેને કાંઇ લેવાનું અગર ખોવાનું નથી, ત્હેમને કાંઈ કરી શકતાં નથી. અને ત્હમે કહો છો તે પણ સત્ય છે. સાધુઓ ' સાધુ ' નથી રહ્યા. પરન્તુ થોડા શુદ્ધ, પરમ સાત્વિક મહાત્મા હજી દેશમાં છે, એટલું આપણું સદ્‌ભાગ્ય છે. તેઓમાંનાજ એકની પાસે જવાની હું ત્હમને ભલામણ કરૂં છું. માટે ત્હમે નિઃશંક થઇ નર્મદા મૈયાને તટે આવેલા શ્રી ગુરૂદાસજી મહારાજના [પ]વિત્ર આશ્રમમાં જાઓ. ત્હમને ત્યાં શ્રદ્ધા અને શાન્તિ બન્ને અવશ્ય પ્રાપ્ત થશે. "

કમળાકરની જ્યારે ખાત્રી થઇ કે ગુરૂદાસજી મહારાજ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ [પ]રમ સાધુપણું જાળવી રહ્યા છે અને ત્હેમને ત્યાંથી કોઇ પણ અતિથિ અસંતુષ્ટ અથવા [નિ]રાશ પાછો જતો નથીઃ ત્યારે ત્હેણે ત્હેમના આશ્રમમાં જઇ આવવાનો વિચાર કર્યો. [મુ]ંબઈ-માં ખાસ બન્ધન હાલ કાંઇ ત્હેને હતું નોહ અને હજી બાકી રહેલા લ્હેણદારોથી [ક]ંટાળી ગયેલો હતો. તેથી નીકળી પડવાને ત્હેને કાંઇ વાર લાગી નહિં.

શ્રી જગન્નાથજીના મન્દિરમાં આવ્યા પછી થોડા વખતમાંજ ત્હેને અહિં ગુરૂદાસજી [ની] ખરી મહત્તાનો અનુભવ થયો, સૂર્યોદય થતાં આશ્રમસ્થાનમાં તે પ્હોંચ્યો. તરતજ [મ]હારાજના પુત્ર સાધુરામજીએ સામા આવી ત્હેનો સત્કાર કર્યો. એક બાવો ત્હેના હાથમાંથી [સા]માનની ટૂંક લઇ લઈ અતિથિગૃહમાં આવી તે મૂકી ગયો, અને દંતધાવન-સ્નાન માટે પણ [ત]રતજ સગવડ થઈ ગઈ. ન્હાયા પછી વિશ્રાન્ત થઇ મ્હેડીની બારીએથી આસપાસનો સુરમ્ય [દે]ખાવ તે જોતો હતો, એવામાં એક લાવણ્યવતી મનોહર બાલા ત્હેને માટે એક પ્યાલામાં [ચ]ા લઇને આવી. સાથે એક રકાબીમાં તંબોળ વગેરે મુખવાસ, અને મુખ પ્રક્ષાલન માટે [ચ]ળકતા ઉજ્વળ લોટામાં પાણી હતું. સઘળું વિનયથી ત્હેની પાસે મૂકીને તે પાછી ગઈ. [તે]ને ઉપયોગ થઈ રહ્યા પછી તે સામાન એક નોકર આવીને લઇ ગયો.

પેલી બાલિકાની અસાધારણ, અલૌકિક ખૂબસુરતીએ ત્હેના મન ઉપર એવી તો અદ્‌[ભુ]ત અસર કરી કે દૂધ પીધું, પાન ખાધું અને મ્હોં ધોયું, એ સર્વ ત્હેના પૂર્ણ સ્મરણમાં [ન] હોતું. એવામાં મન્દિરમાં આરતીનો સમય થયાના ખબર એક બાવો કહી ગયો. અહિં પ્ર[ભુ]સેવામાં નિમગ્ન ગુરૂદાસજીનાં કમળાકરને દર્શન થયાં.

( અપૂર્ણ. )

# બાલમિત્ર.

## બાલકોની કવાયતઃ ( ડ્રીલ. )

અંગને ઉમંગમાં રાખવુ દમામમાં,
વાળવું મરોડમાં, આમ ચાલવુંઃ
જુઓ ધ્યાન રાખવું !
એક ઠામ બેસતાં, એક ધ્યાન શીખતાં,
છેક થાક લાગતા, તો વિરામવુ,
જુઓ ધ્યાન રાખવું !
ખૂબ ઘામ તો થશે, ભૂખ તેમ લાગશે,
સુરખી મુખે વધે, ફૂરતી બહુ;
જુઓ ધ્યાન રાખવુ !
યાદદાસ્ત સુધરે, શર વિચાર ઉછળે,
દેશનો દિવસ ફરે, જન્મ સુખકું;
જુઓ ધ્યાન રાખવુ !

( વડોદરા ) —લલિત.

---

## ધ્રુવાખ્યાન.

( આ અંકમાં " ધ્રુવ-નારાયણ "નુ ચિત્ર આપેલું છે, હેમા ધ્રુવજીને ભગવાન પ્રસન્ન થાય છે, તે સમયનો દેખાવ છે )

**ઈશ્વર ઉપર શ્રદ્ધા.** *

પૂર્વે ઉત્તાનપાદ નામે એક મહા પરાક્રમી રાજા હતો. તેને બે રાણીઓ હતી. એકનું નામ સુરૂચી હતુ, અને બીજીનું નામ સુનીતિ હતું. એ બંનેમાંથી સુરૂચી ઉપર રાજાને વિશેષ પ્રેમ હતો. તે બેને એકેક પુત્ર હતો. સુરૂચીના પુત્રનુ નામ ઉત્તમ હતુ અને સુનીતિના પુત્રનું નામ ધ્રુવ હતું.

હવે એક વખત એવું બન્યું કે રાજા પોતાની પ્રિયરાણી સુરૂચીના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડીને રમાડતો હતો, તેવામાં ધ્રુવ જે તેની સમાન વયનોજ હતો તે ત્યાં રમતો રમતો આવી પ્હોંચ્યો; ને પોતાના ભાઇને પિતાના ખોળામાં બેઠેલો જોઇને તેને પણ ત્યાં બેસવાનું મન થયું. રાજાને લાગ્યુ કે જો હું આને ખોળામાં બેસાડીશ, તો મારી પ્રિય રાણીને સારૂં લાગશે નહિ. તેથી તેને બેસવા દીધો નહિ.

આ બનાવ જોઇને સુરૂચી ધ્રુવને કહેવા લાગી કે "હે પુત્ર ! આવી મોટી ઇચ્છાનુ કોગટ શુ કરવા રાખે છે ? તુ કાંઈ મારો છોકરો છે કે તને તારા પિતા ખોળામાં બેસાડે ? "...આવાં કઠોર વચન સાંભળીને બાળક ધ્રુવની આંખમાં આંસુ આવ્યાં, અને

* રા૦ શારદાગૌરી મહેતા ( બી. એ ) કૃત " પુરાણોની બાળબોધક વાર્તાસંગ્રહ " માંથી.

પોતાની મા સુનીતિ પાસે તે દોડી ગયો. પોતાના લાડકવાયા પુત્રની આંખમાં આંસુ જોઇને માતાએ તેને રડવાનું કારણ પૂછ્યું. ધ્રુવે સર્વ હકીકત માને કહી સંભળાવી. આ સાંભળીને માતાએ ઉંડો નિશ્વાસ નાંખ્યો. પણ ધ્રુવને તે દિલાસો દેવા લાગી કે,–"સંતોષ સમાન દુનિયામાં સુખ નથી; જે સ્થિતિમાં આપણને ઇશ્વરે મૂકયાં હોય તેમાં શાંતિ રાખીને સુખ અને સંતોષ માનવો એજ આપણું કર્તવ્ય છે; તો ઈશ્વિર પ્રસન્ન થાય એવાં કાર્ય કર, જેથી તને સર્વ સુખ સંપત્તિ મળશે."

આવાં દિલાસાનાં વચન સાંભળીને ધ્રુવે કહ્યું કે "માતા! સુરૂચિનાં કઠોર વચનોથી મારા મનને એટલી અસર થઇ છે કે તમારાં વાકયો મારા મનમાં ઠરતાં નથી. માટે હું તો એવો ઉદ્યોગ કરીશ કે જેથી કરીને સર્વથી શ્રેષ્ટ પદ હું પામું. મને રાજ્યની કે દ્રવ્યની તૃષ્ણા નથી. ઉત્તમભાઈ ભલે પિતાનું રાજ્ય ભોગવે. હું તો રાજા કરતાં પણ શ્રેષ્ટ પદની ઈચ્છા રાખું છું. પારકાનું આપેલું સ્થાન હું ઈચ્છતો નથી. પોતાના તપોબળથી મળેલું, સદા ટકે એવું સ્થાન હું ચાહું છું."

સુનીતિએ કહ્યું "ભલે તારી ઇચ્છા હોય તો તેમ કર". એ રીતે જે પાંચ વર્ષનો બાળક ધ્રુવ પોતાનું ઘર, માતા, પિતા, રમતગમત, વિગેરે છોડીને વનમાં તપ કરવા લાગ્યો. મહાન ઋષિઓએ એને બહુ વાર્યો. એની માને ખબર પડતાં વાંતજ એ પણ એને સમજાવવાને ગઈ. એની માએ એને બહુ રીતે સમજાવ્યો અને કહ્યું, "તારા સુકોમળ શરીરને આવું તપ શું? તારે રમતગમતનો હાલ વખત છે. તે વખતે તું તારા શરીરનો નાશ કરવા અને મારો જીવ બાળવા કયાં બેઠો છે? મારો આધાર તો તુંજ છે."

આવી અનેક રીતે એને સમજાવ્યો પણ ધ્રુવનું ચિત્ત તો એક પરમેશ્વરમાં ચોંટેલું હતું એટલે આસપાસ શું થાય છે તેનું તેને કાંઈ ભાન નહોતું. ઘોર વનમાં જ્યાં મોટા મનુષ્ય પણ વિકાળ પ્રાણીની બુમો સાંભળીને કંપે, ત્યાં આ કુમળી વયનો બાળક માત્ર તેની દ્દઢ ઇશ્વર ભકિતને લીધે એકચિત્તથી તપ કરતો હતો. છેવટ કેટલોક વખત આ પ્રમાણે તપ કર્યું ત્યારે દેવ પ્રસન્ન થયા, અને ધ્રુવને સાક્ષાત દર્શન દીધું. આથી ધ્રુવને અત્યંત આનંદ થયો. દેવે તેને વરદાન માગવાને આજ્ઞા કરી. ધ્રુવે કહ્યું કે "આપનાં દર્શન થયાં એજ મોટું ફળ હું માનું છું. તેમ કરતાં જો આપની ઈચ્છાજ હોય તો હું એટલું વરદાન માગું છું કે, હું નિરંતર આપની સ્તુતિ કરૂં." પ્રભુ આથી વધારે પ્રસન્ન થયા, અને કહ્યું: "જે તારી અંતઃકરણની ઇચ્છા છે તે સફલ થશે." આ ઉપરથી ધ્રુવે પોતાની ઇચ્છા જણાવીને કહ્યું કે "(ઓરમાન)માનાં કઠોર વચનથી મને બહુ દુઃખ થયું હતું તેથી આપની કૃપામાં રહી જગતનું આધારભૂત, સર્વ કરતાં શ્રેષ્ટ અને સદા ટકે એવું સ્થાન હું માગું છું. મારે બીજી કાંઇ ઇચ્છા નથી." દેવે જવાબ દીધો કે "જે સ્થાન તું માગે છે તે તને મળશે." આ રીતે ધ્રુવે તપ સમાપ્ત કર્યું; અને પોતાના ઘર તરફ પાછો ફર્યો. તેની માએ, પિતાએ અને સર્વ લોકોએ તેને હર્ષનાદ વચ્ચે વધાવી લીધો. અને સર્વ ઠેકાણે આનંદ ફેલાયો.

**સારાંશ**—ઉપરની વાત ઉપરથી સાર એજ સમજવાનો છે કે ઇશ્વર ઉપર દ્દઢ પ્રેમ અને શ્રદ્ધા રાખી હોય અને તે પ્રસન્ન થાય એવાંજ કાર્ય એકનિષ્ટાથી કર્યાં હોય, તો જગતનાં બધાં દુઃખ નાશ થાય અને આપણા અમર આત્માની ઉન્નતિ થાય.

દશેરા અને દિવાળીના તહેવારો માટે ખાસ.

દરેક કુટુંબના લાભ માટે ઘટાડેલો ભાવ.

# સીમલા હેર ઓઇલ.




થોડાજ વખતમાં લોકોને ઘણુંજ પસંદ પડયું છે અને દુર દેશાવરનાં વેપારીઓ મોટા જથામાં સીમલા હેર ઓઈલના ઓરડરો જલદીથી નોંધાવવા લાગ્યા છે

**તે ઉપરથી**

દરેક ઠેકાણે વસનારાં કુટુંબોને હમારૂં સીમલા હેર ઓઈલ વાપરવાને બની શકે માટે અમોએ વેચાણ કીંમતમાં ઘટાડો કીધો છે.

**મનોરંજક સુગંધી**

અને વાળને ખરી પડતાં અટકાવી લાંબા વધારવામાં તથા મગજને શાંતી આપવામાં સીમલા હેર ઓઇલની બરાબરી કરી શકે તેવું કોઈ પણ તેલ બજારમાં નથી અને થોડી કસર કરીને વિલાયતી ફેન્સી ગાશલેટીઆં તેલો ખરીદ કરવા પહેલાં એક વખત સીમલા હેર ઓઈલની અજમાયશ લેવાની ખાસ ભલામણ કરવામાં આવે છે, કારણ બજારમાં વેચાતાં હલકાં તેલો વાળની ખરાબી કરવા ઉપરાંત માથામાં ચાલુ દરદો ઉતપન્ન કરે છે. તેનાથી ચેતવાની જરૂર છે.

સીમલા હેરઓઇલની કીંમત ૧ બાટલીનો રૂ. ૧) ટ. ખ. રૂ. ૦

**એકલા એજંટો—એચ આર. મોદીની કંપની**

વિલાયતી દવાઓ તથા સુગંધી તેલો બનાવવાને ગતો માલ વેચનારા.

નં. ૧૦, ઓનસેશ સ્ટ્રીટ જુમામસીદ પાસે. મુંબાઈ.

તા. ક. સીમલા હેરઓઇલ બરાબર નામ વાંચીને જ બાટલી લેવી

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું નવા દરવાજા—અમદાવાદ.

# પુસ્તકો અને તેનું વાંચન

પ્રાચીન અર્વાચિન રૂષિ મુનીઓના અને વિદ્વાનોના તેને માટે ઉદ્ગારો

સરાં પુસ્તકો શ્રેષ્ટ મિત્રો કરતાં સુખદ્ છે.

બુદ્ધિમાન પુરૂષોના વિચારો આપણે ગ્રથદ્વારા જાણી શકીએ છીએ આપણા ઉપ આફત કે દુખ આવે તે વખતે પુસ્તક મીત્ર પોતાનો વાંસો ફેરવીને ચાલ્યો જતો નથી હમેશા તે આપણને તેજ સ્નેહથી મળે છે.

ઉત્તમ પુસ્તકો એ રૂડા વર્તન અને સુવર્ણમય વીચારોનો ભડાર છે. પુસ્તકો ઉપર પ્રેમ એ જીદગીની કારકીર્દિનો જન્મકાળ છે.

મહાન પડિતો કહે છે કે માણસોને લુગડાં લત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની જરૂર છે

ધર્મ શાસ્ત્રથી આરભીને પુસ્તક માત્રે માણસ જાતના સાર્વજનિક સુધારાને અર્થે નીતિ બળની કેટલી ગજાવર સત્તા ચલાવી છે તે વિષે વિચાર કરતા જણાય છે કે મનુષ્ય જાતિના એકઠા થએલા જ્ઞાનનો ભડાર પુસ્તકોજ છે વિચાર શાસ્ત્રમા, તત્વજ્ઞાનમા, ધર્મમા અને નીતિશાસ્ત્રમા જે સઘળા શ્રમ પરાક્રમ, તર્ક વિતર્ક અને જય પરાજય થયા છે તેની નોંધ પુસ્તકોજ આપે છે

વાચનથી જ્ઞાનની વૃદ્ધિ કેટલી બધી થઇ છે તેની જો કીમત જાણવી હોય તો એક દિવસ આખા જગતના છાપખાના, ટપાલ, તારયત્રો વિગેરે બધ થયા છે એવી કલ્પના કરવી જેથી સભવીત અનર્થનુ દર્શન સ્હેજમા થશે

ઉત્તમ ગ્રથ રૂપી સૂર્ય સર્વને સરખોજ પ્રકાશ આપે છે પણ કોઇ હતભાગ્ય ઘુવડ જેવા પ્રાણીને સૂર્ય નકામો જણાય તો તેથી સૂર્યનો દોષ નથી પ્રકાશની ઇચ્છા રાખનાર અને ઉપયોગ કરી જાણનાર જનો તો તેને દેવરૂપમાને છે

ઉત્તમ ગ્રથો એ જ્ઞાન સાધનનુ મુળ છે

પુસ્તકાલય એ એક અખડ સપત્તિનુ ભરેલુ નાનુ છતાં ભવ્ય મદીર છે તેમાં જ્ઞાનીઓની મુલાકાત અને વિવેકી પુરૂષોના વિચારોની ઓળખ થઇ શકે છે

ગ્રથો આપણા ગુરૂ છે તે માગ્યા વિના જ્ઞાન આપે છે

# સુન્દરી સુબોધ અને માસિક વધારો.

આ પત્ર દર મહિને બે કદમાં પ્રકટ થાય છેઃ વાર્ષિક લવાજમ ટપાલ સહિત (૧) ૩૨ પાનાંનું સચિત્ર સુન્દરી સુબોધ, ફક્ત સવા રૂપિયો. (૨) ૧૦૦ પાનાંનું વધારા સાથે સચિત્ર સુન્દરી સુબોધ—ફક્ત ત્રણ રૂપિયા.—આ વિભાગમાં ઉપરનાં બત્રીસ પાનાં સામેલ છે. ( હિન્દુસ્થાનની બહાર બે શિલિંગ અને પાંચ શિલિંગ ) છુટક નકલના બે આના અને છ આના.

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૧—અંક ૭. (ઑક્ટોબર. ૧૯૧૩) માસિક વધારોઃ અંક ૨.

## ગ્રાહકોને અગત્યની સૂચના !

૧ વધારા સાથેના ( ૧૦૦ પાનાના ) માસિકનાં બહુ ગ્રાહક નહિં થાય એમ ધારીને ત્હેની થોડી નકલોજ પ્રકટ કરી હતીઃ પરંતુ છસ્સો ઉપરાંત ગ્રાહક હાલ સુધીમાં થઇ ગયેલાં હોવાથી, જણાવવાની જરૂર છે કે હવે થોડીજ નકલો સિલિકમાં છે !-તેથી વિનંતિ કરવાની કે જેમને ત્હેના શરૂઆતથી ગ્રાહક થવું હોય ત્હેમણે વેળાસરે નામ નોંધાવવાં. પાછળથી પ્હેલા અંકો નહિં મળી શકે એમ ધાસ્તી છે.

૨. જેમને મ્હોટા માસિકના ગ્રાહક થવું હોય ( અને ન્હાના માસિકના સપ્ટેંબર-ઑક્ટોબરના અંકો મળ્યા હોય, તો તે અંકો પાછા મોકલી ) મ્હોટું માસિક મંગાવ્યાથી, પ્રકટ થયેલા બંને અંક વી. પી. થી મોકલવામાં આવશે.

૩. મ્હોટું માસિક જોવા ઇચ્છનારે ચાર આનાની ટપાલની ટિકિટો મોકલ્યેથી નમૂનાનો અંક મોકલવામાં આવશેઃ ( ગ્રાહક થયેથી આ પૈસા લવાજમમાં મજરે મળશે. )

વ્યવસ્થાપક, સુન્દરીસુબોધ.

---

### सुन्दरी सुबोध—विषयावली.

## સુન્દરી સુબોધ–માસિક વધારો.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમા કહીએ તો.–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેષોમાથી છુટી, એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી .....સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૧ મું. ] ઇ. સ, ૧૯૧૩ ઓકટોબર -આશ્વિન, વિ. સં. ૧૯૬૯ [અંક ૨ જો.

## उदय गुंजन.

"ગુણ સુન્દરીઃ"

આદર્શમયી સુભગા દેવી! અમારાં હૃદયની–જીવનની શ્રેષ્ઠ નેતા! મહર્ષિ ગોવર્દ્ધનભાઈની કલ્પનાની સુન્દર પુત્રી! ઉત્તમ ગુણવતી આર્યા, પ્રિય ગુણસુન્દરી! ત્હારો ઉન્નત આત્મા મ્હને બહુ પ્રીય છે.

અરેરે, દુર્દૈવ! આર્યાવર્તનાં ગૃહે ગૃહે કયાં ગુણસુન્દરીઓની ન્હાનીય પગલિઓ થવી?–આર્યગૃહમન્દિરો તો ચંડીકા, મનોહરી, દુઃખબા અને ચંચળથી ઉભરાય છે!....કુટુમ્બવત્સલ ગુણસુન્દરી! ત્હારા જેવી ગૃહદેવીઓ વિના અવિભક્ત કુટુમ્બ સર્વથા અફળ છે.

પ્રભો! ભારતની ઉન્નતિ શી રીતે થાય? વ્હાલાંઓમાંજ જ્યાં વિરોધ. ત્યાં આગળ શી રીતે વધાય?....સખિ! ત્હમે અમ્મર છો. અમે મૃત્યુ· લોકનાં માનવી, ત્હમે સ્વર્ગીય સુન્દરી....અમ પામર જીવોને માટે તો—

जातस्य हि ध्रुवो मृत्युः।

આર્યાવર્તમાં ત્હને અખંડ જીવન અર્પીને ગોવર્દ્ધનરામ કૃતાર્થ થયા છે અને આર્યપ્રજાને-આર્યરમણીઓને પણ કૃતાર્થ કરી છે. અમે ત્હમારી અવિચળ કીર્તિ ગાશું અને તમ પુણ્ય પગલે ચાલશું.

—સ્વ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી કૃત "સુવર્ણમાલા"

# काव्यकुंज.

## વિજ્ઞપ્તિ.

લેખકઃ—સ્વર્ગસ્થ સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી-રાજકોટ

ઓ ઈશ ! માનવ ક્ષુદ્ર છે,
અજ્ઞાન ને નાદાન માનવ—
માનવ સદાયે રંક છે,
માનવ સદાયે દુષ્ટ છે,
તું દેવનો પણ દેવ છે,
બાળ નિર્બળ છેક છે !
નિર્માલ્ય છે, નિરુપાય છે,
મતિમન્દ છે, મહાપાપ છે !

એવા, અરેરે ! દીન બાલક
બે હસ્ત માત્રજ માનવીને,
તું-તાત ! જ્ઞાન તણોજ છું
સમૃદ્ધિ ને સહુ શક્તિનો
માનવીની આશ શી ?
પ્રભુ-હસ્તો પાર નહિં !
ભંડાર, તેજ-અંબાર છું,
સ્વામી, તું પુણ્ય પ્રકાશ છું.

એવા અમાપી નાથ ! ત્હારું
મતિમન્દ હું શું ગાઉં ?
હું શરણ ત્હારે. નાથ !
ત્રિભુવનપતિ ! મહારાજ !
માપ માપી કો શકે ?
ત્હારા ગુણ ગાઇ કો શકે !
ના કો માનવી-શરણું લઉં,
તુજ વિણ અન્ય કેરી સહાય શું ?

વ્હાલા ! વિસામો આપજો,
શાન્તિ સુધાનું રાજ્ય,
હું ભગ્નહૃદયી બાળ-ત્હારીજ
દીનબન્ધુ ! પ્રિય દીનનાથ !
દુઃખદર્દ મ્હારાં કાપજો,
મ્હારા પ્રાણ ! હૃદયે સ્થાપજો;
આશ, ના ભડકાવશો,
તમ ચરણેજ છું, ઉગારજો

મૃતપ્રાય મ્હારો આત્મ, જીવન
અમૃતદયા તમ, નાથજી !
યાચું કરુણા આપની,
આ વિશ્વની સમૃદ્ધિ તે,
શુષ્ક છે, સ્વામી ! જુવોઃ
હું રંક પર વર્ષાવજો;
આશું દયા પ્રિય તાતની,
તુજ સ્નેહ વિણ શા કામની ?

ઓ દેવ ! ત્હારે મન્દિરે
દાતા ત્હમે, હું દીનને,
કરુણા તણી વૃષ્ટિ કરો,
ઓ તાતજી ! કર ઝાલીને,
હું ભિક્ષુકી ઉભી સદા,
દેજો દયા-ભિક્ષા સદા;
શાન્તિ હૃદય-અભ્રે ભરો,
દીન બાળકીને તારજો.

મુજ શુષ્ક જીવનમાં -પ્રભો !
આ રંકનો ઉદ્ધાર કરવા,
રસહીણ આ ઉરમાં ત્હમે,
ઉત્સાહ ને આનન્દથી ભર—
પ્રીતિનું ઝરણ વ્હેતું કરો,
સ્નેહગીતા શીખવો;
રસ પ્રેરજો નિત્યે નવો,
પૂર તે કરજો, પ્રભો !-

## 'એક તું !'

(પહાડી ગઝલ )ભવોભવ એક તું, તું એકઃ — તું, તું એક, તું છે !
ઉરે આરામ ને શાન્તિ ય, — તું, તું એક, તું છે !

દેવસમાં દિલનાં દીનાં, — દાન અમુલખ નિત્ય;
પ્રણય આપલે દિવ્ય શાં, — ભાસે અનુગણુ રીત્યઃ

જીવનલહરી અમીની એક — તું, તું, એક તું છે !
ઉરે ઔદાર્ય ભરતી, ઓ ! — તપસ્વીનીય તું છે !

મીઠડલી ભવ વાટમાં, — સંગ પ્રયાણુ ધપાયઃ
અમૃતમય સહચાર એ, — ધીર સુરમ્ય મપાયઃ

હરિ હરિ ઓમૂની આનન્દતી — લીલા ય, તું છે !
પરમ સૌંદર્ય ને ઉત્સાહની — પ્રતિમા ય તું છે !

( અંકલેશ્વર ) — "પ્રણયી."

---

## ગૃહદેવીને—

સુલક્ષણા, શાંત, શુકસ્વરી સતી ! — નીતિમતિ, પ્રેમભરી, પ્રભાવતી;
ધૃતિવતી, શુદ્ધિમતિ, સુહાસિની, — વિવેકી, દક્ષા, વનિતા વિનોદિની !

બહુશ્રુતા, મંગલ—મંદ ભાષિણી, — ધર્માનુકૂલા, સુરદેવી, નંદિની;
મહોજ્જ્વલા, હે ગૃહદેવી દામિની ! — વીરાંગના, વંદન યોગ્ય માનિની !

મળો સહુને ગૃહદેવી તું સમી, — ધરી મહેચ્છા પ્રભુને પદે નમી;
કરો પ્રભુજી અમીદૃષ્ટિ સૌ પરે, — આર્યા ગુરૂણી ગૃહદેવી નીવડે.

( રાજકોટ ) — "શુક."

---

## ઉછળતો આનન્દ.

કહો, બતાવું હું કયી રીતે, — આજ અહો ! આનન્દ ?
અંતરમાં ઉગ્યો છે રસમય, — અદ્ભુત સુખનો ચન્દ્રઃ

તાપ ટળ્યા તન મનના મ્હારા, — છૂટ્યો સઘળો છંદ,
ભય તૂટ્યો આ ભવસાગરનો, — ફેંદી નાંખ્યો ફંદ !

દુર્ગુણ દોષ તિમિરના સત્વર, — કાળે કરિયા કંદ,
શ્રી પરમાત્મની પૂર્ણ કૃપાથી, — વાધ્યો ગુણનો વૃંદ.

( માંગરોળ ) — સૌ. વસન્તગૌરી.

## સૌભાગ્ય આરતી.

આરતી ઉતારો,
સંસારે **સ્વામી**ની આરતી ઉતારો

૧.

શિયળવતી બ્હેન મ્હારી ! સૌભાગ્ય ખીલશે
ખીલશે સ્હૌ અંતરના દ્વારો, સુશીલ બ્હેન !
સંસારે સ્વામીની આરતી ઉતારો

૨.

સાચા સંસારે છે સ્વામી શ્રીનાથજી,
દર્શને સ્વ-આગણે પધારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૩.

સંસારયાત્રામા આત્મ-દેહ-મંદિરે,
મૂર્તિ શુભ સ્વામીની ઉતારો, શુશીલ બ્હેન ! સંસારે૦

૪

પૂજા ને પાઠ, સર્વ ધર્મ-કર્મ પ્રાણનાથ,
**નાથ** નામની **ગી**તા પુકારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૫.

પુરૂષોને પૂજનાર્થ દેવો અનેક છે,
સ્ત્રીનો **સ્વામી** સર્વ દેવ ધારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૬.

લ્હાવા સંસારે આ સેવાના મિષ્ટ છે,
સ્વામીસેવ સત્ય લ્હાવ ધારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૭.

પરિવાર, માત, તાત, સ્વામીમા સર્વ છે,
સ્ત્રીનો સ્વામી સર્વ મળ્યારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૮.

સીતા, દમયંતી, ને સાવિત્રીનાં ચરિત્ર,
વાચો, વચાવો આચારો, સુશીલ બ્હેન ! સંસારે૦

૯

સૌભાગ્ય આરતીમા શિયળદેરી જ્યોત છે,
**સ્વામીનાથ સ્નેહ**સાર સારો, સુશીલ **બ્હે**ન !
સંસારે સ્વામીની આરતી ઉતારો ! સંસારે૦

—' બાલશ્રી "

# સતી સન્નારી.

(હરિગીત)- જે અંગ આળસ ત્યાગીને વહેલીજ નિત્યે જાગતી,
કરી સ્નાન નિર્મળ નીરથી, ઘરની સુઘડતા રાખતી;
પ્રિયનાથ જેનાં વચનથી સંતોષ લઈ સુખીયા થશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

ભોજન કરાવી સર્વને પછી ભાવથી ભોજન લહે,
ક્રૂર બાણજેવા આકરા કટુ શબ્દ કોને નવ કહે;
ચાડી અને ચુગલાઈથી જે ચિત્તને દૂર રાખશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

સંકટ સમયમાં નાથથી અળગી નથી થાતી જરી,
સંપત્તિમાં છલકાઈ જઈ, વિસરી નથી જાતી હરિ;
મનડું કદી મર્યાદ ત્યાગે, વિનયથી તો વારશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

વિદ્યા, વિવેક, સુનમ્રતા, સદ્‌ગુણ સાચા જે ધરે,
પહેર્યા છતાં વસ્ત્રોય-અંગ જણાય, તેવાં પરહરે;
સૌભાગ્યરક્ષક ભૂષણો વિણ અન્ય ઈચ્છા ત્યાગશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

કારણ તજી કજીયા તણાં, શુભ સંપની વૃદ્ધિ કરે,
સદ્‌બોધ આપે બાળને, વળી દીનનાં દુઃખડાં હરે;
શુભ કર્મ-ધર્મ વિચારથી અંતર બધું ઉજાળશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

મન હસ્તિને જે બાંધતી સંયમ તણી સાંકળ વડે,
જપ, તપ, અને યમ, નિયમથી કદીએ ન પાછી જે પડે;
હૃદયે સદા નિજ નાથ વિણ ના અન્ય ચિન્તન ધારશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

કીર્તિ વધારી કંથની વ્યવહારને દીપાવતી,
સખીવૃંદમાં પણ વાણીને મર્યાદમાંહિં રાખતી;
જળ ઘાટ પર, ઘર, માર્ગમાં, વસ્ત્રો વિવેક ધારશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

નિંદા નકામી કોઈની નવરાશમાં કરતી નથી,
સખી સાથ મિથ્યા વાદમાં મમતે કરી મરતી નથી;
આ લોક ને પરલોકનું જે શ્રેય નિત્ય વિચારશે,
તે નારી નિજ ચારિત્ર્યથી કુળ બેયને ઉદ્ધારશે.

(લુવાલડી) —હીરાબ્હેન મથુરભાઈ

# વાર્તાલહરી.

## વૃદ્ધવેપારી,

લેખકઃ—રા. રા. "વિનાયક." વઢવાણ.

ઈ. સ. ૧૯૦...ના નવેમ્બર માસની તા. ૧૫ મીની રાતની ગાડીમાં હું મુંબઇ જવા ભાવનગર સ્ટેશનથી ઉપડયો. મ્હારી બેઠક સેકન્ડ કલાસમાં હતી. સાધારણ સ્થિતિ છતાં સેકન્ડ કલાસમાં મુસાફરી કરવાનું કારણ કંઈ હું જૂદુંજ ધારૂં છું. મનુષ્યસ્વભાવનો કંઇક અભ્યાસ કરવો એવોજ સાધારણ ઉદ્દેશ હતો. ગરીબ અને તવંગર બન્ને સમાજનાં અંગ છે અને ગરીબ જેટલાંજ તવંગરનાં અંતઃકરણ ઉકળતાં છે કે નહિ એવી શંકાઓ મ્હને બહુવાર થતી હતી.

ધોળા જંક્શન (સ્ટેશન) સુધી મ્હેં કંઇક વાંચ્યું, પણ ગમ્યું નહિ. ટ્રેનમાં મ્હને ઉંઘ તો આવતીજ નથી. રાત્રિ નકામી જશે માટે કોઇ સાથ લાગી જાય તો સારૂં, એમ થયું. ધોળા સ્ટેશને ગાડીમાં બે ત્રણ ઉતારૂઓ આવ્યા, તેથી હું ખુશી થયો.

પ્રત્યેક વ્યક્તિને હું ઝીણી નજરે જોતાં વિચારતો હતો કે આમાંનું કોણ મ્હારૂં આખી રાતનું સાથી થશે? એક મુસાફર તો પથારી લાંબી કરીને સૂતો. માત્ર હું અને બીજા બેજણા જાગતા બેઠા હતા. મ્હારો ભવિષ્યનો સાથી ઉમ્મરે આશરે ચાળીશ—પીસ્તાળીશ વર્ષનો દેખાતો હતો. કેડમાંથી વળી ગએલો, ગાલમાં ઉંડા ખાડા પડેલા, અને માથાના વાળ તદ્દન સફેદ થઈ ગયા હતા. તેનાં કપડાં બહુ કિમ્મતી નહોતાં, પરન્તુ એક સાધારણ ગૃહસ્થની યોગ્યતા દર્શાવે તેવાં હતાં. હવાના પ્રતિકાર માટે સારી પાતળી, કાશ્મીરી શાલ ઓઢેલી હતી. આ કિમ્મતી શાલથીજ એ પૈસાદાર હતો એમ પ્રતીત થતું હતું. બીજા બે જણ શેઠીઆઓ હતા, તેમને વિશે મ્હારે કાંઇ કહેવાનું નથી. તેમની ઓળખાણ પણ મ્હેં કરી નહોતી.

બે ત્રણ સ્ટેશનો ગયાં, ત્યાં સુધી તો કોઈએ વાતનો આરંભ કર્યોજ નહિ. પરંતુ મ્હારાથી આમ ચૂપ બેસી રહેવાયું નહિ. મ્હને પેલો ડોસો કંઈ વિચિત્ર જણાયો હતો, તેથી તેની પાસેથી કાંઇ વાતચિતનો ખોરાક મળશે એમ ધારી પૂછ્યું.

" શેઠજી ! આ શાલ તો કિમ્મતી જણાય છે. કેટલી કીમતની હશે ? "

મ્હેં મંગલાચરણ કર્યું. અત્યાર સુધી મૌન ધારણ કરી બેઠેલો, માત્ર સ્ટેશન આવે ત્યારે બ્હારીની બ્હાર ડોકૂં કાઢી આમ તેમ જોતો, તે ગૃહસ્થ બહુ નમ્ર-ગંભીર સાદે બોલ્યોઃ

" મિસ્ટર્ ! એની કિમ્મત માત્ર રૂ. ૨૦૦ નીજ છે. મ્હને હવે બીજી કોઇ જાતનો શોખ નથી. ને આ અવસ્થાએ તે યોગ્ય પણ લાગે નહિ. આ શાલ મ્હારી આખી જન્દગીની મહત્વાકાંક્ષા અને દુઃખના ફળરૂપ છે તેથી ઓઢું છું. એની એટલી બધી કિમ્મત આપતાં પણ મ્હારો જીવ તો કચવાયો હતો. કેમ, ત્હમે શું ધારો છો ? જાતમહેનતથી કમાએલા પૈસા ખરચતાં કેટલું વસમું લાગે છે ? "

" આપનું કહેવું વાસ્તવિક છે; છતાં સ્વપ્રાપ્તિનો ઉપભોગ કરતાં આનન્દ થાય એ સ્વાભાવિક છે; પરન્તુ મુરબ્બી ! મ્હારો તો એવો અનુભવ અને અભિપ્રાય છે કે કોઈક

વિરલાઓજ પોતાની કમાણીનો સદુપયોગ કરે છે. આમાં ઇશ્વરનો કંઇક અન્યાય છે અથવા તો હું પામર એ પરમ પિતાની ઘટના સમજી શકતો નથી "

મ્હારા આ શંકાના પ્રત્યુત્તરમાં શેઠે (એ વેપારી છે, એવું સહજ અનુમાન થઇ શકયું હતું-)એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. 'હાય' મારી, કપાળે હાથ મૂકી, આંખમાં આવી જતાં આંસુ ખાળવા ત્હેણે પ્રયત્ન કર્યો.વૃદ્ધનું મનોબળ ક્ષીણ થતું જોઈ, મ્હેં મારી માનસિક શક્તિનો ઉપયોગ કરવાનું યોગ્ય ધાર્યું. એક સ્નિગ્ધ અને નમ્ર દૃષ્ટિ ફેંકી મ્હેં ધીમે સાદે કહ્યું:

" શેઠ ! જીંદગી તો સુખદુઃખથીજ ગુંથેલી છે. એમાં કોઈ ગત બનાવ અને સુખ દુઃખાદિ સંભારી અન્તર્ દુભવવું વાજબી નથી. જરા શાન્તિ રાખો, શેઠ સાહેબ !" હું અલબત્ત એમને વિશે કાંઇ જાણતો નહોતો. માત્ર નેત્રનાં આંસુ, નિસાસા અને વાતચિતના સંબંધથી એટલી અટકળ કરી હતી કે એને કાંઇ ઉંડું દુઃખ હશે. જુવાનીમાં કંઈક દુઃખના ઝપાટે ચ્હડી ગયો હશે. આટલીજ અટકળથી હું વધારે ધૃષ્ટ થયો. પરંતુ મ્હારી, અટકળ સાચી હતી.

" હા,ભાઇ ! ત્હારી સુવાનની શીખામણ હું ધરડો છું પણ કબૂલ કરૂં છું. તું અક્ષરશઃ સાચુંજ કહે છે. પણ ભાઈ ! શાન્તિ મેળવવાના સઘળા પ્રયત્ન વ્યર્થ જાય છે ! નિદ્રાનું શાન્ત સ્વપ્નું પણ આવ્યું નથી, આ જીવને કદીય નિરાંત મળી નથી. એક આશાની પૂર્ણાહુતિએ અને બીજી આશાના ઉદ્દ્ભવે મ્હને સદૈવ બળતો જળતો અને અજંપામાં રાખ્યો છે. અનેક વેળા ઉંઘમાંથી બ્હેબાકળો થઇ હું જાગી ઉઠું છું. અનેઅનેક વેળા કલ્પનામાં પણ પ્રત્યક્ષ દુઃખના ભાસથી મહાન્ દુઃખોનો અનુભવ કરૂં છું. હવે તો વૃદ્ધ થયો છું. કાળના કોરડા મ્હારી પીઠને ચમકાવતા નથી. ચિન્તાગ્રસ્ત જીવન હવે અકારૂં થઇ પડયું છે. શું કરીએ, ભાઈ ! જીવ છે ત્યાં સુધી જીવવું છે !" વાત કરતાં ડોસાએ કપાળ પેર આવેલો પરસેવો લૂછયો. તેણે છેલ્લું વાકય બેચેનીમાં કહ્યું હતું.

"મ્હારા મુરબ્બી !" મ્હેં કાંઇક શાન્તિ આપવા પ્રયત્ન કર્યો. "આપ શા માટે દુઃખી થાઓ છો? ઘણીવાર મનની માન્યતાજ એવી થાય છે કે આપણે સુખી હોવા છતાંયે દુઃખી માનીએ છીએ. અને દુઃખના વિચારોમાંથીજ દુઃખ ઉદ્દ્ભવે છે. એ સર્વ આપણા મનની ભ્રાન્તિ છે. પણ આતો મ્હારો બાલકનો વિચાર ! આપ વયોવૃદ્ધને તો જે અનુભવ હોય તે ખરો !"

"સાંભળ, ભાઇ !" ડોસાએ સ્વસ્થ થતાં કહ્યું. "સાંભળ, દુનિયાંના કડુ અનુભવોની છાયા હજુ ત્હારા ગુલાબી ચ્હેરાપર નથી પડી. ત્હારી ઉમ્મરે પ્રાયશઃ હું પણ એવાજ વિચારનો હતો. બલ્કે ત્હારા કરતાં પણ વધારે ઉત્સાહી હતો. અરે, ભાઇ ! મ્હારી બાલ્યાવસ્થાથી માંડીને અત્યાર સુધીનાં વીતકની વાત કહું, તો એક મહાભારત થાય. સંસારમાં મનુષ્યની શું સ્થિતિ છે તે સર્વ જાણે છે. અત્યારે વાત કરતાં પણ મ્હારી દૃષ્ટિ આગળ મ્હારા જીવનનાટકના પડદા એક પછી એક ઉપડે છે. અને પ્રત્યેક પ્રવેશે મ્હારો ભજવેલો પાઠ હું તટસ્થ થઈ જોઉં છું !" ડોસાએ સ્ફુર્તિ વધારતાં આગળ બોલવું શરૂ કર્યું. " મ્હારૂં મન ઉછળે છે. અત્યારેજ હું એ બધું અનુભવતો હોઉં એમ લાગે છે. નિર્દોષ બાલ્યાવસ્થા, વૃત્તિઓના વેગથી ધમધમતું યૌવન, અને આ ઉતરતી ઉત્તરઅવસ્થા, એ

સર્વને એકજ સાથે, એકજ નજરે નિહાળું છું. જુવાન માણસ! ત્હને આશ્ચર્ય લાગે છે? ત્હને પણ આવાજ અનુભવ થશે!" આટલું કહી ડોસો જરા કરડી નજર કરી મૂંગો બેઠો.

૨.

"કાકા! ત્હમારા અનુભવો ગંભીર હોય એમ લાગે છે." મ્હેં નરમાશથી ઉત્તર આપતાં કહ્યું.

"હા ગંભીર તો ખરા. ત્હારે સાંભળવા છે? ચાલ તૈયાર થા. દુઃખની વાતો સાંભળવા ત્હારા કાનને સતેજ કર. લોકો જેને હૃદય કહે છે, એવું જો કાંઈ ત્હારામાં હોય, તો બે ઉન્હાં આંસુ સારવા ત્હારી આંખોને તૈયાર રાખ!" તે ડોસો બોલ્યોઃ

"સન ૧૮૬૩ ના જુન માસની તા. ૧૫ મીના ઉગતા પ્રભાતે મ્હારો જન્મ થયો, એવું મ્હને મ્હારા સંબંધીઓએ કહ્યું છે. તેર વર્ષ સુધીની કારકીર્દીમાં કાંઈ ખાસ જાણવા જેવું બન્યું હોય એવું મ્હારા ધ્યાનમાં નથી. મ્હારાં માતાપિતા પૈસે ટકે સુખી હતાં. મ્હારા પિતા બાલપણમાં તેલપળીનો ધંધો કરતા; પણ પાછળથી ગામડાના પ્રતિષ્ઠિત વેપારી તેઓ બન્યા હતા ગામમાં અમારૂં ઘર આબરૂદાર ગણાતું; અમારૂં કુટુંબ સાધારણ રીતે ઠીક સુખી હતું. મ્હારાથી સાત વર્ષે મ્હોટો મ્હારો એક ભાઈ હતો, એ ડાહ્યો અને કાબેલ ગણાતો. ભવિષ્યમાં એ નામ સારૂં કાઢશે એમ સૌ કહેતાં. મ્હારી ચૌદ વર્ષની ઉમ્મરે એક અત્યંત શોકજનક બનાવ બન્યો. અમારાં માબાપ નવ કલાકના અન્તરે એકજ દિવસમાં કોલેરાના ભયંકર વ્યાધિથી મરણ પામ્યાં! પ્હેલાં માતા—પછી પિતા! કોલેરા પણ મરકીના જેવોજ પ્રાણઘાતક ક્રૂર વ્યાધિ છે."

"આ પહેલવહેલી આફત અમારા કુટુંબપર ઉતરી. મ્હારાં ભાંડુમાં હું સૌથી ન્હાનો હતો. ગુજરાતી ૭ ચોપડી ભણ્યા પછી હું આગળ કંઈ ભણ્યોજ નથી. લાડકવાયો હતો, એટલે મ્હને કોઇએ ભણવાનો આગ્રહ પણ નહિ કરેલો.

"મ્હારા પિતાના મરણ સમયમાં એકાદ બે ઉંધા વેપાર થઇ ગએલા; અને કુટુંબની આબરૂ પ્રમાણે અમારે તેમની ઉત્તરક્રિયા પણ ઠીક કરવી પડી; તેથી અમે દેવામાં ઉતર્યા. લ્હેણદારોએ ધીમે ધીમે દાવા કરવા માંડયા; અને અન્તે અમારી માલ મિલકત વેચી દઇ, દેવું પતવી, આખરે અમારી વ્હાલી જન્મભૂમિ,–બાપદાદાનું જૂનું ગામ છોડી પોરબંદરમાં રહેવા જવું પડયું. મ્હારો વડીલ ભાઈ જે હજૂ જીવે છે, અને જેને હું પૂજ્યબુદ્ધિથી ચાહું છું; તેણે થોડી મૂડી સાચવી રાખી હતી. પોરબંદરમાં આવી તેણે વેપાર શરૂ કર્યો. હું તેની સાથે કામ કરતો હતો, પણ વેપાર, પૈસા, ભાગ, વ્યવહાર એમાંનું કશુંય જાણતો નહોતો. મ્હને બીજી બધી વાતે સુખ હતું, પણ મ્હારી ભાભી—મ્હારા ભાઇની વહુ—(અરે બિચારી એ પણ આ દુનિયામાંથી ચાલી ગઈ છે!—પ્રભો! એની નિન્દા હું ન કરૂં!—મનુષ્યમાત્રનો સ્વભાવ હશે, કે કર્મના યોગે સર્વ કાર્ય થયાં જ કરે છે. કોણ અજાણ્યું છે કે મૃત્યુ અનિવાર્ય છે? છતાં પણ મનુષ્ય 'મ્હારૂં–મ્હારૂં' કરી અધમ કર્મના ગાંસડા બાંધે છે!) અરે, હા! મ્હારી ભાભી જરા મ્હને સંતાપતી હતી. મ્હારા મ્હોટા ભાઇને ત્યાં હું ખાઉં, અને એમની કૃપાથી ઘરમાં તેમના જેટલીજ સત્તા ભોગવું; એ એનાથી જોવાયું નહિ. મ્હારાથીયે એની પજવણી ન ખમાઈ; એ પરવશતાને લીધે

ઘણીવાર છાનો છાનો હું રડતો. ભણેલો નહિં, તેમ એટલું જ્ઞાન પણ નહિ કે આમ સ્થિતિમાં સંતોષ મેળવી શકું."

"મિસ્ટર્ ! એ સ્થિતિ બહુ બુરી હતી. એ પરાધીનતા તે મ્હારા દુશ્મનનેય ન હજો. ગુજરાતી અભ્યાસ તો છોડી દીધો હતો, પરન્તુ અંગરેજી શીખવાની હોંશ થઈ હતી. થાક્યો પાક્યો પેઢીના કચરાપટ્ટી કામથી પરવારી, હું "કૅટ" એટલે બિલાડી અને "ડૉગ" એટલે કુતરૂં, એમ ગોખતો. પરન્તુ કમનસીબે મ્હારા મ્હોટા ભાઇએ મ્હને એક દિવસે અંગરેજી વાંચતાં દીઠો ને બે ચાર લપાટ લગાવી દીધી. મ્હારા ભાઇનું એવું માનવું હતું કે અંગરેજી ભણીશ તો વેપારમાં ચિત્ત નહિ રહે—નહિ ચોંટે. ત્યારથી અંગરેજી અભ્યાસને મ્હેં છેલ્લા સલામ કર્યા.

"ઘરમાં કોઇ મને માન ન આપે, ખાવા પીવામાં સૌથી છેલ્લો, દુકાનમાં મ્હેતા પણ ધુતકારે !– એ સઘળું હવે મ્હને સાલવા લાગ્યું. આખરે એ દુઃખમાંથી નાશી છૂટી કોઇ જગ્યાએ સ્વતંત્ર ધંધો કરવાનો વિચાર થયો. મ્હારા મ્હેરબાન ! હવે મ્હને સ્વતંત્ર-ધંધાનો શોખ થયો. નોકરીનાં દુઃખોની પૂર્ણ માહિતી મળી. મ્હારા ભાઇના જેવોજ થઈ એના જેવીજ સ્વતંત્રતા ક્યારે ભોગવું, એવી મ્હારા મનમાં સજ્જડ ગાંઠ બંધાઈ.

"બીજી તરફ, હું ઉમ્મરે પણ પહોંચ્યો હતો. લોકો વાતો કરવા લાગ્યા કે એનાં મા બાપ જીવતાં હોત તો એને જલ્દી પરણાવત. લોકોને આવી પારકી પંચાત કરવાનું બહુ ગમે છે ! મ્હારે કાને આ સઘળી વાતો આવતી પણ હું નારાજ થતો નહીં. મ્હને સ્વતંત્રતા ગમતી, ત્યારે આ બધા તો મ્હને પરતંત્ર કરવા મથતા. પણ આપણા સંયુક્ત ગૃહસંસારમાં આપણું ધુવાનનું ધાર્યું કંઇ થતુંજ નથી.

"વારૂ. લોકોના આગ્રહથી અન્તે મ્હોટા ભાઇને તે કામ હાથ પર લેવું પડયું અને અન્તે મ્હારાં લગ્ન પણ થયાં. બીજી બાજુપર હવે પેઢીનું કામ મ્હને સારીરીતે આવડી ગયું. મ્હેનત કરવાથી શું નથી થતું ? એમ કરતાં બધું રસ્તે ચડી ગયું; પરન્તુ હલકું સોહી હવાલદારનું ! દુકાનનાં સર્વે માણસો ન્હાનું મ્હોટું બધું કામ મ્હને સોંપતાં. રાતના ગોદીમાં સુવા જવાનું પણ મ્હારે શિર હતું. આખરે હું લાયક વેપારી થયો. બીજી તરફ એક સ્ત્રીનો પતિ થયો. સાંભળો ત્યારે, હવે મ્હારે મ્હારી એ જાતની જીંદગીની વાત કરવાની છે.

"ગૃહસંસારી જીવન અને બાહ્ય વ્યાપારી જીવન—એની શરૂઆત થઈ. મોટા ભાઇએ રૂ ૧૫૦૦૦ આપીને મુંબઈ વેપાર કરવા મોકલ્યો. મ્હારે માલ ખરીદી ત્યાંથી પોરબંદર રવાના કરવો અને ત્યાંની પેઢીમાં એ બધો માલ મોટાભાઇ વેચે એવો બંદોબસ્ત થયો.

"મુંબઈ આવીને મ્હેં ખુબ મહેનત કરી. મ્હને મ્હારી ભાભીનાં મ્હેણાં હજુ સાંભરતાં હતાં. મ્હારી સ્ત્રીને એકલી રાખવી પડે છે, તેનું કારણ હું પરતંત્ર છું એમ લાગતું. અમારો વેપાર મુખ્યત્વે કરીને અનાજનો હતો. મ્હેનતના પ્રમાણમાં પ્હેલાં તો અમને બહુ થોડો નફો થતો. તેથી વેપાર ખીલવી વધારે નફો કેમ મેળવવો એના વિચારમાંજ હું મશગુલ રહેતો.

"પરણેલીને છેક વિસારી દીધી હતી. લાયકાત પહેલાંજ પરણવું એટલે સ્ત્રી

મેળવી સહુ વ્યવહાર ચલાવે છે તેમ ચલાવી, ' છોકરાંનાં બાપ ' થઇ, આખર મરીજવું: એટલો ખ્યાલ હતો !

" મ્હારી પરણેલી ગામડાના એક ગરીબ કુટુંબની હતી. અને બહુ ભલી, સુશીલ હતી. પરન્તુ હું વેપારી લાઇનનો માણસ; ત્હેના મનને તો સ્ત્રી એટલે અક્કલ વિનાની ગુલામવી–ડાબા પગનું ખાસડું ! આવા વિચારમાં મ્હારી પત્નીના હૃદયનો અભ્યાસ કરવાનું અને તેનો હૃદયકોષ ઉઘાડી પ્રણયલક્ષ્મીથી મ્હારો આન્તર્ વ્યાપાર સમૃદ્ધિવાન્ બનાવવાનું સાંભરે ક્યાંથી ?—અને સાંભરે તો આવડે પણ કેમ ? સૌ કરે છે તેમ મ્હેં પણ કર્યું. **મ્હારી પત્ની એટલે મારૂં વિષયતૃપ્તિનું સાધન** ! આથી વધારે એની પદવી ન હોતી. મ્હારૂં, મ્હારા ઘરનું, મ્હારા સંબંધીજનનું કામકાજ કરવું અને તેમના હુકમમાં રહી વર્તન રાખવું, એ મ્હારી દૃષ્ટિમાં ડાહી સ્ત્રીનાં લક્ષણો હતાં. હું સ્પષ્ટ કહું છું કે જેને ખરો પ્રેમ કહી શકાય, તે પ્રેમનો અર્થ હું સમજતોજ નહોતો; અને **ભાઈ** ! કમનસીબે એ પ્રેમ કદી અનુભવ્યો પણ નથી. હું હતભાગી છું. લાખોની દોલતના ભારથી દબાએલો, અનાજનો ધુરંધર વેપારી, હું ખરેખર કમનસીબ–ભાગ્યહીનજ છું ! **સ્ત્રીનો પવિત્ર પ્રેમ જેને મળ્યો નથી, ત્હેણે કાંઈજ પ્રાપ્ત કર્યું નથી !**

" મ્હેં મ્હારી રાંકડી અને પ્રેમાળ સ્ત્રીને મહાન્ અન્યાય આપ્યો છે. અરે ભગવાન ! મ્હારૂં એ પાપ ક્યારે ધોવાશે ?

" પણ ! હા ! મ્હારે મ્હારાં કર્મની કહાણીથી તમને કાયર કરવા ન જોઈએ. મ્હારે જે કહેવાનું છે તે હવે હું જલ્દી કહી નાંખીશ. હજૂ મ્હારે ઘણું કહેવાનું છે. અમદાવાદ ગયો ને મુંબઈ આવતાં પણ શી વાર ? "

૩.

મ્હેં શેઠના વિચારમાં હૃદયની દિલસોજી બતાવી. એમણે પોતાની જીવનકથા આગળ ચલાવી.

" **ભાઇ** ! પરણ્યા પછીની આઠમીજ રાત્રીએ મ્હારી સ્ત્રીને ઘેર મૂકી, હું મુંબઇ આવ્યો. ભાઈ અને ભાભી વહુને કેમ રાખશે ત્હેનો વિચાર પણ ન કર્યો. વેપારમાં અનેક મોટા હરીફ હતા: એ સર્વની સ્હામે ઝુઝવાનું હતું–એમાંજ મ્હારૂં લક્ષ હતું !

" હું એકદમ ન્હાના શહેરમાંથી આવેલો હતો. ધંધામાં પ્રવીણ કેમ નીકળવું, ભાઈ ભાભીને બતાવી આપવું કે મ્હારામાં પણ શક્તિ છે; એ વિચારો મ્હને રાત દહાડો સતાવતા. વિચારમાં ને વિચારમાં બંદર ઉપર હાથમાં લાકડી કે છત્રી લઈ ફરતો. કોનો કોનો માલ ક્યાં ક્યાં જાય છે, અને તેનો વેપાર કેવો છે, તે વગેરેની ઝીણી તપાસ ચલાવતો. સાંજે છેક થાક્યો પાક્યો આવી, વીશીમાં રાખધુળ જેવું ખાઇ સૂઈ જતો. હું પરણ્યો છું, એવું મ્હને સાંભરતુંય નહોતું. જેને હવે હું ધર્મની ફરજ માનું છું, જે ફરજથી પત્ની સાથે હું બંધાયો હતો, એનું તો મ્હને સ્વપ્ને પણ ભાન નહોતું. કામ, કામ, અને કામ સિવાય બીજી વાતજ નહિ ! કોઈ નાટક જોવા જાય,–ફરવા જાય, પણ મ્હને એમાંની એકેય વાત રૂચતી નહિ. અને **ભાઇ** ! એ નાનપણના સ્વભાવોએ મ્હારામાં ઘર કર્યું છે. હવે હું આનન્દ લઇ શકતો નથી. કોઇ મ્હેમાન, સ્નેહી, કે સંબંધીની સાથે ભાગ્યેજ તેમને દેખાડવાની

ખાતર પણ હું નાટક અથવા કોઈ ખેલ જોવા જાઉં છું. જો કે પૈસે ટકે તો પ્રભુની હવે પૂર્ણ મ્હેરબાની છે.

" વળી ખાવા પીવામાં પણ હું દુઃખી હતો. વીશીવાળો એક નીચ, હલકો, ગુજરાતી બ્રાહ્મણ હતો. દાળ એટલે આંબલીનું પાણી અને ભાતનું ઓસામણ, શાક, ભાત, અને રોટલી પણ અરધાં કાચાં પાકાં ! છતાં પણ રાત્રિએ મ્હને ધસઘસાટ નિદ્રા આવતી. જે ગાઢ નિદ્રા એ દુઃખના દિવસોમાં આવતી, તે નિદ્રાનો છેલ્લાં દશ વર્ષમાં ઝાંખો સંરખો પણ અનુભવ થયો નથી. કહો ! થાક્યા પાક્યા ધસઘસાટ ઉંઘવું સારૂં, કે એક સુંદર પલંગ પર ઉંઘને માટે આળોટયાં કરવું, તે ઠીક ? વીશીના ખોરાકે મ્હારા ઉપર બહુ ઘાતકી અસર કરી છે. આજ હું ઉમ્મરે જીર્ણ થએલો જણાઉં છું અને તદ્દન અશક્ત થઇ ગયો છું, ( જો કે મ્હારી ઉમ્મર બહુ થઇ નથી–) તેનું વીશી પણ એક કારણ છે. જુવાનીમાં રાત દહાડો શરીરની લેશમાત્ર પણ દરકાર રાખ્યા વિના સતત કામ કરવાથી આ હાલત થઈ છે. અત્યારે એ બધું સાલે છે. "

" આખું વર્ષ હું મુંબઈમાં રહી માત્ર ચોમાસાના બે માસ ઘેર જતો. મ્હારી પત્ની સાથે રહેતો. પરંતુ રહેતો એનો અર્થ–માત્ર રહેતોજ ! મ્હારી પત્ની સાથે લોકરિવાજ અને કામકાજને લીધે દિવસે બોલાય શાનું ? અને રાત્રિએ પણ એ મ્હારૂં સુખ છીનવાઇ જતું. વર્ષ આખરના હિસાબો તપાસી સરવૈયું કાઢવાનું કામ મ્હારૂં હતું. શું કરવું ? મ્હોટા ભાઇને ના કેમ પડાય ? મોડી રાત સુધી કામ કર્યા પછી એ બિચારીની સાથે વાત કરતાં કંટાળો આવતો. સ્ત્રી મ્હને માત્ર પૂતળું લાગતી. એનામાં હું કશુંય જોઈ શકતો નહિ. જે મ્હેં પાછળથી અનુભવ્યું, તેને માટે જો પ્હેલાંથી કોઇએ મ્હને સલાહ આપી હોત, તોપણ એ હું માની શકત નહિ. આમ થવાનું મ્હોટું કારણ તો હું અશિક્ષિત–મૂર્ખ હતો.

" ઠીક. આવી રીતે બે ત્રણ વખત આવ જા થયા પછી હું એક પુત્રનો પિતા પણ થયો ! " પુત્રનું નામ લેતાંજ વૃદ્ધના ચ્હેરા ઉપર રતાશ પથરાઈ, ભમરોમાં ભંગ પડવા લાગ્યો. તેણે જરા હોઠ પીસ્યા. હાથ મસળતાં મસળતાં કરડાકીમાં બોલ્યો.

" હા ! મ્હારા પુત્રનો જન્મ થયો,–બલ્કે એક દુશ્મનનો જન્મ થયો ! મ્હારૂં નિરંતર લોહી પીનાર, આરામમાં અજંપો નાંખનાર, મ્હારા લોહીને ટીપે ટીપે પેદા કરેલી કમાણીમાં આગ મૂકનાર અને મ્હારૂં નામ બોળનારઃ એક પુત્ર નહિ પણ રાક્ષસનો જન્મ થયો ! હાં !—વારૂ, મ્હારે ચાલુ વાતમાંથી દૂર ન જવું જોઇએ, તેમજ મ્હારી વાત અવ્યવસ્થિત રીતે પણ ન કહેવી જોઈએ.

" મ્હેં કહ્યું તેમ હું એક પુત્રનો પિતા થયો. હજૂ સુધી પણ હું મ્હારી પત્નીને મુંબઇમાં રાખી શકયો નહોતો. એક તો તે વ્યવહારના ખાડામાં સડતી હતી, ત્યાં આ લફરૂં લાગ્યું. અને એ બિચારી પણ કાંઈ ભાભીના ઘરમાં સુખી ન હતી. ઘરનાં અનેક કામમાંજ હમ્મેશાં ગૂંથાએલી મ્હારી સ્ત્રી મ્હારા છોકરાની સંભાળ શી રાખે ? તે માંડ સાજો રહેતો. અને કેળવણીના એક પણ સંસ્કાર વિના બાવળના ઝાડ પેઠે માત્ર કાંટાનું માળખું બનવા મ્હોટો થતો હતો !

" હું જ્યારે જ્યારે પોરબંદર જતો ત્યારે મ્હારી સ્ત્રી રડી પડતી. પણ એ બિચા-

રીનું દુઃખ સાંભળવાની મ્હને નવરાશ નહોતી. મ્હને દયા સરખી પણ ન આવતી ! મ્હારૂં હૃદય કેવું નિષ્ઠુર હશે ? છતાં ભાઈ ! ગમે તેવો તો પણ હું મનુષ્ય હતો. પ્રાણીમાત્રને પોતાને માટે લાગણી હોય છે. એવી લાગણી મ્હેં એકજવાર અનુભવી છે. હું તે લાગણીને સુખની ઘડી લેખું છું. એવા દુઃખના સમયમાં પણ, સુખની ઘડીનો ચમત્કાર થઇ ગયો છે.

"મ્હારી પત્ની એકવાર ત્હેના બાળકને લઇને ઘરનું કામ કર્યા કરતી હતી. હું પુષ્કળ કમાઉં અને મ્હારી સ્ત્રી આમ હડધુત થાય તે ઠીક નહિં, એવો મ્હને એકાએક વિચાર આવ્યો. મ્હારી સ્ત્રીના મનમાં પણ એજ વાત હતી એમ હું ધારૂં છું. મ્હેં ત્હેને બોલાવી. ત્હેણે બાલકને ચૂમી ભોંય પર મૂક્યું; ઉઠી પાસે આવી અને મ્હારા પગમાં પડી રડી પડી.

"હવે તો મ્હને મુંબાઈ રાખો ! મ્હારાથી આ વૈતરૂં નથી થતું. ક્યાં સુધી આમ, ને આમ સહન કરવું ?"

"આ સાંભળતાં મ્હારી દયાની લાગણી ઉશ્કેરાઈ. ડોસાની આંખમાં એ પ્રસંગ વર્ણવતાં આંસુ ભરાઇ આવ્યાં. અને હૃદયનાં એ મોતી ધોળી પાંપણોમાં ગુંથાયાં. એ મોતીને નીચે સરવા દેતાં ડોસાએ આગળ ચલાવ્યું."

"મ્હને ત્હેની ખરેખરી દયા આવી. એને મ્હેં ઉભી કરી, છાતી સરસી દાબી. પત્નીને છાતી સરસી દાબવામાં શી મીઠાશ છે, એ મ્હેં ત્યારેજ જાણ્યું. મ્હારી સ્ત્રી શાન્ત થઇ, મ્હને પણ અપૂર્વ શાન્તિ વળી. એ વરસે હું એને મુંબાઈ તો ન લઇ ગયો. પણ આખું વર્ષ હું એ બનાવને સંભારતો, અને રાત્રે સુતાંસુતાં એ સ્નેહાળ, સહનશીલ સ્ત્રીનાજ વિચાર કરતો."

૪.

"ત્રીજે વરસે અમે મુંબઇવાસી થયાં. મ્હારો પુત્ર હવે મ્હોટો થયો હતો, મ્હને તો અત્યારથીજ કંટાળો આવતો. તેને મારતો અને ઘણીવાર ઘરમાં પૂરી રાખતો. કોઇ વાર તો ખાવા પણ આપતો નહિ. નૈસર્ગિક વૈર કહો, કે ગમે તેમ કહો. પરન્તુ છોકરાની અને મ્હારી આંખો તે વખતથીજ લડતી, અને હજુ પણ લડે છે !

"હાય ! મ્હારી શી દશા ?...પણ ઇશ્વરેચ્છા !

"મ્હારા ઘરમાં મ્હારી ગૃહલક્ષ્મીએ પગ મૂકયો, ત્યારથી મ્હારા મનમાં નિરાંત રહેતી. બિચારી મ્હારા સુખને માટે કંઇને કંઇ પ્રયત્ન કર્યાજ કરતી. મુંબઇમાં મ્હેં રસોઇઓ રાખ્યો હતો, છતાં શાક વિગેરે પોતેજ બનાવતી. પીરસવાનું કામ પોતેજ રાખ્યું હતું. મ્હેં એને આટલાં વર્ષ હેરાન કરી ત્હેને બદલે એ મ્હને સુખ આપતી !—કેટલી સહનશીલ ! અરે ! એ કેટલી સદ્ગુણી હતી ?"

આ છેલ્લા વાકયથી હું તરતજ સમજી ગયો કે એ હવે નથી. એની વધારે વાત આ બુદ્દાને દુઃખરૂપ થશે એમ ધારી મેં વાત જરા ઉતાવળથી કરવાનું કહ્યું અને સમજાવ્યું કે વચમાં આપણે ન્હા વિગેરે લેવાં છે, તેથી હવે જેમ બને તેમ જલ્દી વાતને આગળ ચલાવો. ડોસાએ પુનઃ શરૂ કર્યુંઃ—" એ બાઈ બહુ ભલી હતી. અને દુઃખિણી સ્ત્રીને થોડું પણ સુખ પ્રાપ્ત થતાં બહુજ સુખ માને છે. મ્હારી પત્નીના સંબંધમાં પણ એમજ બન્યું હતું.

" એ સ્ત્રી એક પુત્રીરત્ન પણ આપતી ગઈ છે. મ્હારા દિલનો આરામ, મ્હારી આંખોનું તેજ–મ્હારી પુત્રી, મ્હારી વહાલી મનોરમા ! તું સુખી રહે. તું ત્હારૂં સુખે ભોગવ. ત્હને ત્હારા વૃદ્ધ પિતાનો આશીર્વાદ છે. તુંજ મ્હારો ખરો દીકરો છે. તું જો પુત્ર હત તો તીજોરીની ચાવી ત્હનેજ આપત. બુદ્ધિશાળી, પુણ્યશાળી, સદ્‌ગુણી દીકરા–મનોરમા ! તું તે તુંજ છે,

" હા ! મ્હારી પુત્રી, એ મ્હારી બીજી લક્ષ્મી. એના જન્મપછી હું ધંધામાં સારી રીતે કમાયો. નમ્ર થયો, કંઇક આનન્દી થયો. ધંધામાંથી ઉંચું માથું તો નહોતું થતું. પરન્તુ અવકાશ મેળવીને પત્ની અને પુત્રીને લાડ લડાવવાનું મન થતું. એમને જે જોઇએ તે લાવી આપતો. અને ત્હેમનાં ન્હાનાં મન સંતોષતો. બાકી તો અભણ પૈસાદારની કુટુમ્બસુખની કલ્પના રસિક વિદ્વાન અથવા કવિના મગજ જેવી ક્યાંથી હોય ?

" હવે મ્હારી સ્ત્રીના સુખની સીમા નહોતી. પૈસાદારની સુખી સ્ત્રીઓ લાંબો વખત એ સુખ ભોગવે, એવું એમના કપાળે લખેલું હોતું જ નથી ! મ્હારી સ્ત્રીનું નસીબ પણ એવુંજ હતું. તે કંઇ કામપ્રસંગે પોરબન્દર ગઈ, ત્યાં ત્હેને પ્લેગ થયો. અને ત્રણ દિવસના તાવને અન્તે એ ભલી સ્ત્રીએ આ જગતનો ત્યાગ કર્યો. ત્હેને પ્લેગ થયો એટલે મ્હને તાર કર્યો હતો. હું મુંબઈથી પોરબન્દર ગયો. લોકલાજને લીધે મ્હારાથી એની સેવા તો શું, પણ જરા સામે બેસી તેની ખબર અન્તર પૂછી વાતચિત પણ થઇ શકી નહિ ! એકજ વાર સદ્‌ભાગ્યે મળાયું. તેણે જે થોડું ઘણું કહ્યું હતું તે મ્હેં કર્યું. એ ભલી બાઈના સ્નેહ સ્મરણની ખાતર પુણ્ય કર્યું. મનોરમાને મ્હારી પાસેજ રાખીને એનું શિક્ષણ એ પરણે ત્યાં સુધી મ્હારે હાથે લેવું, એવું મ્હેં એને વચન આપ્યું હતું.

" મ્હારી મનો,–પાંચ વર્ષનું બચ્ચું ! તેની માએ પ્રાણત્યાગ કર્યા, ત્યાં સુધી એને પાસેજ રાખી હતી. મનોને એણે ચૂમી લઈ પ્રાણ છોડયા. હું તો એને અગ્નિદાહ દેવા પણ હાજર ન હતો. મોસમ જોસમાં ચાલતી હતી, તેથી તેને બળી તુર્તજ મ્હારે મુંબાઈ જવું પડયું હતું હું કેટલો બધો નીચ, નિષ્ઠુર હૃદયનો !

" મનુને થોડાજ દિવસમાં પોરબન્દરથી મુંબાઇ મ્હેં બોલાવી. સાથે બે મોટી ટ્રંકો લાવી હતી. તે આવીને મ્હારી સ્હામે મારી પૂજાની ઓરડીમાં ઉભી રહી, મ્હેં ગળગળા થઇ જઈ કહ્યુંઃ બેટા ! ત્હારે કશી ફિકર કરવી નહિ. હું છું તે ત્હારી બા છે, એમજ સમજજે.

" મનુ બોલી શકી નહિ. ત્હેની આંખમાં આંસુ આવી ગયાં. મનુએ આંસુથીજ ઉત્તર આપતાં, બન્ને ટ્રંકો લાવી મ્હને કહ્યું. " બાપા ! આ મ્હારી બાનાં કપડાં. હવે એનું પુણ્ય કરજો."

"બેટા! મનુ !' માત્ર એટલાજ શબ્દો હું બોલી શક્યો. એના સજલ નેત્રો પર એક મીઠી ચૂમી લીધી. "મ્હારીબા મરીગઈ!" એમ મનુએ મ્હને કહ્યું જ નથી. બીજાને બધાયે વાત કરતી. પરન્તુ મ્હારા આગળ એની બા સંબંધી એક શબ્દ પણ બોલતી નહિ કેવી ડાહી છોકરી ? કેવું એનું શાણપણ ! મ્હારી પત્ની ગઇ પણ ત્હેના સ્નેહની મૂર્તિ પોતાની પુત્રીમાં મૂકતી ગઈ હતી.'

" અને હવે–મ્હારી આંખોનું ઝેર—મ્હારો પુત્ર વળી મ્હારી દ્રષ્ટિસમીપ આવવા લાગ્યો. મ્હેં તેને જેમ તેમ મોટો કર્યો; વેપારમાં જોડ્યો. પણ ભાઈ ! કામ એક

સોપું અને કરે બીજું ! અને તે પુરૂં કરતાં અનેક રીતની ભૂલો કરે; અને જેમાં ધ્યાન આપવાનું તે જુવે નહિં, ને બીજામાં લક્ષ રાખે; એમ સાંજ પડતાં, એકેય કામ લક્ષપૂર્વક ન કર્યું હોય. સમજાવીને, મારી મારીને પણ શીખવ્યું: તોએ તે એકનો બે થયો નહિ !"

"એક વખત દુકાનનાં બીજાં માણસો ખરીદી ઉપર બ્હાર ગયાં હતાં. હું અને એ મ્હારો પુત્ર દુકાન પર હતા. એ દિવસે તેણે એક જબ્બર ભૂલ કરી, એક જણને રૂ. ૧૦૦ ને બદલે રૂા ૧૦૦૦ ની નોટનો ટુકડો આપી દીધો ! સાંજે મેળ મેળવતાં હિસાબ ન મળ્યો. સામો લેનાર માણસ સારો કે બિચારો પાછો આપી ગયો.

"એજ રાત્રે મ્હેં એને બીડી પીતાં જોયો. બીડી પીવાની એને મ્હારી ખાસ મના હતી. મ્હારો મિજાજ મૂળ ગરમ, અને તેમાં આવા બનાવ બનતાં હાથમાંથી છેક ગયો ! મ્હેં એને ખૂબ માર્યો. ત્હેણે પણ મ્હને ખુલ્લે મ્હોંએ ગાળો દીધી. એ ઝેરના પરિણામમાં મ્હેં મ્હારા વીલથી વારસામાંથી એનું નામજ બાતલ કર્યું !" ડોસાના દાંતોમાં આ વખતે કચકચાટી બોલી, ક્રોધના અંકુરો ત્હેને તપાવવા લાગ્યા હતા. ત્યાર પછી જરા કંટાળતો હોય, એમ બોલવું શરૂ કર્યું.

"ભાઇ ! મ્હારી મિલ્કતનો અર્ધ ઉપરાંત ભાગ મ્હેં મ્હારી મનોરમાને આપ્યો છે. તે સાસરે ત્હેના પતિની સાથે સુખી છે. કાંઈ પણ આ બળતા હૃદયને ઠારવાનું કે અંતઃકરણને ખાલી કરવાનું ઠેકાણું આ દુનિયામાં હોય તો મ્હારી મનોજ છે. છોકરાએ વારસાનો દાવો કર્યો, તેને થોડા ઘણા પૈસા કોર્ટે અપાવ્યા, તે તેણે અલ્પ સમયમાં દુર્વ્યસનમાં-બદચાલમાં ઉડાવી નાંખ્યા. એ દુષ્ટ, હાલમાં કંગાળ, બેહાલ, દુઃખી થઇ ગયો છે, મ્હારી પાસે એને આપવાના પૈસા હવે નથી; તેમ ઇચ્છા પણ થતી નથી, ત્હેના પ્રતિનો પ્રેમ તો આ હૃદયમાંથી ક્યારનોયે નિર્મૂળ થઇ ચૂકયો છે.

"મ્હેં હવે મ્હારો વેપાર બંધ કર્યો છે. દીકરો કુળમાં અંગાર ઉપજ્યો ! અને દીકરી તો બિચારી પારકી થાપણ. કહે ભાઈ ! મહા મહેનતે મેળવેલા પૈસા પણ સુખ આપી શકતા નથી. અરધી રાતે ઉંઘ ઉડી જાય છે, અને હવે તો એ દુષ્ટથી હું બીહું પણ છું. મ્હારી સ્ત્રી કોઈ કોઇ વાર સ્વપ્નમાં આવી દિલાસાનાં વચનો સંભળાવે છે, મ્હારી મનોના પત્રો શાન્તિ આપવા મથે છે. પણ એ સૌ વ્યર્થ ! બાલ્યાવસ્થાની બેદરકારી, પૈસા મેળવવાની તીવ્ર જીજ્ઞાસા, પત્ની પ્રેમની અપ્રાપ્તિ, મૂર્ખ અભણ પુત્રનું અજ્ઞાન,-એ સર્વેનું સ્મરણ મ્હને ગભરાવી નાંખે છે !"

ડોસાના શબ્દોની, વાક્યોની-એમના સંપૂર્ણ વૃત્તાંતની અસર અમારા સર્વના મન ઉપર થઈ. પણ એના શરીર પર તો એનો આવિર્ભાવ પણ થયો: થોડીજ વારમાં ત્હેના શરીરે ધ્રૂજ વછુટી અને ડોળા ફરવા માંડયા. અમે સર્વ એની પાસે જઇ ઉભા, આંખો દબાવી એના મ્હોં ઉપર પાણી લઇ ધીમે ધીમે છાંટયું. અને એ દુઃખી જીવને આડે પડખે સૂતરાવ્યો. ડોસો મુંબઈ આવતાં સુધી ઉંઘી રહ્યા હતા. આવી જિંદગીનો વિચાર કરતો કરતો, હું અન્તે ગ્રાન્ટરોડ સ્ટેશને ઉતરી પડયો.

# ગૃહધર્મ.

## જુગારની બદી અટકારવાની જરૂર.

લેખક:—અ. સૌ. જમનાબાઈ સકકે: " ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં " પ્રમુખ,
અને સેવાસદનનાં સહમન્ત્રિ:—મુંબાઈ.

( સ્ત્રીઓની જાહેર સભામાં આપેલું ભાષણ. )

આજની સભા મેળવવાનું કારણ સ્ત્રીઓમાં **જુગાર રમવાની ફેલાયલી બુરી બદિ** દૂર કરવાનું છે.—પોતાના પવિત્ર વાર તહેવાર, વ્રત કે ઉપાસનાના દિવસો જુગાર રમી પસાર કરવા, એ કોઇપણ કોમની સ્ત્રીઓને હિતકર નથી: પણ આ સમયે પાનાં પાસા અને ચોપાટથી જુગાર રમવાની ટેવ સર્વને દુ:ખ અને પાપમય છે. તમારાં પવિત્ર ધર્મશાસ્ત્રોમાં જુગાર રમવાનું કયે ઠેકાણે લખ્યું છે ? જુવો, ધર્મશાસ્ત્રો ખુલ્લું પોકારીને કહે છે કે દેશ, કુળ ને કોમની પાયમાલીનું કારણ આ **અનીતિ અને અત્યાચાર** છે. પાંડવ કૌરવ અને અસંખ્ય ક્ષત્રીઓનો વિનાશ, નળ અને દમયંતીનાં દુ:ખનું કારણ, આ અનીતિ અને પાપમય જુગારજ છે. સતી દ્રૌપદીએ ભરસભામાં જે વખતે દુષ્ટ દુ:શાસન ચીર ખેંચવા લાગ્યો તે વખતે જુગાર રમનારાં સ્ત્રી અને પુરૂષોને ક્રોધદષ્ટિથી જે વચનો કહ્યાં છે, તે હિંદુ ધર્મનું અભિમાન રાખનારી બહેનોએ ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. " હે કૃષ્ણ ! હે દિનદયાળુ કૃષ્ણ ! ભર સભામાં મારી રક્ષા કર. એક તરફ મારી સામે જુગારમાં હારેલા મારા શુરવીર પાંચ પતિઓ નીચાં મોઢાં કરી ઉભા છે, એક બાજુ અમારા વડિલો બેઠેલા છે. હે વિષ્ણુ ! મારી લજ્જા જવાનો વખત આવ્યો છે, જુગારમાં મારા પતિઓ સર્વસ્વ ગુમાવી બેઠા છે. " હાર્યો જુગારી બમણું રમે !" તેમ છેવટે જીતવાની અંધ આશાએ છેલ્લા જુગારના દાવમાં મને પણ મૂકી તેઓ હારી ગયા છે ! આજે આ અનાડી લોકો મને જીતી જવાથી હાથ પગ પકડી ખેંચે છે ! જમીન ઉપર પટકે છે ! ન કહેવાના શબ્દો મને કહી સંભળાવે છે ! મારાં શરીરનાં વસ્ત્રો ખેંચી નગ્નાવસ્થા કરવા મથે છે ! હું અબળાનું રૂદન સાંભળી આકાશમાં ફરનારાં પક્ષીઓ સ્તબ્ધ થઈ મારી સાથે તે પણ રૂદન કરે છે ! મારા પતિઓ શુરવીર છે, પણ રાજનીતિને માન આપવા સત્યવ્રતને પાળવા, મારી રક્ષા કરવા નિર્બલ અને અશક્ત બની ગયા છે ! હે પ્રભુ ! હવે આ મારી છેલી અરજ સાંભળી ત્વરાથી ગરૂડ ઉપર સ્વાર થઈ જલદી આવ ! જલદી આવ ! મ્હારી ઉપર આ દુષ્ટો કાળો કેર કરે છે, તેમાંથી મને બચાવ !"

પોતાના ભાઈ પુષ્કર સાથે જુગાર રમતાં સર્વસ્વ ગુમાવનાર રાજા નળે પોતાની પ્રીય પત્ની દમયંતી સાથે અરણ્ય અને જંગલોમાં ભટકી ભૂખ દુ:ખવેઠી કેટલાં સંકટ વેઠ્યાં હતાં ?—આ ઉપરથી સમજવાનું એટલુંજ છે કે,— **જુગાર એ પ્રજામાં અનીતિ અને અત્યાચારનો ફેલાવો કરનારો અધમમાં અધમ, ખરાબ રસ્તો છે !** પોતાના ઘરમાં માબાપને જુગાર કે જુગટુ રમતાં જોઈ પોતાના છોકરાં ને છોકરીઓ જુગાર રમતાં

શીખે, એ તો સર્વથી નિંદ્ય કૃત્ય કહેવાય ! સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા આવી અનીતિનો ફેલાવો કરનારા જુગાર કે જુગટા પ્રત્યે પોતાનો તિરસ્કાર બતાવે છે—તો આવી ખરાબ બદીમાં પડવું એ કેટલું પાપકર્ત્તા ગણાય ? નીતિશાસ્ત્ર અને ધર્મ શાસ્ત્રોથી વિરૂદ્ધ વરતી, એક બીજાની ખરાબ સોબતમાં એકઠાં મળી, જુગાર રમવામાં પડવું, એ સ્ત્રીઓનો ધર્મ નથી-પણ તદન અનીતિ અને મૂર્ખતા શિવાય બીજું કાંઇજ નથી. જુગારરમનારી બહેનો એમ કહેશે કે એમાં ઘણો આનંદ થાય છે ! સરખે સરખી પાંચ પંદર એકઠી થઈ પાનાં સોગટાંથી રમત ગમત કરી આનંદ લઇએ તેમાં શું ? અરે બહેનો ! આ તમારો આનંદ અનીતિનું મૂળ છે ! તમારા સુખનું વિપરિત પરિણામ લાવનાર, તમે જે જુગાર રમો છો તેજ છે. જુગાર રમવાનો ચસ્કો જુઠું બોલતાં શીખવે છે,-ઘરના કબાટ, પેટી કે ધણીના ખીસામાંથી પૈસા રૂપીઆની ચોરીઓ કરતાં શીખવે છે, ને ધણી કે વડીલોને ઘરમાં ખબર પડતાં 'ચોરટી'નું નામ પડે છે ! જુગાર રમતાં હારી જતાં કેટલીક સ્ત્રીઓ ખાનગી રીતે પોતાના દાગીનાઓ વેચી નાંખતી જણાય છે અને જ્યારે પૂછવામાં આવે ત્યારે જુઠું બોલી કહેશે કે તે ચીજ ખોવાઇ ગઈ કે ઘરમાંથી જાણીતા માણસ ચાકરે ચોરી કરી લાગે છે. આવી રીતે જુગાર રમવાથી કેટલી વખતે નિર્દોષ માણસો ઉપર તહોમત મૂકવામાં આવે છે. શ્રીમંતની સ્ત્રીઓ પૈસાના મદમાં રૂપીઆની કોથળી ભરી પોતાની સાથે આવી સોબતમાં અજ્ઞાન પાંચ પંદર સ્ત્રીઓને એકઠી કરી પૈસા, રૂપીઆ, દાગીના કે અલંકારોના દાવ મૂકી જુગાર રમે અને રમાડે, એ સારાં આચરણ નથી ! કહે છે કે—પોતાના ઘરમાં આવા જુગાર રમવાના ખેલ જોઈ ઉમર લાયક થતી છોકરીઓ પણ આવી સોબતમાં બગડે છે અને જુગાર રમતાં શીખે છે. જુગાર અને જુગટુ રમનાર સ્ત્રીઓ ! ચેતો ! તમારો ધર્મ શું છે તે જાણો અને શીખોઃ-પ્રજામાં અત્યાચાર અને અનીતિનો ફેલાવો કરવો, એ ભવિષ્યમાં દુઃખનું પરિણામ છે. તમારા ખોટા અને દુષ્ટ આનંદમાં ખોટે રસ્તે ન ચડો ! આ પ્રસગે હું ભાર દઇને જણાવું છું કે પુરૂષોથી જ આ કામ વંહેલું છે. ઘર, કલબ કે મંડળમાં રમનારા પુરૂષોજ કાંઈ વિચાર કરી પોતે જુગાર રમવામાંથી દૂર થાય, તો આવી જુગાર રમતી સ્ત્રીઓને બંધ કરતાં કેટલો વખત લાગે ? જુગાર રમવાનો ચસ્કો પુરૂષોમાં અત્યંત ફેલાયેલો જણાય છે. સ્ત્રીઓને ફોસલાવી તેના દાગીનાઓ હરી જાય છેઃ રાત્રે ભર ઉંઘમાં સુતેલી સ્ત્રીઓના દાગીનાઓ પતિએ કાઢી લીધા માલમ પડયા છે !-આવું દુઃખ સ્ત્રીઓ કોની પાસે રડે ? પોતાની અને પોતાના પતિની આબરૂ ન જાય તે માટે ઘરને ખૂણે કપાળ કૂટી બિચારી પશ્ચાતાપ કરે છે ! ધિક્કાર છે આવી જુગાર રમવાની બદીમાં પડેલા પુરૂષો અને સાથે જુગાર રમતી સ્ત્રીઓને ! —હાય ! હિંદુસ્તાન ! હાલ તો તું જુદા જૂદા પ્રકારથી રમાતા જુગાર અને સટ્ટા કે સરતના છંદમાં ચારે તરફ દોડા દોડી કરી મૂક !—જુગાર સટ્ટા કે સરતમાં—એક ઘડીમાં વગર મહેનતે પૈસા મેળવી લક્ષાધિપતિ થવાના લોભી હવાતીઓ મારનારા અને દીવાનાઓ ! ચેતો ! ચેતો ! આવાં પગથીએ ચડવાથી તમારી કે તમારા દેશની શું ઉન્નતિ થવાની છે ? મન, ચિત્ત, બુદ્ધિ અને તમારા ધનનો ઉપયોગ તમારા દેશમાં પ્રથમ વિદ્યા, હુન્નર અને કળાના ઉદ્યોગો ફેલાવવામાં કરો તમારૂં જે છે તે સાચવો. હુન્નર ઉદ્યોગથી તેમાં વધારો કરો. એક બીજાનું જોઈ, જુગટા કે સટ્ટાથી ગાડી ઘોડા મોટાર મેળવવાની દોડાદોડી મૂકી દીઓ.

વડીલોની મળેલી દોલતમાં વધારો કરવાના લાલચ લોભમાં સરત અને સટ્ટા અને

જુગારના ફંદમાં ઝંપલાવનાર પુરૂષોએ દીર્ઘદ્દષ્ટિથી વિચાર કરવો જોઇએ. કહેછે કે ઘણી-ખરી જગાએ ઘણી હિંદુ સ્ત્રીઓ એક બીજાનું જોઇને જુગાર રમતી થઇ ગઈ છે! આ કૃત્ય સ્ત્રીધર્મથી તદ્દન વિરૂદ્ધ છે. છેવટે જે સ્ત્રીઓ જુગાર રમવાના ફંદમાં પડેલી હોય તેમને મારી નમ્ર પ્રાર્થના છે કે,—તેઓએ આવા જુગાર જુગટાના બુરા ફંદમાં વખત અને પૈસાનો દુરૂપયોગ નહિ કરતાં, પોતાના પવિત્ર દિવસોએ ધાર્મિક પુસ્તકોનું વાંચન, ભજન, સ્તુતિ અને ઈશ્વરઉપાસનામાં આનંદ માનવો: એજ અધિક આનંદ છે.—આજના કડવા શબ્દો ધ્યાનમાં લઇ જુગાર રમતી બહેનો પોતાના અને પોતાની પ્રજાના, દેશના હિત ખાતર જુગારના આવા બુરા રસ્તે જતાં અટકશે તો મને અને તમને કેટલો આનંદ? અને તેથી-સકળ પ્રજાને કેટલો લાભ?

જુગાર રમવાથી છળકપટ અને અનીતિનો ચેપ લાગુ પડે છે, જુગાર રમવા બેસ-નારાં દાવ મૂકતી વખતે નસીબ ઉપર મદાર બાંધે છે અને તેમાં જીતવા માટે ઈશ્વરને અરજ કરે છે! અરે, આવી અનીતિની અરજ ઈશ્વર સાંભળતો નથી: અને જુગારમાં છળકપટઅને લૂચ્ચાઇ કરનારાંજ છેવટે સર્વસ્વ જીતી લે છે. ઘણા લોકોને જુગાર રમવાનો એક ધંધોજ થઈ પડ્યો છે; જુગારખાનાં ઉઘાડી કપટભાવથી એક બીજાને રમાડી પૈસા ધૂતી લે છે. જ્યાં ત્યાં આવી જુગારીઓની ટોળીઓ લોભી અને ભોળા લોકોને ફસાવ-વાનો ધંધો લેઈ બેસે છે. દગલબાજ સ્ત્રીઓ ચતુરાઇથી ભોળી અજ્ઞાન સ્ત્રીઓને જુગાર રમાડી ફસાવે છે. એક વખત કેટલાક પૈસા જીતાડે છે અને બીજી વખત કપટથી જીતેલા પૈસાની સાથે બીજી મોટી રકમ કે દાગીના લુચ્ચાઇથી હરી લે છે. કેટલીક સ્ત્રીઓ અને પુરૂષો કહે છે કે આ તો બે ઘડી મોજને ખાતર રમીએ છીએ! પણ નહિ. આ ટેવ ઘણી ખરાબ છે. એક વખત એક અડધીથી રમતાં શીખ્યાં તો પછી રૂપીઆ, દાગીના અને અલંકારથી રમવાનો ચસ્કો થાય છે! જરાક રમવાની ટેવ દીવસે દિવસે મોટું રૂપ લે છે કેટલાક કહે છે કે આનંદને ખાતર ખોટું ખોટું રમીએ છીએ, રમ્યા પછી કંઈ કોઈને પાઈ પૈસા આપવાના હોતા નથી. ફક્ત હાર જીતની ગણત્રીજ કરીએ છીએ; પણ આયે ખોટું છે. છેવટે નામ તો જુગાર જ છેને?-અને તેમાંથી પૈસા માટે રમવાની બુરી ટેવ પડે છે જુગાર નામ જ ધિક્કારવા લાયક છે. ગરીબ રમે તો જુગાર કહેવાય અને પૈસાદાર કે શ્રીમંત એકઠાં થઈ રમે તો મોજ કે આનંદ કહેવાય? જુગારનું રૂપ શ્રીમંત કે ગરીબ, દરેકને ગંભીર નુકશાનકર્ત્તા છે. વારંવાર જુગાર રમવાનો ચસ્કો થઈ પડે છે. કામ ધંધો કાંઈ સુઝે નહિ. વગર મહેનતે હરામના પૈસા મેળવવાની રમતો રમવાનું મન થયાં કરે. નસીબને અજમાવે, પાસેની પુંજી ગુમાવે. વેપારીને ત્યાં કે બેંકમાં મૂકેલી રકમો જુગારમાં આપવાને ઉપાડી લે. લાજ આબરૂને ખાતર ઘરબાર લખી આપે. સ્ત્રીઓના અલંકારો વેચાઈ જાય અને દુ:ખી દુ:ખી થાય!—તોપણ અફીણના-દારૂના વ્યસન મા-ફક-જુગારનું દુર્વ્યસન પણ છુટતું નથી. આવું હલકું જુગાર રમવાનું તહોમત ઉચ્ચ કો-મનાં હિંદુ સ્ત્રી-રૂષો ઉપર આવે તે ખરેખર એ કોમના દરેક સ્ત્રી પુરૂષને લાંછન લ-ગાડનારૂં કહેવાય! જો આ પ્રમાણે ચાલતું હોય તો તેનો એકદમ અટકાવ થવાની જરૂર છે. છેવટે એટલી અરજ કરૂં છું કે કોઇપણ બહેન કદિ જુગાર રમશો નહિ અને જુગાર રમનાર સ્ત્રી કે પુરૂષનો છાંયો પણ લેશો નહિ: કારણકે છેવટે **દુ:ખી થવાનોજ રસ્તો આ જુગાર છે!**

# विद्याकला–वैदक.

## સ્ત્રીઓ અને બાલકો માટે ઘરગથ્થુ દવાઓ.

લેખકઃ—રા રા વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢીયારઃ મુંબાઈ
("સંસારમાં સ્વર્ગ," સ્વર્ગનાં રત્નો," વગેરેના કર્તા.)

(ગયા અંકથી ચાલુ.)

**કાનના રોગોના ઉપાયોઃ**

**બ્હેનો!** ઘણા બાલકોના કાન પાકે છે, અને તેમાંથી રશી વહ્યા કરે છે બાળકોમાં એ રોગ બહુ સાધારણ છે. માટે તેની દવા પણ જાણી લેવી જોઇએ.

૧. મરવાના રસનાં ટીપાં કાનમાં નાખવાથી કાન વહેતો હોય તે મટી જાય છે.

૨. તુલશીના રસનાં ટીપાં કાનમાં નાંખવાથી કાન વહેતો હોય તે મટી જાય છે.

૩. લસણને તેલમાં કડકડાવી તે તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનના ઘણી જાતના રોગો મટી જાય છે.

૪. સમુદ્રફીણને વાછડીના મૂત્રમાં ઘશી તેનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનમાંથી રશી ઝરતી હોય તે મટી જાય છે.

૫. તેલમાં કપુરને વાટી તે તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી કાન પાકયો હોય, તો તેમાંથી રશી ઝરતી હોય તે મટી જાય છે.

૬. છોકરાંઓને રમવાની કોડી આવે છે, તે કોડીને દેવતામાં બાળી નાંખવી, પછી તેને વાટી તેનો બારીક ભુકો કરવો તે ભુકો લીંબુના રસમાં મીલાવી તેનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનના ઘણી જાતના મુસ્કેલ રોગો પણ મટી જાય છે. ત્યારે ન્હાના ન્હાના રોગો મટે એમાં તો નવાઇ શું?*

---

# पाकशास्त्र.

**ભોજન સામગ્રીઃ**

આગલા જમાનાના લોકો જે કામ ધારે, તે બહુ ખંત અને મહેનતથી કરતા. તેઓ કદિ કંટાળતા નહીં અને હાથમાં લીધેલું કામ પૂરૂં કરીનેજ મૂકતા. ખોરાકની બાબત પણ ત્હેમના ધ્યાન બહાર રહેતી નહીં.

---

* મરઘીનાં ઈંડાંનાં કોચલાં માટીની ઠીબમાં બાળીને ત્હેની રાખ કરેલી હોય; તો તે પણ કાનમાંથી રસી નીકળતી હોય, ત્હેના ઉપર નાંખવાથી બહુ ફાયદો કરે છે અને કાનનાં દર્દો પણ તે મટાડે છે. કાગળની ભૂંગળી કરીને ફૂંકવાથી તે ઠેઠ અંદર સુધી થઇને ચ્હોટે છે.—**લોકોમાં પ્રચલિત એક ઈલાજ.**

ભોજન સામગ્રીનું મહત્વ વૈદક શાસ્ત્રમાં ઘણુંજ ગણ્યું છે. કોઇ કોઈ વૈદોને તો એટલે સુધી કહેતાં સાંભળ્યા છે કે કાંઈ પણુ દવા સિવાય ફક્ત ખોરાક જરૂર જોગ અને અનુકૂળ પડે તેવો આપીને દરેક દરદીને સાજો કરી શકાય છે. આ વાત ખરી છે. જમવામાં એવા પદાર્થો આવે છે કે તેને લીધે માણસ માંદાં પડે અને એવી ચીજો પણુ હોય છે કે જે ગુણુકારક ગણાય છે. હવે ગુણુકારકજ વસ્તુઓ ઋતુ અને તબીયત વિશે વિચાર કરીને આપવામાં આવે તો બધી રીતે ફાયદોજ થાય.

ભોજન સામગ્રીના બે ભાગ પાડી શકાય: (૧) તરત રાંધેલું,–જેવું કે રોટલી, ખીચડી, શાક, દાળ, વિગેરે. અથવા તૈયાર કરી રાખેલું,—જેવું કે જલેબી, લાડુ, વિગેરે. આ મુખ્ય રસોઈની વસ્તુઓમાં ગણાય છે. (૨) ઉપાહારની વસ્તુઓ, જે ભોજન સમયે ખોરાક સાથે વપરાય છે અને તેને સ્વાદિષ્ટ બનાવવા તથા તે પાચન કરવાના કામમાં આવે છે. અથાણાં પાપડ, મુરબ્બા, ચટણીઓ, રાયતાં, વિગેરેનો આ ભાગમાં સમાવેશ થાય છે. જાતજાતના મશાલા પણુ ખોરાક પચાવવામાં મદદગાર થાય છે. આ વાનીઓ ઘણી તરેહથી અને ઘણી ચીજોની બને છે. આમ કરવાનું કારણુ વસ્તુઓની વિવિધતાથી સ્વાદ લાગે અને અને ભારે ખોરાકની સાથે તે લીધાથી જઠરને પૂરતી મદદ મળી શકે.

લીલા સૂકા મેવાનો વાપર આપણા લોકોમાં બહુ ઓછો છે. મુંબઈ, સુરત, અમદાવાદ, જેવાં શહેરોના કેળવાયલા લોકો અથવા બહુ તવંગર અગર ઉંચા હોદ્દા પરના થોડા માણસોને બાદ કરીએ, તો પછી બીજા કોઇને લીલો મેવો વાપરતાંજ આપણે જોઈશું નહીં. આ દિલગીરીની વાત છે. સાધારણુ લોકો પણુ વખતે લીલો મેવો ખાય છે,–પણુ તેમાં બોર, જામફળ, સીતાફળ, કેરી, કાકડી, ગાજર, અને કોઇવાર કેળાં: આમાંનાં કેટલાંક ( બોર, જામફળ, સીતાફળ, અને કાકડી ) તો પોતાની તબીયતનો વિચાર કરીને ખાવાજેવાં છે. કારણુ કે તે અમુક ઋતુમાં અથવા હદ બહાર લેવામાં આવ્યેથી નડયા વગર રહેતાં નથી. આથીજ બોરને "ઉધરસની ગોળીઓ" ( ઉધરસ મટાડવાની નહીં–પણુ લાવવાની! ) તથા જામફળ-સીતાફળ-કાકડીને "તાવનાં ભાઇબંધ" કહેવામાં આવે છે!—કાંઈ કોઈ મેવો એવી રીતે પણુ આપણા લોકો ખાય છે કે તે કરતાં ન ખાતાં હોય તો બહુ ફાયદો થાય!—દાખલા તરીકે કેરીના રસમાં પુષ્કળ ઘી ( અને વખતે-સાથે ખાંડ પણુ ) નાંખવામાં આવે છે; તથા કેળાંને છૂંદી, તેનું કચુંબર કરી તેમાં જમનાર સંતોષ પામે તેટલું ઘી ખાંડ નાંખી, તેને ખુબ હલાવી તેની તાંત બાઝે એવું રગડ થાય ત્યારેજ ખાય છે!—આવું વાહીયાતપણું જઠરને નુકશાન કર્યા સીવાય કેમ રહે?

લીલો મેવો પાચન માટે બહુજ ઉપયોગી છે. જે કામ શાક ભાજી કરે છે, તેનાથી પણુ વધારે ફાયદો તે કરે છે. લીલી દ્રાક્ષ, દાડમ, અંજીર, સફરજંદ, નારંગી, લીંબુ, સંતરાં, પપનાસ, ફણુસ, કેળાં, પપૈયાં, વિગેરે ચીજો ઘણી ઉપયોગી હોવા છતાં, બધી જગોએ મળી શકતી નથી અને મોંઘી પણુ પડે છે. પરંતુ આપણા દેશમાં તે ઉગાડી શકાય નહિં એવી નથી. જો લોકો તે વસ્તુઓની જરૂર તરફ યોગ્ય લક્ષ આપે તો તેની આપણે ત્યાં ખપત વધે; ને ખપત વધે તો લોકો તે તૈયાર કરવા લાગે, એ દેખીતું છે.

દુધ, દહીં ને છાશ એ પણુ બહુજ ઉપયોગી ચીજો છે. દક્ષીણુના લોકો દહીં ને

ભોજન સામગ્રીનું મહત્વ વૈદક શાસ્ત્રમાં ઘણુંજ ગણ્યું છે. કોઇ કોઈ વૈદોને તો એટલે સુધી કહેતાં સાંભળ્યા છે કે કાંઈ પણ દવા સિવાય ફક્ત ખોરાક જરૂર જોગ અને અનુકૂળ પડે તેવો આપીને દરેક દરદીને સાજો કરી શકાય છે. આ વાત ખરી છે. જમવામાં એવા પદાર્થો આવે છે કે તેને લીધે માણસ માંદાં પડે અને એવી ચીજો પણ હોય છે કે જે ગુણકારક ગણાય છે. હવે ગુણકારકજ વસ્તુઓ ઋતુ અને તબીયત વિશે વિચાર કરીને આપવામાં આવે તો બધી રીતે ફાયદોજ થાય.

ભોજન સામગ્રીના બે ભાગ પાડી શકાય: (૧) તરત રાંધેલું,-જેવું કે રોટલી, ખીચડી, શાક, દાળ, વિગેરે. અથવા તૈયાર કરી રાખેલું,—જેવું કે જલેબી, લાડુ, વિગેરે. આ મુખ્ય રસોઈની વસ્તુઓમાં ગણાય છે. (૨) ઉપાહારની વસ્તુઓ, જે ભોજન સમયે ખોરાક સાથે વપરાય છે અને તેને સ્વાદિષ્ટ બનાવવા તથા તે પાચન કરવાના કામમાં આવે છે. અથાણાં પાપડ, મુરબ્બા, ચટણીઓ, રાયતાં, વિગેરેનો આ ભાગમાં સમાવેશ થાય છે. જાતજાતના મશાલા પણ ખોરાક પચાવવામાં મદદગાર થાય છે. આ વાનીઓ ઘણી તરેહથી અને ઘણી ચીજોની બને છે. આમ કરવાનું કારણ વસ્તુઓની વિવિધતાથી સ્વાદ લાગે અને અને ભારે ખોરાકની સાથે તે લીધાથી જઠરને પૂરતી મદદ મળી શકે.

. લીલા સૂકા મેવાનો વાપર આપણા લોકોમાં બહુ ઓછો છે. મુંબઈ, સુરત, અમદાવાદ, જેવાં શહેરોના કેળવાયલા લોકો અથવા બહુ તવંગર અગર ઉંચા હોદ્દા પરના થોડા માણસોને બાદ કરીએ, તો પછી બીજા કોઇને લીલો મેવો વાપરતાંજ આપણે જોઈશું નહીં. આ દિલગીરીની વાત છે. સાધારણ લોકો પણ વખતે લીલો મેવો ખાય છે,-પણ તેમાં બોર, જામફળ, સીતાફળ, કેરી, કાકડી, ગાજર, અને કોઇવાર કેળાં: આમાંનાં કેટલાંક ( બોર, જામફળ, સીતાફળ, અને કાકડી ) તો પોતાની તબીયતનો વિચાર કરીને ખાવાજેવાં છે. કારણ કે તે અમુક ઋતુમાં અથવા હદ બહાર લેવામાં આવ્યેથી નડયા વગર રહેતાં નથી. આથીજ બોરને "ઉધરશની ગોળીઓ" ( ઉધરશ મટાડવાની નહીં-પણ લાવવાની! ) તથા જામફળ-સીતાફળ-કાકડીને "તાવનાં ભાઇબંધ" કહેવામાં આવે છે!—કોઈ કોઈ મેવો એવી રીતે પણ આપણા લોકો ખાય છે કે તે કરતાં ન ખાતાં હોય તો બહુ ફાયદો થાય!—દાખલા તરીકે કેરીના રસમાં પુષ્કળ ઘી ( અને વખતે-સાથે ખાંડ પણ ) નાંખવામાં આવે છે; તથા કેળાંને છૂંદી, તેનું કચુંબર કરી તેમાં જમનાર સંતોષ પામે તેટલું ઘી ખાંડ નાંખી, તેને ખુબ હલાવી તેની તાંત બાઝે એવું રગડ થાય ત્યારેજ ખાય છે!—આવું વાહીયાતપણું જઠરને નુકશાન કર્યા સીવાય કેમ રહે?

. લીલો મેવો પાચન માટે બહુજ ઉપયોગી છે. જે કામ શાક ભાજી કરે છે, તેનાથી પણ વધારે ફાયદો તે કરે છે. લીલી દ્રાક્ષ, દાડમ, અંજીર, સફરજંદ, નારંગી, લીંબુ, સંતરાં, પપનાસ, ફણસ, કેળાં, પપૈયાં, વિગેરે ચીજો ઘણી ઉપયોગી હોવા છતાં, બધી જગોએ મળી શકતી નથી અને મોંઘી પણ પડે છે. પરંતુ આપણા દેશમાં તે ઉગાડી શકાય નહિં એવી નથી. જો લોકો તે વસ્તુઓની જરૂર તરફ યોગ્ય લક્ષ આપે તો તેની આપણે ત્યાં ખપત વધે; ને ખપત વધે તો લોકો તે તૈયાર કરવા લાગે, એ દેખીતું છે.

દુધ, દહીં ને છાશ એ પણ બહુજ ઉપયોગી ચીજો છે. દક્ષીણના લોકો દહીં ને

છાશ ઉપરજ રહે છે એમ કહીએ તો ચાલે. ને ઉત્તર હિંદુસ્થાન વિગેરે ભાગના લોકો દુધના પદાર્થો વાપરે છે. ઘણે ઠેકાણે ગુજરાતી લોકોમાં દુધ, દહીં અને છાશ—એમાંથી દુધ અને છાશ વધારે વપરાતાં લાગે છે; દુધ જેઓ નથી વાપરી શકતા તેઓ દહીંની પાછળ પણ પૈસા ખરચવા આનાકાની કરે જ. આથી તેઓ થોડું દહીં લાવી તેમાં પાણી નાંખી પુષ્કળ છાશ બનાવી વાપરમાં લે છે. પણ ગુજરાત કરતાં કાઠીયાવાડમાં તો દુધ ને છાશ નો ઘણો વધારે ઉપયોગ થાય છે.

ચટણી, રાયતાં વિગેરેનો વાપર સુરત તરફ વધારે છે. અને ચટણી તો ખાસ કરીને દક્ષિણીઓની!

વૈદકના નિયમો પ્રમાણે ખોરાક સાદો, સાત્વિક, સારો પકાવેલો અને પૌષ્ટિક જોઇએ પણ એ નિયમ વૈદો પોતે પણ પાળે છે કે નહીં એ એક સંવાલ જ છે!–મેં તો એવા કોઇ જોયા નથી. અને તેઓ (વૈદો અથવા દરદીઓ) કોઈ બીમારીથી પીડાતા હોય ત્યારેજ તેમ કરે છે. આમાં કાંઈ નવાઇ નથી. તબિયત બગડી હોય ત્યારે પણ ગમે તે ખાય તે કાંતો અણસમજુ બાળક હોય અથવા તો ગાંડો હોય—તે સિવાય બીજાં બધાં તો પોતાનું હિત સમજીને પથ્ય પાળેજ.

પણ જો વૈદકશાસ્ત્ર પ્રમાણે ખોરાક ન સંભાળી શકાય, તો સારો રસ્તો એ છે કે ખોરાકની સાથે ઉપાહાર લેવો. શાક તરકારી વધારે ખાવાં. બની શકે તે પ્રમાણમાં દુધ દહીં વિગેરેનો ઉપયોગ કરવો. અને થોડો ઘણો લીલો મેવો પણ ખાવો. આપણામાં આ ઉપરાંત પાન સોપારી અને એલચી, લવિંગ, વરિયાળી, તથા તજ, વગેરે પાચક ચીજો ખાવાનો રિવાજ છે. તે પણ બહુ સારો છે. હાલમાં સાહેબ લોકોનું જોઇને કોઇ કોઇ તે નથી પણ ખાતા. પણ આપણા ખોરાકને પચાવવા માટે તે ઉપયોગી છે. આ ઉપરાંત મુખ્ય બાબત ઉપર જે લક્ષ આપવાનું છે, તે એ છે કે ખોરાકમાં નિયમિતતા રાખવી અને કદી બહુ ખાવું નહિં! મિતાહાર હશે તો ગમે તેવો ભારે ખોરાક પણ ઘણું નુકશાન નહીં કરી શકે. પણ આપણા લોકો ભાણા ઉપર ખાવા બેસે છે, ત્યારે એમ વિચાર જ કરતા નથી કે જમણ પારકું છેઃ પણ પેટ તો પારકું નથી ને?અથવા પોતાને ઘેર હોય તો પણ જાણે પછી કોઈ દહાડો એવું ભોજન મળવાનુંજ નથી તેમ—અકરાંતીયા થઇને ખાય છે!–અને પછી વૈદ—ડાક્તરને ઘેર દોડે છે! આમ કરવા કરતાં ખાવામાં નિયમ અને મિતાહાર રાખવો. એથી ઘણી તરેહના ફાયદા છે.

(ભાવનગર.) —એક બહેન.

---

[અમને આશા છે કે પાકશાસ્ત્રની જૂદી જૂદી સ્વાદિષ્ટ બનાવટો જે જે બ્હેનોએ ભોજનમાં તૈયાર કરી હોય, અથવા કોઇ સ્થળે તૈયાર થતી જોઈ હોય, ત્હેનું સરળ વર્ણન તેઓ સ્પષ્ટ રીતે, ટુંકાણમાં, લખી મોકલશેઃ અને દક્ષિણીઓ, બંગાળીઓ, મદ્રાસીઓ,—વગેરે પ્રજાવિભાગોમાં જે બ્હેનો અથવા બન્ધુઓ રૂરેતાં હોય, તેઓ પોતાની આસપાસ ના લોકોની ભોજનસામગ્રી વિશે ત્હેમનાં ગુજરાતી ભાન્ડુને માહિતી આપશે, તો ઉપકાર થશે. પાકશાસ્ત્રના વિષય ઉપર (તેમજ ભરત ગૂંથણ ઉપર) હવેથી બનશે ત્યાં સુધી દરેક અંકમાં એક બે પાનાં પ્રકટ થશે.—તન્ત્રિ, સુ. સુ.]

બાલકો માટે વાર્તા.

# વાલોદ્યાન.

## ધર્મ અને લક્ષ્મી.

એક દેશનો રાજા હતો. તે ઘણો નીતિવાન અને પરોપકારી હતો. એની રૈયત સુખ શાન્તિમાં કેવી રીતે રહે, એ બાબતની એને રાત દહાડો ચિન્તા રહેતી; કારણ કે તે પોતાનાં રાજ્યની પ્રજાને છોકરાંની પેઠે ચ્હાતો હતો. એક સ્હાંજે તે પોતાના નિત્ય નિયમ પ્રમાણે શહેર બ્હાર આવેલા દેવાલયમાં શ્રી ભગવાનનાં દર્શન કરવાને જતો હતો, ત્હેવામાં રસ્તાની બાજુપર પડેલા લાકડાંના ભારા ઉપર માથું રાખીને એક ડોશીને નીસાસો મૂકતી સાંભળી. રાજા તરત જ ત્યાં ઉભો રહ્યો અને કારણ પૂછતાં જણાયું કે,—ડોશીના ઘરમાં બધાં માંદાં હતાં અને કાંઇ ખાવાનું ન્હોતું. તેથી આખો દહાડો જંગલમાં ઘણી મહેનત કરી એક ભારો બળતણનાં લાકડાં એકઠાં કરી તે વેચવાને લાવી હતી. પણ કોઇએ તે ભારો લીધો નહિ અને હવે અંધારૂં થઈ ગયું હતું. ડોશી તો એક રાત ખોરાક વગર ખેંચી કહાડવાને તૈયાર હતી; પણ,—ઘેર માંદાં માણસોનું શું થશે, એની ત્હેને બહુ ફિકર થતી હતી.

આ હકીકત સાંભળીને રાજાને બહુ લાગણી થઈ આવી અને તે બાઈના કુટુંબ માટે દયા ઉપજી. તેથી ત્હેણે ડોશીને તે ભારાની કિમ્મત પૂછી, અને તેના કહ્યા પ્રમાણે પૈસા આપી, ત્હેને સંતોષમાં લાવી વદાય કરી. આ દિવસથી રાજાએ પોતાના શહેરમાં એવો હુકમ ફેરવ્યો કે બજારમાં આવેલો કોઇ પણ માલ સ્હાંજ સુધીમાં વેચાયા વગરનો રહે, તે રાજ્ય તરફથી ખરીદી લેવો. અને આ કામ ઉપર એક ખાસ કામદારની નીમણૂંક કરવામાં આવી.

એજ નગરમાં એક બ્રાહ્મણ અને ત્હેની સ્ત્રી રહેતાં હતાં. બ્રાહ્મણ સાધારણ ભણેલો હતો અને તે પોતાનું ગુજરાન માંડ માંડ ચલાવતો પરન્તુ તેમ લાંબો વખત ચાલ્યું નહિં. બીજા વધારે વિદ્વાન બ્રાહ્મણો શહેરમાં વધવાથી આ બ્રાહ્મણની આવક ધીમે ધીમે ઘટવા માંડી હતી અને ઘરમાં છોકરાંની વસતિ વધવા લાગી હતી! આથી ત્હેને હવે તાણ પડવા લાગી. 'શું કરવું?' ત્હેની ચિન્તામાં તે રાત દહાડો રહેવા લાગ્યો: પણ કાંઈ ઉપાય હાથ લાગતો ન હતો. આ બ્રાહ્મણની સ્ત્રી બહુ ભણેલી તો નહોતી, પણ ઘણી બુદ્ધિશાળી હતી. તેથી ત્હેણે એક દિવસ ઘરને વાળી ઝુડીને સાફ કર્યું અને જેટલો કચરો નીકળ્યો, ત્હેની પોટકી બાંધીને તે બ્રાહ્મણને આપી, ત્હેને સલાહ આપી કે, "ત્હમે બજારમાં જઈને બેસજો, અને કોઈ પૂછવા આવે કે પોટકીમાં શું છે? તો જવાબ દેજો કે, દરિદ્રતા!—હું મ્હારૂં દુઃખ વેચવાને લાવ્યો છું. અને કિમ્મત એક લાખ રૂપિયા કરતાં ઓછી કહેશો નહિં."

પેલા બ્રાહ્મણે પોતાની સ્ત્રીને ઘણીયે સમજાવી કે "કોઈ દુઃખ તે વેચાતું લેતું હશે?—અને એવું મૂર્ખ કોણ હોય કે લાખ રૂપિયા આપીને તે લે?" પણ તે સ્ત્રી એકની બે ન થઈ. અન્તે ત્હેના આગ્રહથી તે બજારમાં જઈને બેઠો. શહેરમાં વેપાર પુષ્કળ ચાલતો હતો, તેથી કોઈક ચીજ ભાગ્યેજ સ્હાંજ સુધીમાં વેચાયા વગરની રહેતી.

પણ બ્રાહ્મણની પોટકી લેનાર તો કોઈ મળ્યું નહિં. જે આવે તે " શું વેચવાનું છે ?" એમ પૂછે: અને બ્રાહ્મણનો જવાબ સાંભળીને, કિમ્મત પણ પૂછ્યા શિવાય, ત્હેને મૂર્ખનો સરદાર અથવા ગાંડો થઈ ગયેલો ધારી હસતા હસતા, મશ્કરી કરતા, અથવા ત્હેની દયા લાવતા, સર્વે પૂછનાર ચાલ્યા જતા !

સ્હાંજ પડી અને અન્ધારૂં થયું. ત્યારે રાજાનો કામદાર બધે જોતો જોતો આવી આ બ્રાહ્મણ પાસે અટક્યો; અને " શો માલ છે, શી કિમ્મત લેવાની છે ?" વગેરે સવાલો ત્હેને પૂછ્યા. પરન્તુ માલ અને મૂલ્ય બંને એવાં વિચિત્ર હતાં કે શું કરવું ત્હેની ત્હેને સમજણ પડી નહિં. આથી તે રાજા પાસે આવ્યો અને સઘળી હકીકત કહી સંભળાવી. રાજા અચંબો તો પામ્યો; પણ પોતે કરેલા ઠરાવ પ્રમાણે ચાલવાનો ત્હેને નિયમ હતો. તેથી બ્રાહ્મણની 'દરિદ્રતા' લાખ રૂપિયા આપીને ત્હેણે વેચાતી લઈ લીધી. બ્રાહ્મણ પણ પોતાની સ્ત્રીની અક્કલનાં પોતાના મનમાં વખાણ કરતો કરતો, ખુંશી ખુશાલીમાં ઝપાટાબંધ ઘેર પ્હોંચી ગયો.

તેજ રાતે રાજા પોતાના મહેલની આસપાસના બાગમાં ફરતો હતો, એવામાં ત્હેણે એક ખુબસુરત યુવાન સુન્દરીને ભારે કિમ્મતનાં વસ્ત્રો તથા ઝગઝગતાં મૂલ્યવાન ઘરેણાં પ્હેરીને મહેલમાંથી નીકળતી જોઈ. રાજા તરત ત્હેને પાસે ગયો અને જોયું તો પોતાના કુટુંબની અથવા ઓળખીતી કોઈ સ્ત્રી તે ન્હોતી. આથી ત્હેને પૂછ્યું: " ત્હમે કોણ છો ? અને અત્યારે રાજમહેલમાં ક્યાંથી આવ્યાં હતાં તથા ક્યાં જાઓ છો ?".

તે સ્ત્રીએ જવાબ દીધો: " હું લક્ષ્મી—ત્હારા ભાગ્યની દેવી છું. આજ સુધી દરેક રીતે ત્હને મ્હેં સુખી સમૃદ્ધિવાન રાખ્યો હતો. પરન્તુ આજ ત્હેં જાણી જોઈને દરિદ્રતા લીધી—તો એ અને હું બંને એક જગોએ રહી શકીએજ નહિં, તેથી હવે હું જાઉં છું."

રાજાને તે મહાદેવીની દલીલ ખરી લાગવાથી ત્હેણે નમ્રતાથી ત્હેને પ્રણામ કર્યા; અને કહ્યું કે—" ભલે આપ સિધાવો." ભાગ્યદેવી લક્ષ્મી ચાલી ગઈ.

રાજા આ દેખાવથી બહુ વિચારમાં પડી જઈ, હવે મ્હોટી વિપત્તિઓ પોતાને સહન કરવી પડશે એમ માનતો, ધીમે પગલે મહેલ તરફ પાછો ફરતો હતો. એવામાં ત્હેણે કોઈ મહાપ્રતાપી દેવ જેવા એક ઋષિને મહેલમાંની બ્હાર નીકળતો જોયો. રાજાને આ દેખાવ પાછો ઘણો અચંબો ઉપજ્યો. " ઋષિરાજ ! આપ કોણ છો ?" ત્હેણે પૂછ્યું ? " આ મહેલમાં પરવાનગી શિવાય આપ કેવી રીતે પેઠા હતા અને પાછા ક્યાં જાઓ છો ? "

તે વૃદ્ધ પુરૂષે જવાબ દીધો: " હે રાજા ! હું ધર્મ—ત્હારા કર્મનો દેવ છું. આજ સુધી ત્હને દરેક રીતે મ્હેં પવિત્ર નીતિવાન રાખ્યો હતો. પરન્તુ આજ ત્હેં જાણી જોઇને દરિદ્રતા લીધી !—તો એની સાથે રહેવાનું મ્હને પસંદ નથી. અને ભાગ્યદેવી લક્ષ્મીજી પણ અહિંથી ચાલ્યાં ગયેલાં છે, એટલે હું પણ જાઉં છું.

આ સાંભળીને રાજા ઘણો દિલગીર થયો. પરન્તુ હિમ્મતથી ત્હેણે કહ્યું: "મહાદેવ ! મ્હને ત્યજીને ભાગ્યદેવી ગયાં, માટેજ આપ પણ સિધાવો છે, તે ઠીક નહિં. કારણ મ્હેં દરિદ્રતા લીધી, એટલે લક્ષ્મીજી અહિં ન રહે: એમાં નવાઈ નથી. પણ આપનો કોઈ દોષ મ્હેં કર્યો નથી. આપની નીતિ સાચવવાનેજ—કરેલું વચન પાળવાનેજ—મ્હેં દરિદ્રતા

પણ સ્વીકારી છે. તેથી ઉલટી આપની મર્યાદા તો સચવાઈ છે. છતાં આપ મ્હારો ત્યાગ કરો એ ન્યાય છે ?"

રાજાની દલીલ એટલી વાજબી હતી, કે ધર્મ પ્રસન્ન થઈ, ત્હેને છાતી સરખો દાબી, માથે હાથ મૂક્યા. રાજાને સુખી થવાની આશીષ આપી, ધર્મ પાછો ફર્યો. ધર્મે રાજ્યમન્દિરમાં પ્રવેશ કર્યા પછી, પેલી ભાગ્યદેવીને પણ પાછી મહેલમાં જતી રાજાએ જોઈ. ઉતાવળો ઉતાવળો ત્હેની પાસે જઈ, ત્હેણે પ્રણામ કર્યા અને પૂછ્યું: "માજી ! આપ તો ગયાં હતાં ને ?–પાછાં ક્યાંથી પધારવાની કૃપા કરી ?"

લક્ષ્મીએ ઉત્તર આપ્યો: "ભાઈ! ધર્મ જ્યાં રહે, ત્યાંજ વસવાની મ્હારા સ્વામી શ્રી પ્રભુની મ્હને આજ્ઞા છે: એટલે ધર્મથી દૂર હું રહી શકુંજ નહિં. ધર્મનું ત્હેં પાલન કર્યું, એટલે મ્હને પ્રસન્ન કરી, એમજ સમજજે. જ્યાં સુધી તું ધર્મમાર્ગે રહીશ, ત્યાં સુધી ત્હારી સુખસંપત્તિનો નાશ થવાનો નથી, એ તું નક્કિ માનજે."* —B.

---

# आनन्दाश्रम.

## રતન ડોશીને જવાબ.

તીર્થ સમાન રતનમા !

પેલા બાયલા અને વહુઘેલા પતિઓએ ઉતારેલી પત્નિની આરતીઓ વાંચીને તમારો જીવ ગભરાઈ ગયો: તેથી ઘરડે ઘડપણ ધ્રુજતા હાથે કલમ લઇને લખવાની ફરજ પડી ! અને એ આપનો પત્ર વાંચીને તમારાથી પાંચ વર્ષે મોટાં તમારાં જેઠાણી ડાહી ડોશીમાને પણ–આરતીઓ વાંચીને જીવ મુંઝાઈ જવાથી મગજ હાથથી ગયેલું તેથી–તમારા કાગળને ટેકો દેવાનું તાન ચઢી ગયું ને પેટની વરાળ ખુબ કાઢી નાંખી: એ પણ બહુ ઠીક થયું !

સૌ. સરલાબ્હેને જે જવાબ લખ્યો છે, તેમાં શું ખોટું છે ? કંઈ નહિં. ભણતરથી નફટપણું, ડોળ, સ્વચ્છંદાચાર, વગેરે ગાંડપણ કે વહુઘેલાપણું આવતું નથી. સૌ. બહેન સરલાએ આપેલા દાખલામાંથી ક્યાં કેળવાયેલાંના છે ? કહેવત છે કે "રહે તો આપથી અને જાય તો સગા બાપથી !" એ પ્રમાણે ભણનાર યા વગર ભણનાર મ્હાય તે હોય, તોપણ ભણતરને દોષ દેવાની જરૂર નથી. બેશક, નહિ ભણેલાઓ કરતાં ભણેલાઓ વધારે વિચારીને કામ કરશે. અને અભણની પેઠે બીજાના હક્કને ઝુંટાવી નહિ લેતાં, તેમના હિત માટે સ્વાર્થનો ત્યાગ કરવા તત્પર ભણેલાઓજ થશે. કારણ માત્ર એટલુંજ કે તેઓને જ્ઞાન છે. અને તે કારણ એવું છે કે જે ભાગ્યેજ નમારે ગળે ઉતરી શકશે !

કળિયુગની નહિ, પણ આગલા જમાનાની વાત કરીએ: તો પણ કોઈ શાસ્ત્રમાંસ્ત્રીને મારવાનું–ચમચમાવી કાઢવાનું, કોઈ સ્થળે લખ્યું હોયતો બતાવશો ? (સ્ત્રીઓને હલકી ગણીને તેઓના ઉપર હાથ ઉગ્રાડવો, તે તો કળિયુગનોજ ચમત્કાર છે ! ) ઉલટું સ્ત્રીઓને તો

---

* આપણી લોકકથામાં આ વાર્તા (જે ઘણી વધારે લાંબી છે, ) જાણીતી છે. ત્હેના ઉપરથી ઇંગ્રેજીમાં લેવાયલી વાતમાંથી આ અનુવાદ જરૂરના ફેરફાર સાથે કર્યો છે.

પ્રસન્ન રાખવાનુંજ કહેલ છે. આ જ માસિક ઉપર જુઓને: यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । એ મનુ મહાત્માનું વાક્ય પણ શું સૂચવે છે? એજ કે-જ્યાં સ્ત્રીઓને પ્રસન્ન રાખવામાં આવે છે, આવશે: ત્યાંજ દેવતાઓ રમણ કરે છે.

કળિયુગમાં કોઇકજ સ્થળે ભાગ્યશાળી સ્ત્રી (તમારા લખવા મુજબ) રાણી થઇ શકી હશે અને તેનો ધણી તે પાય તેટલુંજ પાણી પીતો હશે! પણ સાધારણ રીતે તો કેળવણી વિના સ્ત્રીઓ પુરૂષોના પગની પાની બરોબર, અરે, પાની બરોબર તો શું, પણ ખાસડાના તળિયા બરોબરની ઉપમા લઈ બેઠી છે! આપણાં શાસ્ત્ર પુરાણોમાં સાંભળીએ છીએ તેવી ચોસઠ કળાની જાણ, સતી અને શૂરી સ્ત્રીઓ પતિની "રાણીઓ" થઈ હતી, અને તમારાં જેવાં વૃદ્ધ જેમનો બધો વખત તો ભગવાનના ભજનમાંજ જતો હશે (!) તેમણે એ બધું અમારા કર્તા વધારે સાંભળેલ હશે: છતાં આમ તાકુકીને વઢવા ઉઠ્યા છો, ત્યારેજ આટલું કહેવું પડે છે. હાલના બિચારા સુધરેલાઓ કાંઇ પોતાના નામની પહેલાં પોતાની બાયડીઓનાં નામ તો નથી મેલતા ને?—જેમકે "લક્ષ્મીનારાયણ" રાધાકૃષ્ણ, વિગેરે: પણ તમારી મર્યાદા તો રાખે છે ખરા!

ખરૂં લખતાં માઠું લાગે તો માફ કરજો. પણ કોઈ પણ જાતના પક્ષપાત વિના ન્યાયની નજરે જોવામાં આવે તો દુનિયામાં જેટલી જરૂર પુરૂષની તેટલીજ જરૂર સ્ત્રીની પણ છે. એકલો પુરૂષ સંસારમાં શું કામ કરી શકે તેમ છે? શાસ્ત્રકારોએ તો એટલે સુધી લખ્યું છે કે કોઈપણ ધાર્મિક યા માંગલિક ક્રિયા સ્ત્રી વિના એકલા પુરૂષથી થતી નથી અને કરવામાં આવે તો તે અપૂર્ણ ગણાય છે. તે તમારાથી ક્યાં અજાણ્યું છે? ઘણું નહિ કરતાં ટુંકામાં કહીએ તો પુરૂષ એ ગૃહમંદિરનો રાજા યા તો દેવ છે અને સ્ત્રી એ રાણી અથવા દેવી છે. વાંચો આ 'સુન્દરી સુબોધ' ના મુખપૃષ્ઠ પર,—"સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી.........સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્યં છે." સ્ત્રીઓ દુનીયામાં કેટલો બધો મુખ્ય ભાગ ભજવે છે! બાકી આ કળિયુગના જમાનાના પુરૂષો તો માત્ર દેખાદેખી—ગાડરીયા પ્રવાહની માફક કાગળમાંજ આરતીઓ ચિતરે છે! એ કાંઇ સતયુગની પેઠે સાચી આરતીઓ ઉતારેલી નથી કે પૂજા પણ કરેલ નથી. ઘણાએ એવા હોય છે કે બહાર મોટા મહાત્મા થઇને ભાષણો કરે છે. પણ ઘેર તો બૈરાંને બરોબર પુષ્પાંજલિ (!) મલતી હશે, અને નિત્ય શાલ પામરી જડતી હશે! પોતાની ગૃહદેવીઓ એ ચિતરેલી આરતીને લાયક હશે કે નહિ, તે તો આરતી લખનાર જાણે; પણ અશે, બિચારીઓનું માસિકમાં તો માન વધ્યું?

બાકી એ તો સહજ છે કે વહુ કાંઇ ગુલામડી કે નાનું બચ્ચું તો ન જ કહેવાય:-તો પછી મરાય કેમ? આખો દહાડો 'હુંકારા-તુંકારા' થાય કેમ? એકે મારવું અને બીજાએ માર ખાવો—એ ધર્મ નહિં પણ જંગલીપણુંજ કહેવાય! હંમેશાં જે સ્ત્રી ભણેલી-કેળવાયલી-ડાહી-ચતુર-હુંશિયાર અને અક્કલવાન હોય, તે સ્ત્રીને માર ખાવાનો વખત આવતો નથી; કેમકે તે મારને પાત્ર પણ નથી. (અને તેહેના પતિની મૂર્ખતાથી એમ બને તો તે એનું મ્હોટું દુર્ભાગ્ય!)-અબુજ—બોથડ—જડ જેવી—જંગલી સ્ત્રીઓજ માર ખાય છે. કેળવાયલી સ્ત્રીઓ તો પતિની આજ્ઞાનુસાર—મરજી મુજબ વર્તનારી હોય છે, તો પછી દોષમાં ક્યાંથી આવે? અને એવી સ્ત્રીઓને 'બુધે નાર પાધરી!' એ કહેવત પણ લાગુ

ન પડે ! છતાં તમે તો વૃદ્ધ છો: એટલે મીજાજના ફાટેલા યુવાનો સ્ત્રીઓને ફટકાવતા હોય તોપણ ત્હેમને તમારે વારવા જોઇએ; તેને બદલે ફટકાવતાં શિખવાડો તે યોગ્ય છે ? તમારે તો સારીજ શિખામણ આપવી જોઇએ. ધણીના હાથનો માર ખાઇને મોટાં થવામાં કાંઇ સાબાશી વધતી હશે ખરી કે ?–તમે સુખી હશો તેની કોણ ના પાડે છે ? બાકી મન માન્યાં લુગડાં કરાવવામાં, ઘરેણાં ઘડાવવામાં, લગ્નના લ્હાવા લેવામાં, અધરણીમાં જમવા જવામાં ને મોસાળામાં ફરવામાંજ સ્ત્રીઓનાં સુખની સમાપ્તિ થતી હોય, તો તે તમને મુબારક રહો !–સ્ત્રીને ફટકાવી કહાડવા કરતાં, જેમ પતિને વધારે સારૂં બીજું કામ કરવાનું બહુ છે: તેમ પત્ની–ગૃહિણીને માટે પણ 'ત્હમારાં માનેલાં સુખ' કરતાં વધારે ઉત્તમ મોટી ફરજો અને અનેક પ્રકારના અદ્‌ભુત લ્હાવાઓનો આનંદ ઘણોય લેવાનો છે !

( રાજકોટ. ) લિ. સૌ. જ્યોત્સ્નાનો પ્રણામ.

---

# पत्र मंजूषा.

## સ્ત્રીઓને પણ નમસ્કાર કરાય ?

દેશકાળના અનિવાર્ય બળને લીધે આપણા પુરૂષ વર્ગને પોતાના કુટુંબની સ્ત્રીઓ ઉપરાંત અનેક સ્ત્રીઓના સમાગમમાં ઘણી વાર આવવું પડે છે. આવે પ્રસંગે પહેલી એક બે મીનીટનો સમય ઘણી વિચક્ષણ રીતે પસાર થાય છે; અને પછી "આવો", "કેમ છો ?"–એમ વાત શરૂ થાય છે. આ અગવડમાંથી બચવાને માટે ઓળખાણવાળાં સ્ત્રી પુરૂષો મળતાંની સાથેજ પરસ્પર નમસ્કાર કરવાનો પ્રાચીન રીવાજ આપણામાં ચાલુ કરવામાં આવે, તો શું તે અઘટિત છે ?

મ્હારા અનુભવ પ્રમાણે બંગાળા અને પંજાબના સુશિક્ષિત વર્ગોમાં આ રીવાજ ચાલુ છે. ગુજરાતમાં પણ આ રીવાજ કેટલે એક અંશે પ્રચલિત છે. પરંતુ તેનો સર્વત્ર વિસ્તાર કરવાની જરૂર છે. સ્ત્રી જાતિને માન આપવાનો શાસ્ત્રોક્ત પ્રચાર આપણા અનાર્ય જીવનમાંથી ઘસાઈ ગયો છે: પરંતુ સ્ત્રી અને પુરૂષ પ્રત્યે વધારે માનપ્રદ દૃષ્ટિએ જોવાનો આ રીવાજ ચાલુ થવાથી તેમની પરસ્પર વર્તણુક અને લાગણીમાં પણ યોગ્ય ફેરફાર થશે. પ્રાચીન આર્યસંસ્કારના સંચય અને રક્ષણના સાધન રૂપ આપણા સ્ત્રી વર્ગમાં—માત્ર પાશ્ચિમાત્ય રીતરિવાજોના અંધ અનુકરણરૂપ 'સલામ' અને 'શેકહેંડ'નું ધતિંગ દાખલ કરવાની અયોગ્યતા તો સ્પષ્ટ જ છે !

સ્ત્રી પુરૂષ વચ્ચે નમસ્કારની પદ્ધતિ દાખલ થવાથી, હાલમાં પુરૂષ વર્ગમાં પ્રચલિત અર્થશૂન્ય "સાહેબજી !" નીકળી જઇને, મળતી અને છુટા પડતી વખતે નમસ્કારનો રીવાજ ચાલુ થવાની આશા પણ રાખી શકાય.

આ સંબંધી લખવાનું પ્રયોજન એટલું જ કે સ્વદેશના રાષ્ટ્રીય સંસ્કારો નષ્ટ થવા દેવા ન જોઇએ. નમનની પદ્ધતિ એ એક પ્રજાની સંસ્કૃતિનું ચિહ્ન છે. બે જાપાનીઓ અથવા ફ્રાન્સના બે પ્રજાજનો મળતી વખતે પોતાની રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણેજ અરસપરસ માન આપે છે; તો પછી ગુજરાતી સ્ત્રી પુરૂષોમાં આવા પ્રસંગોએ પુરાણસિદ્ધ નમસ્કાર કરવાનો રીવાજ ચાલુ થાય તો સર્વથા યોગ્ય જ મનાય.

આ સંબંધી વધારે લખવાની જરૂર નથી. તો પણ આશા છે કે સુન્દરી સુબોધના અનેક ગ્રાહકો, વાચકો અને લેખકો આ સંબંધી વિચાર કરી પોતાનો અભિપ્રાય આપશે અને યોગ્ય લાગે તો તેમ વર્તન પણ કરશે.

( ફૉર્મેન કૉલેજ લાહોર. ) —પોપટલાલ ગોવિન્દલાલ શાહ.

## સ્ત્રીલેખના ખાસ અંકમાં કયા વિષયો આવવા જોઇએ ?

**૧. લેખકબ્હેનોને-પ્રકટપત્ર.'**

બ્હેનો !

બંધુસમાજે તમારી ઉન્નતિ કરવા " **સુન્દરી સુબોધ** " ને જન્મ આપી આજ પર્યંત ચલાવ્યું છે. હાલના તંત્રી પોતાના પત્રને વિશેષને વિશેષ ઉપયોગી કરવા જૂદી જૂદી તરેહના પ્રયાસો કરે છે. સ્ત્રીઓનાજ લેખોથી ભરેલો ખાસ અંક કાઢવાની પ્રથા આ પ્રયાસમાંની એક છે. આ **અંક**માં લખવા ઘણી **બ્હેનો** ઉત્સાહથીજ નહી પણ શક્તિથી ભાગ લે છે. તોપણ એમ લાગે છે ઘણી **બ્હેનો**ની લખવાની ઉત્કંઠા મહાવરા વગર, વિષય ન સુઝવાથી અથવા સ્વાભાવિક વિનયથી, તરસી રહે છે. બધી બ્હેનો વાર્તાઓ, કવિતા કે નિબંધો લખી શકે, એવી વિદ્યા કે શક્તિથી સંપન્ન નથી હોતી; છતાં લખવાને ઘણી ઉત્સુક હોય છે, એવી બ્હેનો માટે **વિષયોની** નાની સરખી **યાદી** લખી મોકલું છું. આ વિષયો એવા પસંદ કરવામાં આવ્યા છે કે જેના સંબંધી માહિતીજ લખી મોકલવાની છે, તેમના વિશે બહુ વિચાર કરવાનો નથી.

**ભૂગોળ** અને કેળવાયલા જેને " ગુજરાત " કહે છે, તેના લોકો ઘણા ભાગે પાડે છે, આ દરેક ભાગની રહેણી કરણી જૂદી હોય છે. " **લાટદેશ**" એટલે સુરત ભરૂચનો મુલક, "**ચરોતર**" અને' તળ ગુજરાત"એટલે અમદાવાદની આસપાસનો પ્રદેશ, "**ઝાલાવાડ**," ગોહિલવાડ, " "**સોરઠ**, " અને " **હાલાર**,"વગેરે વગેરે જૂનાં વિભાગોમાં-મુંબાઇમાં ગુજરાતીઓની વસ્તી થવાથી, **મુંબાઇ** પણ ઉમેરી શકાય. અને ગુજરાતી ભાષા સાથેના તેહેના સંબન્ધને લઇને " કચ્છ " પ્રાન્ત ને પણ ત્હેમાં સ્થાન ઘટે છે. આ જૂદાં જૂદાં સ્થળોમાં રહેનારી બ્હેનો નીચેની બાબતપર કાંઇક લખી મોકલશે તો તેઓ પોતાનું અને બીજાનું જ્ઞાન વધારશે.

**૧. ઘરની બાંધણી અને સગવડ** દેશ પ્રમાણે, નાત પ્રમાણે, અને સ્થિતિ પ્રમાણે જાતજાતની હોય છે. જૂની અને નવી બાંધણીમાં ફેર હોય છે. નવી ઢબનાં ઘરો બધે એક જાતનાં બંધાતાં જાય છે, છતાં જૂનાં ઘરોની ખુબી અને ખામી જાણવાથી બીલકુલ નુકસાન નથી. એકાદ **બ્હેન સુરતનું** ઘર વર્ણવે, તો બીજી **બ્હેન** અમદાવાદનું ઘર, તો ત્રીજી **બ્હેન ભાવનગરનું**, તો ચોથી **બ્હેન જુનાગઢનું**, તો પાંચમી **બ્હેન ભાવનગરનુઃ** વગેરે.

**૨ ખાવા પીવાની રીતભાત અને વખતમાં** પણ એકપ સરખાપણું નથી, આનાં વર્ણનો બેશક ઉપયોગી થાય. જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી વાનીઓ કરાતી હોય; એ વાનીઓ કરતી વખતે કઈ કઈ વસ્તુઓ સાથે થવી જોઇએ અને કઈ કઇ નહીં. શાક

ભાજી અને અથાણાંની નવી નવી રીતો અને પ્રયોગો; ચટણી, કચુંબર, રાયતાં, મુખવાસ વગેરેના પણ ભાતભાતના પ્રયોગો જાણવા જેવા થશે. વિશેષમાં દક્ષિણીઓના સમાગમથી આ બાબતોમાં ફેર પડ્યો છે. તે ફેર પણ નોંધવા જેવો છે. મુંબાઈના શ્રીમંતો ગુજરાતી, કચ્છી અને દક્ષિણી રસોઈપરથી, અને કેટલેક સ્થળે અંગ્રેજી રસોઈપરથી જાતજાતની રસોઇ અને જમવાની કળા ખીલવતા જાય છે, તેનું વર્ણન રસિક થયા વિના રહેશે નહી. મરેઠી માસિક **મનોરંજન**માં કેટલીક દક્ષિણી બ્હેનો તરેહ તરેહની વાનીઓ કેવીરીતે બનાવવી, તેની ટુંકી નોંધ લખી મોકલે છે, તેવું આપણે ત્યાં લખાવાની જરૂર છે. આ ઉપરાંત જમતી વખતની રમણિયતા અને સગવડોનું ધ્યાન પણ થવું જોઇએ. દક્ષિણીઓ રંગોળી પુરે છે, અંગ્રેજો ફુલો ગોઠવે છે,–વગેરે રીવાજો આપણામાં પ્રવેશ થવા યોગ્ય નથી? જાતજાતની હકીકત પ્રગટ થશે તો પછી ભોજન વિશે અનેક રસિક પ્રશ્નો ઉઠશે. ક્યારે ક્યારે જમવું? જમતાં કેટલો વખત લેવો? કેવી રીતે વાનીઓનો ક્રમ ગોઠવવો? પોષણ આપે અને સ્વાદ પણ આપે એવું ભોજન શી રીતે કરવું? પોતાની કમાણીના પ્રમાણમાં આ બધો લ્હાવો કેવો અને કેટલે દરજ્જે લેવો?

વળી ઋતુ ઋતુ પ્રમાણે પાક, વસાણાં, વગેરે ખવાતાં (થોડાં ઘણાં હજી ખવાય છે), તેની પણ સવિસ્તર હકીકત આમ પ્રગટ થવી જોઇએ. માંદાં સ્ત્રીપુરૂષોને માટે કેવા ખોરાક થતા, સુવાવડી સ્ત્રી અને ધાવણાં બાળકની માને માટે કેવા ખોરાક રંધાતા, કેવી પરેજી પળાતી, તે તથા ફરાળની અને **નાસ્તા**ની જૂદી જૂદી ચીજો કેવી રીતે થતી અને થાય છે, તે વિશે ઘણી બ્હેનો કુશળતાથી લખી શકશે.

૩. અગાઉ ઘરમાં **સરસામાન અને રાચરચીલું** કેવાં વપરાતાં? હવે કેવાં જોઇએ છીએ? તેની ગોઠવણી કેવી થતી? હવે કેવી થાય છે? કેવી થવી જોઇએ?

૪. **પોષાકનો સવાલ** ઘણી બ્હેનોએ વિચાર્યો હશે. જૂનો પોષાક અને જૂની તરેહનાં લુગડાં જતાં જાય છે અને નવી ફેશનોનો અભ્યાસ કરનારી બ્હેનો તેનાં વર્ણન લખે અને દરેક ફેશનનો ઉદ્દેશ સમજાવે. જૂની અને નવી ફેશનનો મુકાબલો કરે તો ઘણું સારૂં થાય. અસલ લુગડાં કેવી રીતે જળવાતાં, કેવી રીતે ચોળાયલાં અને બગડેલાં સાફસૂફ થતાં–? હવે કેવી રીતે થાય છે? હાથે કપડાં સીવવાં હોય તો કેવી રીતે સીવવાં?

પોષાકની સાથે **પ્રસાધન** (Toilet) નો વિષય પણ રસ ઉપજાવે એવો છે. વાળ ચોળવા, અથવા ઓળવા, શરીર સ્વચ્છ રાખવું, કપાળમાં ચાંદલો કરવો, હાથેપગે મેંદી મુકવી, શરીરના ભિન્ન ભિન્ન અવયવોપર છુંદણાં અથવા ત્રાજવાં પડાવવાં, વગેરે–જૂના અને નવા રીવાજો: તથા **અલંકાર** પ્હેરવા એ **પ્રસાધન**માંજ ગણાય. અગાઉ કેવા કેવા દાગીના પ્હેરાતા અને કયે કયે પ્રસંગે? હાલ કેવા પ્હેરાય છે અને કયે કયે પ્રસંગે? ઘાટ કેવા હતા? હાલ કેવા થાય છે? ઘરેણાંથી શા શા લાભહાનિ થાય છે? ઘાટ શા માટે બદલાય છે? સોનારૂપાના દાગીના સરસ કે ઝવેરાતના? ઝવેરાતના જડાવ દાગીનાની ભાતો અને તેમાં થઈ શકતી નવી નવી કરામતો વગેરેનું ધ્યાન ગુજરાતી સુંદરીઓની રસિકતા પ્રગટ કરશેજ.

૫. **સુંદરી જીવનમાં મોઝ અને ગમ્મતના** ઉત્સવો, પર્વો, અને **યાત્રાઓ** આદિનું સવિસ્તર વર્ણન તથા ત્હેમનો હમેશનો વ્યવસાય બ્હેનો લખી મોકલે, તો મુકાબલાથી એમાં ઘણો ફેરફાર થઈ શકે. જૂના અને નવા ઉત્સવ મોઝના આ પ્રસંગો વર્ણવાય તોજ, સ્ત્રીજીવન સુખી કરવાના પ્રયત્નોને ઘણાં સૂચન મળશે.

**૬. બાલકોના ઉછેરના અને કુટુમ્બીઓની સેવાના** પ્રસંગો, બનાવો અને રીવાજો ખાસ કરીને નોંધાવા જેવા છે. બાલકને માટે કેવાં કેવાં "**હાલરડાં**" જૂદે જૂદે ઠેકાણે ગવાય છે? કેવી **વાતો** અને **રમતો**માં તેમને ગુલતાન કરાય છે? કેવી રીતે **દેવ** સેવા વગેરેમાં તેમને પરોવી તેમની ધર્મપરાયણતા ઘડાય છે? **સાસુવહુ**ના સંબંધો-દિવસમાં અમુક વખતે **સાસુને વહુ**નું પગે લાગવું, અમુક જાતનું વસ્ત્ર કે અલંકાર **વહુ** પ્હેરે, ત્યારે **સાસુ**ના પગ આગળ ભેટ ધરવી; **ભાઈ બ્હેન**ના સંબંધોમાં "**વીર**પસલી," "કાપડું" વગેરે: **દીએર ભોજાઈ**ના સંબંધમાં "ગોઠ" વગેરે. આવા આવા ન નોંધાયલા પણ ઝીણા ઝીણા પ્રસંગો આપણાં જીવનમાં રહેલી મહત્તા અને ન્યૂનતા બતાવશે.

**૭. ઘર અને તેનું આંગણું** રમણીય, તંદુરસ્ત અને આલ્હાદક શી રીતે થઈ શકે? કેવાં કેવાં ઝાડો વાવવાં? એકલાં **તુળસી**થીજ સંતોષ માનવો?-અને તે પણ જેમ ઉગે તેમ! કયાં કયાં **ફુલ** કે ફળનાં ઝાડો આંગણામાં રોપીશું?-અથવા બારીએ કુંડામાં ઉગાડશું? **બાળકો**ને માટે અને પોતાના વિનોદ માટે કેવાં કેવાં **જાનવરો** પાળીશું?

આટલું આ વર્ષે બસ થશે. આથી મ્હોટા **પ્રશ્નો દેશ**માં ઉકેલા છે અને તેમના ઉકેલમાં ત્હમારા સાહાય્યની અપેક્ષા છે. પણ ત્હમે ત્હમારી આજુબાજુની પરિચિત સ્થિતિનું અવલોકન કરતાં કરતાં, તેમાં જમાના પ્રમાણે ફેરફાર અને સંસ્કાર આણતાં આણતાં [illegible]ાગળ વધો અને **દેશ**ના **પ્રશ્નો**માં ભાગ લો: એથી વધારે રૂડું શું? તમારે માટે તમારા [illegible]ષોને હેત છે, તમને ઉન્નત કરવા તેઓ ઉત્સુક છે; પણ સાથે સાથે તેઓ ઘેર આવે [illegible]ારે તમારી પાસેથી સારી રસોઈ, પોતાના **મિત્રો** આવે ત્યારે તેમનો યથાર્થ સત્કાર, [illegible]ને પોતાના સંતાનોનો યોગ્ય ઉછેર તથા પોતાના **કુટુંબીઓ**ની સંભાળની પણ તેઓ [illegible]પેક્ષા રાખે છે. માટેજ આ વસ્તુઓપર લક્ષ આપવાની જરૂર છે.

એક **મિત્ર**ની સાથેની વાતચિતમાં આમાંની ઘણી બાબત સુઝેલી હોવાથી તેનો [illegible]પકાર માની, ગુજરાતના ગૃહજીવનમાં રસ, કળા, સૌંદર્ય, આરોગ્ય, પ્રભુતા, સદ્ગુણ અને [illegible]ામર્થ્ય નિવાસ કરો એવી વાંછનાથી વિરમું છું. —"E"

---

**૨. સ્ત્રીઓના અનુભવો.**

"સુન્દરી સુબોધ ના સ્ત્રીલેખકો" વિષેનું તા. ૧૪ મી સપ્ટેંબરના "**ગુજરાતી**" માં આપનું ચર્ચાપત્ર યાને "ચર્ચાપત્રીને જવાબ" વાંચ્યો. ઘણા દિવસની કેટલીક શંકાનું પણ ત્હેમાં સમાધાન થયું. દસ વર્ષ ઉપર આટલા સ્ત્રીલેખકો ન્હોતા, એ નક્કિજ છે: અને **સુન્દરી સુબોધે** બીજું કાંઇ ન કર્યું હોય, તોપણ આટલું કામ થોડું નથી.

ગયા વખતના "**ખાસઅંક**"માં ઘણા મહત્વના અને ઉપયોગી વિષયો છે: વાંચવા લાયક વાર્તાઓ, કવિતાઓ, ચરિત્રો પણ છે: જ્હાંતાં સ્ત્રીઓએ પોતાનાં જીવન આગળથી પડદો ખસેડવા જ્હાં પ્રયત્ન કીધો છે, તે "**પત્ર મંજૂષા**" વાળો ભાગ મ્હને

સર્વથી વિશેષ પ્રિય થયો છે. હું ઇચ્છું છઉં કે આ વર્ષે સ્ત્રીઓનું તે તરફ ખાસ ધ્યાન દોરવામાં આવશે; અને સ્ત્રીઓનેજ હાથે-( ભલે તો પોતાના નામ સાથે નહિ, તથાપિ પૂર્ણ રીતે-) ત્હેમનાં એકાન્ત, એકમાર્ગી જીવનની કથામાંથી છૂટક પ્રકરણો લખાઇ પ્રકટ કરવામાં આવશે. " સ્ત્રીજીવન " જેવો મહત્વનો વિષય અને સ્ત્રીઓ પોતેજ ત્હેનું સ્વાનુભવથી લેખન કરે, એ કરતાં અધિક સ્તુત્ય શું ?—સ્ત્રીઓની કેળવણી, સાંસારિક જીવન, સાસુ-નણંદ-દેરાણી-જેઠાણી સાથેનો સંબંધ, પતિ તરફના અનુભવો, બાળકોની ખીલવણી, પોતાનું નિત્ય વાંચન, શારીરિક આરોગ્ય ( પોતાનું અને કુટુંબનું ), ઘર સંસારમાં આવતી મુશ્કેલીઓ, ઈ. ઈ. વિષે જો સ્ત્રીલેખકો લખવા પ્રવૃત્ત થશે, તો ગુજરાતી પ્રજા ઉપર મહાન્ આભાર થશે. કારણકે ત્હારેજ લોકો જોઇ શકશે કે આપણી સ્ત્રીઓનો સંસાર આપણા (પુરૂષો)થી ભિન્ન છે અને તે તરફની આપણી ઉદાસીન વૃત્તિ, બેદરકારી અથવા પ્રમાદ, ત્હેમને અમુક અમુક વિપત્તિઓ-મુશ્કેલીઓમાં અકારણ ઉતારી પાડે છે ! આ કામ ધારીએ તેટલું રહેલું નથી, એ સત્ય હું સ્વીકારૂં છઉં: તથાપિ "જ્યહાં વૃત્તિ છે, ત્હાં પ્રવૃત્તિ પણ થઈ સકશે. "

( વડોદરા ) —એક પુરૂષ ગ્રાહક.

---

## બાળ વિધવાઓ:

### હિંદુમહાજને, શાસ્ત્રીઓએ તથા ધર્માચાર્યોએ દયા અને ન્યાયની દૃષ્ટિથી જોવાની જરૂર !

ભારતવર્ષની અજ્ઞાન **બાળ વિધવાઓ** કે જેઓ, જાણ્યે અજાણ્યે કેવલ પતિનો હાથ ઝાલવાનીજ અપરાધિણી છે, અને જેઓએ પોતાના પતિનાં કે સસરાનાં દર્શન પણ નથી કર્યાં, અર્થાત્ પતિ કે સાસરૂં શું છે ?-તે જેઓ સ્હમજતી પણ નથી, ત્હેના માટે હિંદુસમાજના જાણીતા અગ્રગણ્યો, **શાસ્ત્રીઓ**, **સુધારકો**, મહાજનના **શેઠીઆઓ**, અને **ધર્માચાર્યો**ની આગેવાની હેઠળ જાહેર સભાઓ ભરી, ઘટતો વિચાર કરી, **તેથી** વિધવાઓનાં પુનર્લગ્ન શાસ્ત્રસંમત ઠરાવી, તે માટે મુખ્ય મુખ્ય આગેવાનોની સહી સાથ પ્રકટપત્રો છપાવવામાં આવે, અને સમસ્ત વર્તમાનપત્રો એ પ્રશ્નો ઉપાડી લે, તો લાખો નિરાધાર અને નામની બાળ વિધવાઓનાં જીવન સુધારીને હાલ એ દ્વારા કન્યા વગર નિર્વંશ જતાં અસંખ્ય કુટુંબોમાં પ્રજાનાં પારણાં ન બંધાવી શકાય ? કન્યા વિક્રયના કેરથી બચવાને લોકમત કેળવવા માટે જેવો પુરૂષાર્થ કરવામાં આવે છે, તેથી વિશેષ પુરૂષાર્થ આ પરોપકારી કાર્ય માટે કરવામાં આવે તો જનસમાજનું કેટલું બધું હિત થઈ શકે ? વળી આ હિલચાલથી કન્યા વિક્રયનો કેર પણ ઓછો થશે, અને એથી જુના વિચારવાળા સમાજના બંધારણની મર્યાદા રાખવા ઇચ્છે છે, તે પણ ત્હેમની દૃષ્ટિથી સચવાશે. મનુભગવાન જેવા પણ સંમતિ આપે છે કે:—

" જે સ્ત્રી કે પુરૂષનો માત્ર પાણીગ્રહણ સંસ્કાર થયો હોય, પણ સંયોગ ન થયો હોય, તો તેનો પુનર્વિવાહ થવો જોઇએ. "( મનુ સ્મૃતિ. ૯: ૧૭૬. )

સાક્ષર શ્રીયુત ગોવર્ધનરામે પણ પોતાના " સરસ્વતીચંદ્ર "ના ૩ જા અને ૪ થા

ભાગમાં લગલગ એવા પ્રકારની વલણ બતાવી છે; એટલુંજ નહિ પરંતુ કાઠીયાવાડના મહાજને તો કેટલાંક દૃષ્ટાન્તોથી પણ એ વાતને આચારમાં મૂકી છે; એ સત્ય પ્રકટ છે. કેટલાક સમય પર **તળાજામાં** એક **કન્યા ચોરીમાં રંડાઇ હતી.** ત્હેને માત્ર "હાથ ઝાલવાનીજ" દોષિત ગણી, ત્હેનું લગ્ન ફોક કરી મહાજને ત્હેને અન્ય પુરૂષ સાથે પરણાવવાની રજા આપી હતી; અને તે પરણી પણ ગઇ છે. **જુનાગઢ** તાબાના **સાસણ** ગામમાં પણ એવો બનાવ બન્યો હતો. વરરાજા પરણીને પુરા પાધરા ઘેર પહોંચ્યા નહિ એટલામાં ત્હેમનો અકાળ થયો ! આ ઉપરથી **બગસરા**, **જેતપુર**, **સરસાઇ**, **મેંદરડા**, ને **બીલખા**, આદિ ગામના મહાજને ઠરાવ કર્યો હતો કે, "તે **બાળ વિધવાનું** ફરી લગ્ન કરાવવું." **બગસરામાં** પણ એક એવી બાળવિધવાને મહાજને એવા પ્રકારની છૂટ આપી હતી ! કાળવાડમાં એક ઔદિચ્ય બ્રાહ્મણ કન્યાના સંબંધમાં પણ એવી પરવાનગી આપવામાં આવી હતી. હમણાંજ છેલ્લા **મહા** મહિનામાં થએલા **ભાવનગરના** એક સોની વાણીયા **કરસન નારણની** પુત્રી ડાહીનાં લગ્નની બાબતમાં પણ, તે કન્યા બિચારી ટુંક સમયમાંજ વિધવા થવાથી, ગઈ તા. ૧૨-૭-૧૩ ને દિવસે; મહાજને તેને ફરી લગ્ન કરવાની રજા આપી હતી ! હવે આપ જોશો કે, થોડી ઘણી પુખ્ત વયે લગ્ન થયા પછી પણ, તે બાળાઓ અકાળે દુર્દૈવનો ભોગ થઇ પડી, ત્હેને માટે દયાળુ મહાજને ઘટતો વિચાર કર્યો. હવે ૧૯૧૧ની છેલ્લી વસ્તી ગણત્રી મુજબ, ૧ થી ૫ વર્ષની ઉમરની ૧૭૭૧૩ અને ૫ થી ૧૦ વર્ષની અંદરની ૯૪૨૭૦ મળી, કુલે **એક લાખ વિધવાઓ** છે. ત્હેમનાં લગ્ન, લગ્ન કેમ કહેવાય ?—અને શામાટે તેઓને કુમારિકા ન ગણવામાં આવે ? જુની દૃષ્ટિવાળાં **શાસ્ત્રો** પુનર્લગ્ન કરવાની ના કહે છે એ વાત દલીલને ખાતર ખરી માનીએ: તો એ સાથે **શાસ્ત્રો** એ પણ કહે છે કે આવાં લગ્ન **શાસ્ત્રની** દૃષ્ટિમાં લગ્ન નથી. તો એ વિચારપણ કેમ ન કરવો ? ૧૫ વર્ષની અંદરની ૨૨૩૦૪૨ વિધવાઓનો કેસ પણ એવોજ વિચારનીય છે. ૧૫ થી ૨૦ વર્ષની ૪૬૬૮૩૭ અને ૨૦ થી ૨૫ વર્ષની **નવેક લાખ** વિધવાઓનો પ્રશ્ન પણ એટલોજ કઠણ છે ! તેમને બાલવિધવા ગણવી કે નહિ ?—તે ભલે મહાજન, ધર્માચાર્યો, અથવા લોક મતના નિર્ણય ઉપર રાખવામાં આવે; પરંતુ આ ભાગ્યહીન અબળ બાળકીઓ; "અહિંસા"ને પરમધર્મ માનનારા હિંદુ સમાજની દયાને પાત્ર નથી ? અને આવા કેળવણીના જમાનામાં પણ, એમને માટે કાંઈ વિચાર કરવામાં નહિ આવે ? ઇતર પુખ્ત વિધવાઓ જેઓ પુનર્લગ્ન કરવાની ઇચ્છા રાખતી હોય, ત્હેમનો અનાચારના ભયથી બચવા માટે આપદ્ ધર્મ તરીકે પણ પુનર્વિવાહ કરવો આપને યોગ્ય ન લાગતો હોય અથવા એ સમાજને અહિતકર છે એમ આપ માનતા હો તો તે પ્રશ્ન અથવા મતભેદને ઘડીભર બાજુએ મુકીએ. પણ, લોકહિત અને દયા ધર્મના આટલા બાલ વિધવાઓના પ્રશ્ન પરતો આપણે સર્વેએ એક સાથે મળી વિચાર કરવો તથા તે અવાચક દીન પ્રાણિઓની દશામાં, પોતાના કોઈપણ દોષ વિનાજ—આવી પડેલી આપણી બ્હેનોને માટે એટલો જીવનની સુખ શાન્તિનો માર્ગ ખુલ્લો મુકવા (ત્હેમાં વિજય મળે ત્યાં સુધી) ચાલુ પ્રયાસો કર્યાં કરવા, એ ઘણુંજ આવશ્યક નથી ?

(મુંબાઈ) —**મગનભાઈ વ્હાલાભાઈ શર્મા.**

## હિન્દી સ્ત્રીઓની સ્થિતિ

પ્રિયતમ બ્હેની વિ,—

તારૂં ૫મી તારીખનું પત્ર મળ્યું. તારો ઉપકાર થોડે થોડે અંતરે થયા કરે છે, મારા એક મિત્ર સાથે વાતચીત થઈ હતી, તે પરથી-તથા અનુભવથી તને શું લાગતું હશે આપણો વિયોગ થવાથી, તે હું પણ સમજી શકું છું. અત્યાર સુધી હું નહિ સમજી શકતો; પરંતુ હિંદુ કુટુંબમાં "વધુ"ની સ્થિતિ શું હોય છે, પતિ બહાર હોય ત્યારે પોતાને કયા આનંદો બાકી રહે છે, અને તે પણ ભોગવી શકાય છે કે નહિ, તે બધું હું હવે સમજી શકું છું. અને જેમ જેમ તેનો ખ્યાલ વધારે ને વધારે થતો જાય છે તેમ તેમ તેની સામે તિરસ્કાર વધતો જાય છે. અમે પુરૂષ વર્ગે સ્ત્રીઓને અમારી ગુલામ બનાવી દીધી; તેના મનમાં અમારી સર્વોપરિ સત્તાના ખોટા ખ્યાલ પેસાડી દીધા; સ્ત્રી અમને પ્રભુ ગણે, તે વિચારને ઉત્તેજન આપ્યું; અમારા વિના સ્ત્રીને આ જગતમાં કાંઇ નથી તેવું ખોટું ભરમાવ્યું અને તેમાંથી સતીની ભાવના તથા ફરજિયાત વૈધવ્ય વિગેરે, ક્રૂરતાની પરાકાષ્ઠા વાળા રિવાજો પ્રસરાવ્યા! સ્ત્રી ખરા હ્રદયથી અમને ચાહે, (અમારામાં દુર્ગુણો હોય છતાં પણ!)–અમારા પરની તેની પ્રીતિ શુદ્ધ અને નિર્મલ રહેવાજ કરે, અમારી ખરાબ વર્તણુક છતાં તેના મનમાં અમારા માટેનો પ્રેમ, માન અને ઉચ્ચપણાનો ખ્યાલ તેવો ને તેવોજ રહે, એથી આ જગત્ પર સ્વર્ગ વસાવી શકવા જેટલું જેનામાં સામર્થ્ય છે તેવા ઉગ્ર તપને સ્ત્રીઓએ વેઠયું: અને તેનો બદલો પુરૂષોએ સ્ત્રી નરકમાં લઇ જનારી છે એવો બોધ આપીને વાળ્યો!-બોલ, વધારે શું લખું? અમને તમારા જેવી-દૈવી પ્રેમ મય મનુષ્યમાં પ્રભુના જે જે ગુણો છે તે-તે સર્વેની મૂર્તિઓ નહિં મળવી જોઇતી હતી. પરંતુ અમે કાંઇ પણ ખરાબ રીતિથી તેમની સાથે વર્ત્તીએ તો તરતજ સીધા કરી દે, તેવી સ્ત્રીઓ મળવી જોઇતી હતી! ઓ મારી બ્હેની! જેમ જેમ તમારા વિશુદ્ધ, ઉદાત્ત, ઉત્કૃષ્ટ હૃદયોનો ખ્યાલ થતો જાય છે, અને પુરૂષ વર્ગની અધમતા અને નીચતાના પરિણામ રૂપ તમારી અવિકાસિત (-ખરૂં જોતાં, કુદરતી વિકાસ થાય તેમાંથી પણ જાણી જોઇને પુરૂષે દૂર કરેલી)-માનસિક સ્થિતિનો ખ્યાલ આવે છે, તેમ તેમ **સ્ત્રી એ પ્રભુનો અંશ છે અને પુરૂષ "શયતાન"નો અંશ છે**, એમ થઈ આવે છે! અમારા જેવા પાપાત્માના સંગથી તમે દૂષિત થાઓ છો, તમારા માટે આ દુનિઆં નથી પરંતુ કોઇ **સ્વર્ગીય** દુનિઆનાં તમે વાસી છો, તેમ થઇ આવે છે.

અમારે માટે તમે દુઃખની દરકાર કરતાં નથી; કલેશનીજ મૂર્તિ જેવું અતિ સંકટ ભરેલું હિન્દુજીવન સુખ અને સંતોષની વૃત્તિથી પસાર કરો છો; ખાવા નહિં મળે, કપડાં નહિં મળે, સાસુ અને નણંદ જગતની ચક્ષુમાં તમને નીચાં ઉતારી પાડે અને બીજી અનેક રીતે સતાવે, છતાં પણ સર્વ કષ્ટ અને સંકટને સંતોષપૂર્ણ આત્માથી સહી લેનારી, ઓ હમારી બ્હેન અને તારી જેવી બીજી અનેક આર્યાઓ! તમને અમે કઇ રીતે કહી શકીએ કે-તમારા જેવી દૈવી મૂર્તિઓ માટે અમે યોગ્ય છીએ?

" વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નથી જાવું,
" ત્યાં મુજ નંદ કુંવર કયાંથી લાવું?"

એ બે લીટીઓમાં તમારા અગાધ ઉત્કર્ષ, તમારી દિવ્યતા, તમારો વિશુદ્ધ પ્રેમ,

તમારી મોહક મૃદુતા, અને તમારી સ્વર્ગીય ભાવના, ઇત્યાદિ,-સર્વ દેખાઈ આવે છે; પરંતુ આપણા દેશમાંની તે ભાવના 'ભૂંડની પાસે સાચાં મોતીનો હાર ' ધરવા જેવી જ છે. !

મારી બ્હેની ! તારા પત્રથી પ્રેમની લાગણીને લઇને તને શું થઇ આવે છે, તેનો ખ્યાલ મને આવી શકે છે. તેમ મારી પોતાની લાગણીથી મને શું થાય છે, તે હું અનુભવું છું: અને તેથી આ જગતમાં તું જેને તારૂં સર્વસ્વ માને છે તેના વિયોગથી તને શું થતું હશે, તે પણ હું સમજી શકું છું. પરંતુ મારે તને કહેવાનું એજ કે—આ સંસારમાં તદન દુઃખ વિનાનું સુખ કોને મળ્યું છે ? અને તદન સુખ વિનાનું દુઃખ કોણ પામ્યું છે ? સુખ અને દુઃખ પર્યાયમાં આવ્યા કરે છે; તેથી સુખનો સમય આવે ત્યારે સુખનો ઉપભોગ કરવો અને દુઃખ ઉપસ્થિત થાય ત્યારે સંતોષ અને શાંતિથી સહન કરવુંજ જોઇએ.

તારાથી બે ત્રણ માસનો પણ વિયોગ સહન થતો નથી. તું તો વધારે સુજ્ઞ છે, વધારે સુશીલ છે, પુસ્તકોમાં વધારે આનંદ લઇ શકે તેમ છે, તારા આસપાસના સંયોગો ( કુટુંબ, વાંચનની સગવડ વિગેરે ) ઘણા સારા છે. છતાં તને આવું થઈ આવે છેઃ તો ગરીબ બિચારી......ને શું થતું હશે ? પરંતુ તું સંતોષ માનજે કે તને જેટલું દુઃખ છે તે કરતાં અસંખ્ય ગણાં વધારે દુઃખી મનુષ્યો આ જગતમાં માલુમ પડશે; અને જો કે પ્રભુએ પૂર્ણ સુખ તો આપ્યું નથી, છતાં પૂર્ણ દુઃખ પણ આપ્યું નથી તે વિચારમાં સંતોષ માનજે.

બીજું,-પતિને અતિ પ્રિયતમ મિત્રથી વધારે માનવો કે નહિ, તે વિષયમાં મેં તારો અભિપ્રાય માગ્યો છેઃ તે આપજે. પતિને પ્રભુ ગણવાનું પરિણામ શું આવ્યું, તે તમે સમજો છો અને જુવો છો તમારી દીન અધમ દશા ! તમારા પરનો બધો જૂલમ—તમારા વિકાસના દ્વારનું બંધ થવું ! તમારી નિર્મળ આનંદ ભોગવવાની શક્તિ ઉપર પતિની હૈયાતી અથવા હાજરી રૂપી બંધન મૂકાયું; પતિને ' સર્વસ્વ ' ગણવાથી " તેના વિના જગ ખારૂં " એમ થયું ! આવાં આવાં અનિષ્ટ પરિણામો જેમાંથી આવે તે વિચારને હંમેશાંને માટે દૂર કરવો ન જોઇએ ? હું તારો ભાઈ આંહીની સ્ત્રીઓની સ્થિતિ સાથે ત્યાંની સ્વર્ગીય મૂર્તિઓની હાલત સરખાવું છું, ત્યારે અમારા પાપનો ઘડો કેમ ફૂટતો નથી, તેનોજ વિચાર થયાં કરે છે !

કોમળ હૃદય વાળી—મુગ્ધ રસિકાના ઉપર જૂલમ !—કુદરત પણ વિચિત્રજ છે ને ? પડયા પર પાટુ ! ન સહન કરી શકે તેના પર બીજા પ્રહાર !—ઓ પ્રભુ ! આ બધાં પાપનાં કારણો જેમાંથી ઉત્પન્ન થાય છે, તેવા મૂર્ખ, સ્વાર્થી અને જૂના થઇ ગયેલા વિચારોને તું દૂર કેમ કરતો નથી ? મારી બ્હેનીઓની સહાયે ધા;—તેમના પરના જૂલમની હદ વળી ગઇ છે. જો કે તેઓ તો બોલશેજ નહિં; પરંતુ મુંગા પ્રાણીઓની સહાયે તું થાય છે, તો આ બોલી શકે તેવી છતાં-જરાય બોલ્યા વિના દુઃખ, કષ્ટ, જુલમ, અને સીતમ સહનારી-દિવ્ય હૃદયની સ્ત્રીઓની સહાય કાં નથી કરતો ?

પત્રની કૃપા કરજે.*

લિ. પ્રિયતમ બ્હેનના સ્મરણમાં રમનારઃ—' શિવ. '

* વિલાયતમાં સ્ત્રીઓની સ્થિતિ જાતે જોયા પછી આપણી બ્હેનોની હાલત વિશે જે વિચારો ઉદ્દભવ્યા તે પોતાની ભગિની ઉપરના પત્રમાં લેખકે જણાવ્યા છે.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

અંક ૨ જો. ( સુ.-સુ: પુ. ૧૨.-અં. ૨. ) ઑક્ટોબર, ૧૯૧૩.


## સરસ્વતી

## काव्यकुंज.

“ સરસ્વતી ” ને—

૧.

દેવી શારદમાત તું ભગવતી ! જ્ઞાને રૂડી દીપતી,
ધાર્યાં વસ્ત્ર સુશ્વેત, હાર ફુલના, પદ્માસને શોભતી;
વીણા સુન્દર રાજતી કર વિષે, વાણિ તણી દેવી તું !
શોભા ને સુપવિત્રતા તુજ તણી, શક્તિ વિના શું કહું !

બુદ્ધિદાયક માત તું જગતની, પાંએ સુધા-જ્ઞાનથી,
દીપાવે જનને સુમંડલ વિષે, વિદ્યા તણા દાનથી;
પૂજે પૂરણ પ્રેમથી સહુ સ્તવે, જ્ઞાનેશ્વરી શારદા !
પ્રાર્થું નમ્ર ઉરે અને વિનયથી, સદ્‌બુદ્ધિ દેજે સદા.*

( રાજકોટ )

—“નિર્મળા.”

## આમંત્રણ.

( ઉંચી ઉંચી ફુલસેર માંડવીજીરે—એ રાગ. )

ફૂલડે ભર્યાં તે મ્હારાં આંગણાંજીરે, ફૂલડે રચી છે ઘન માળ;
મ્હારા આંગણામાં રમવાને આવજોજીરે
મોતીડે ભર્યાં તે મ્હારાં આંગણાંજીરે, મોતીડે રચી છે ઘન માળ;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
આંગણાંમાં વૃક્ષ કેરા છાંયલાજીરે, છાંયલામાં મોરલાનો નાદ;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
આંગણાંમાં ચાર પાસ મેહુલાજીરે, મેહુલામાં ચાંદલાની રેખ;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
આંગણાંમાં ચારપાસ કેસુડાંજીરે, કેસુડાંમાં કેવડાનું ફૂલ;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
આવો તો હેતભર્યા આવજોજીરે, હેતમાં મુકીશ મ્હારાં હેત;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
આવો તો તેજપૂર્ણ આવજોજીરે, તેજમાં પૂરીશ મ્હારી જ્યોત;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે.
ફૂલડે ભર્યાં તે મ્હારાં આંગણાંજીરે, ફૂલડે રચી છે ઘન માળ;
મ્હારાં આંગણાંમાં રમવાને આવજોજીરે!

( મુંબાઇ. ) —" મલયાનિલ "

---

## માનસનાં હંસ.

(" રામબાણ વાગ્યાં હોય તે જાણે ! " એ ધના ભગતના ધનાશ્રીની ધૂન )

હો ! મનવાજી ! માનસનાં હંસ ચણે મોતી;
અહો ! મોતીનાં તે કાંઇ જ્યોતિ !
ઉંચી રસવૃત્તિને તેજ તરંગે, ઉરની લક્ષ્મી અડોલ ડોલે;
સ્મિતનાં એનાં કમલને ઝુલાવે, હંસલાં ચણે ને મ્હડે ઝોલે !
હો ! મનવાજી ! માનસનાં હંસ ચણે મોતી.
એક અરંગ તો હંસલાં વિરલાં, ગૌર ને ગૌરવવાળાં,
વિમળાં, કુમળાં ને સરળ રસીલાં, હંસલાં ધરે મોતી રસાળાં !
હો ! મનવાજી ! માનસનાં હંસ ચણે મોતી.
જગને જયઆશાની નજરે નિહાળી, મોતીનાં જ્યોતિથી સુહાવે;
એ તો એ એકલાં હંસલાં સંતો, જીવન જયવંત હો! બનાવે !
હો ! મનવાજી ! માનસનાં હંસ ચણે મોતી !

( અમદાવાદ, રંગપંચમી. ) -ભક્તાનુરક્ત "લલિત."

કામ કરતી વખત પણ મજૂરની માફક શ્વાસ પણ લીધા સિવાય ઘરકામમાં મંડતી નથી; પરન્તુ કામ કરતાં વચમાં વચમાં આરામ લેવો આવશ્યક સમજે છે.

(૪) જેમ પાશ્ચિમાત્ય દેશોમાં પુરૂષો સર્વ કામ વ્યવસ્થાસર અને નિયમિત કરે છે, તેમ સ્ત્રીઓ પણ ગૃહકાર્ય વ્યવસ્થાપુરઃસર જ કરે છે. આ લેખમાંથી જૂદી જૂદી વ્યવસ્થા શિખવા જેવી છે, તેમાં રસોઈની વ્યવસ્થા ખાસ ધ્યાન ખેંચે એવી છે.

(૫) અમેરિકામાં સ્ત્રી અને પુરૂષ વિદ્યાર્થીના અભ્યાસના વિષય સરખા નથી. કન્યાની કેળવણીમાં ગૃહપ્રબંધશાસ્ત્ર મુખ્ય છે.

(૬) પરન્તુ, આ સર્વ ઉપરથી એમ સમજવાનું નથી કે ત્યાંના ગૃહજીવનનું અહિંની સ્ત્રીઓએ સર્વાંશે અનુકરણ કરવું. પણ માત્ર આપણા જીવનને અનુકૂળ થાય તેવી બાબતોજ ગ્રહણ કરવી. દાખલા તરીકે,-પુરૂષે સ્ત્રીની પહેલાં ઉઠીને રોટલીઓ બજારમાંથી મંગાવવી, એવાં કામનું અન્ધ અનુકરણ નિરૂપયોગી તથા હાસ્યપાત્રજ ગણાય!

છેવટે આ સર્વ પુરૂષના દૃષ્ટિબિંદુથી લખ્યું છે. કોઇ વાંચક બ્હેન પોતાના વિચારો જણાવશે, તો આપણને તેથી વિશેષ ફાયદો થશે.]

હિન્દુસ્તાનમાંથી ઘણા લોકો અમેરિકા જાય છે. પરન્તુ, તેમાંથી કોઇએ પણ એ બતાવવાની કોશીશ કરી નથી કે ત્યાંની સ્ત્રીઓ પોતાના ઘરની વ્યવસ્થા કેવી રીતે કરે છે. એનું કારણ એ છે કે અમેરિકાનાં "સંયુક્ત સંસ્થાનો" (યુનાઇટેડ સ્ટેટ્સ)માં માત્ર પુરૂષોનોજ મ્હોટો ભાગ જાય છે. તેમને ફક્ત રાજ્યદ્વારી અને સામાજીક વિષયો ઉપરજ પ્રેમ હોય છે. "ગૃહ-પ્રબંધ-શાસ્ત્ર" (ઘર કુટુમ્બને લગતા) માં તેમની રૂચિ હોતી નથી. પરન્તુ, લોકોને એ જાણવાની હંમેશાં ઉત્કંઠા રહે છે કે જગતના બીજા દેશોની રહેણીકરણી કેવી હશે? ત્યાંના લોકો શું કામ કરે છે? તેમના આનન્દ ઉત્સવની કઇ કઇ વસ્તુઓ હોય છે?

અમેરિકાની સ્ત્રીઓ ઘરના કામકાજમાં ઘણી નિપુણ હોય છે. પાઠશાળાઓમાં તેઓ જે બાબતો શિખે છે તેને અનુસરીનેજ ઘરનું કામ કરે છે. એથી તેમના કામકાજમાં તેમને બહુ સરળતા મળે છે અને ઘરનાં માણસોને બહુ આનન્દ મળે છે.

સૌથી પહેલાં અમેરિકાના એક ન્હાના ગામના એક સાધારણ કુટુંબની દીનચર્યાનું વર્ણન હું કરૂં છું: આવો, તમને "સંયુક્ત રાજ્ય" ના એક ગામની સહેલ કરાવું. એમાં બે હજાર માણસો રહે છે. અહિંઆં એક કુટુમ્બ છે, એમાં ત્રણ માણસ રહે છે. પતિ, પત્ની અને તેમનું એક બાળક. પતિની ઉમર લગભગ ચાળીસ વર્ષની છે. તે એક અઠવાડીક પત્રનો માલીક અને તંત્રી છે. એ પત્રથી એને વાર્ષિક ૭ હજાર રૂપિયાની આવક છે. પત્નીની ઉંમર આશરે ત્રીસ વર્ષની છે. તેણે 'એન્ટ્રન્સ' (મેટ્રીક) ની પરીક્ષા પસાર કરેલી છે. કોઈ પણ નોકરની સહાયતા વિના તે પોતાનું બધું ઘરકામ કરે છે. છોકરો અગીઆરેક વર્ષનો છે. તે પોતાનો સમય ભણવામાં કે રમવામાં ગાળે છે.

આ કુટુમ્બ બે મજલાનાં એક મકાનમાં રહે છે. એમાં આઠ ઓરડા છે. પાછળની બાજુએ એક ઓશરી પણ છે. નીચેના માળનો આગલો ઓરડો બહુ મ્હોટો છે. આ ઓરડામાં આવ્યાં ગયાં માણસોનું સ્વાગત થાય છે. એમાં કેટલાંક ન્હાનાં મેજ અને થોડી આરામખુરશીઓ પડી છે. એક પિયાનો (વાજું) પણ પડયું છે. ઓરડાની ભીંતોએ લીલા કાગળ મ્હોડેલા છે. એના ઉપર કંઇક વેલ-બુટા પણ બનાવેલાં છે. કોઈ છાપેલી

અને કોઈ હાથની ચીતરેલી એવી કેટલીક છબીઓ ભીંતોપર લટકાવેલી છે. આ ઓરડામાં એક ઘણીજ સુંદર સફેદ છબી છે.

આ ઓરડાની જોડે એક બીજો ઓરડો છે. તેને બેઠક કહે છે. પહેલો ઓરડો અને આ ઓરડા વચ્ચે એક બારણું છે. એમાં ભીંતની અંદર લાકડાનાં પાટીઆં ઘાલેલાં છે. જે કમાડનું કામ કરે છે. જ્યારે જરૂર હોય છે. ત્યારે તે બહાર કાઢવામાં આવે છે અને બારણું બંધ કરી દેવામાં આવે છે. જ્યારે તેને ભીંતની અંદર ધકેલી દેવામાં આવે છે ત્યારે બંને ઓરડા એક થઈ જાય છે. આ ઓરડામાં ઘરનાં માણસો અથવા તો જેમની સાથે નિકટનો પરિચય હોય છે તે માણસો બેસે છે. અને જે માણસો માત્ર મળવા આવે છે તેમને પહેલા ઓરડામાં બેસાડવામાં આવે છે. આ ઓરડો પહેલા ઓરડાથી ઓછો શણગારેલો છે. એમાં એક કોચ છે, જેનું મુખ ઓશરીની તરફ છે. મકાનની પાછળ બાગ છે, તે બધો તે ઓશરીમાંથી દેખાય છે. એટલે જ્યારે ઘરધણિયાણી તે કોચ ઉપર બેસે છે, ત્યારે ત્યાં બેઠે બેઠે આખા બાગનું દશ્ય આનન્દથી નિહાળે છે.

આ ઓરડામાં એક તરફ ભીંતની લગોલગ કબાટ પુસ્તકોથી ભરેલાં છે. બીજી બાજૂએ ટેલીફોનનું યંત્ર મૂકેલું છે. જ્યારે શેઠાણીને બજારમાંથી કંઈ ચીજ મંગાવવી હોય ત્યારે ટેલીફોનથી કહી દે છે. દુકાનનો માણસ તુરતજ તે ચીજ લાવીને તેના આગળ મૂકી દે છે. જો તે ચીજ પસંદ પડે તો રાખી લે છે, નહિ તો બીજી મંગાવે છે. આ ટેલિફોનથી તે પોતાનાં મિત્રો સાથે પણ વાતચીત કરે છે. આથી તેમને ત્યાં વારંવાર જવાની પંચાત પડતી નથી. જ્યારે ભોજન તૈયાર થઇ જાય છે, ત્યારે તે આ ટેલીફોન દ્વારાજ પોતાના પતિને ખબર આપે છે. અથવા તો તેને તેના પતિને એમ કહેવું હોય કે ઑફીસમાંથી પાછાં ફરતાં અમુક ચીજ લેતા આવજો, ત્યારે પણ તે આ ટેલીફોનથી કામ લે છે.

એવા કામ માટે તેને જાતે ઑફિસમાં જવું પડતું નથી, યા તો કોઈ માણસને મોકલવું પડતુ નથી.

ઓરડાની વચ્ચોવચ એક શગડી રાખેલી છે તેમાં પત્થરિયા કોયલા બાળવામાં આવે છે. શિયાળાના દિવસોમાં તે શગડી રાત દિવસ બળ્યા કરે છે. આ શગડીમાં બધી બાજુએ નાની નાની બારીઓ જેવાં દ્વાર હોય છે. જો થોડાં દ્વાર ઉઘાડાં રાખવામાં આવે અને થોડાં બંધ કરવામાં આવે તો આઠ દશ કલાક સુધી આગ બળ્યા કરે છે. અને ખરચ પણ બહુ થોડું થાય છે.

બેઠકના ઓરડાના ત્રીજા ખુણામાં કપડાં સીવવાનો સંચો રાખેલો છે. જ્યારે તેના ઉપર કામ કરવાનું નથી હોતું, ત્યારે તેને ઢાંકી દેવામાં આવે છે. અને તે બહારથી એક સુન્દર કબાટ જેવો દેખાય છે જ્યારે એના ઉપર કામ કરવાનું હોય છે, ત્યારે એક કમાન દાબવામાં આવે છે. કમાન દબાવવાની સાથે જ કમાડ ઉઘડી જાય છે. આ સંચો પગથી ચલાવવામાં આવે છે. એથી કામ કરનારના બંને હાથ ખાલી રહે છે. દોરાનું રીલ અને મરામત કરવાનાં ઓજાર રાખવા માટે તેમાં કેટલાંક ખાનાં હોય છે.

આ ઓરડાના ચોથા ખુણામાં એક મેજ પડેલું છે. તેના પર કાગળ-પત્ર લખવાની બધી સામગ્રી ગોઠવેલી છે. પાસેજ એક અભરાઇ ઉપર કેટલાંક માસિક પત્રો અને પત્રિ-

કાઓ મૂકેલાંછે. આ ઓરડાની ભીંતમાં એક તાકું છે તેમાં છોકરો પોતાની રમ્મત ગમ્મતનાં સાધનો રાખે છે.

બેઠકની જોડેજ ભોજનગૃહ છે. એના વચમાં એક લાંબું મેજ પડેલું છે. મેજની ચારે તરફ ખુરશીઓ મૂકેલી છે. ભીંતની જોડે એક ન્હાનું સરખું કબાટ પણ ઉભું કરેલું છે. એના ઉપર થોડાં ફળ અને મીઠાઈ પડી છે, અને અંદરની બાજુએ છરી, કાંટા, રકાબીઓ, પ્યાલા, ફૂલપાત્ર, વગેરે મૂકી રાખ્યાં છે. ભોજન સમયે એ સર્વ વસ્તુઓ કામ આવે છે.

ભોજનગૃહની પાસેજ રસોઇનો ઓરડો–રસોડું છે. એમાં લોઢાની બે શગડીઓ છેઃ એકમાં કોયલા બાળવામાં આવે છે અને બીજીમાં તેલ. કોયલાની શગડી હિન્દુસ્તાનની શગડીઓ કરતાં તદ્દન જૂદી જાતની હોય છે. તે મેજના જેવડી મ્હોટી અને ઉંચી હોય છે. પહોળાઈ બે કે ત્રણ ફૂટની હોય છે. તેના ઉપર ૭ બાકાં હોય છે, તેના ઉપર વાસણો મૂકી રસોઈ તૈયાર કરવામાં આવે છે. આ શગડીની પાછળ, પાંચ ફુટની ઉંચાઇ ઉપર એક ભઠ્ઠી હોય છે. જ્યારે રસોઈ તૈયાર થાય છે, ત્યારે બધી વસ્તુઓ એ ભઠ્ઠી ઉપર મૂકવામાં આવે છે, એથી જમવાના વખત સુધી રસોઇ ગરમ રહી શકે છે. શગડીની નીચે ખુણામાં એક ન્હાનો સરખો કુંડ બનાવેલો હોય છે. એમાં વાસણ ધોવાને માટે પાણી ગરમ થયે જાય છે. શગડીથી થોડે દૂર એક મ્હોટો કુંડ હોય છે, જેમાં સ્નાન માટે પાણી ઉન્હું થાય છે. એ કુંડમાં જે નળ હોય છે તે શગડીની આગમાં થઇને ત્યાં આવે છે, એટલે એકજ વખતે રસોઇ તૈયાર થાય છે. અને પાણી પણ ગરમ થાય છે. આ મ્હોટા કુંડમાંથી ઘરમાં પણ કેટલીક જગોએ નળ મૂકેલા હોય છે. જ્યારે કોઈ ઠેકાણે ગરમ પાણીની જરૂર પડે છે, ત્યારે નળની ચકલી ફેરવતાં ગરમ પાણી નીકળે છે.

કોયલાવાળી શગડી કરતાં, તેલ બળે છે તે શગડી ઘણીજ ન્હાની હોય છે. એમાં ગેસનો તાપ કામ આવે છે. કોયલાવાળી શગડી ઉપર જે પ્રમાણે ભોજન તૈયાર થાય છે. તે જ રીતે આ શગડી ઉપર પણ થાય છે.

આ ઓરડામાં શગડીઓ સિવાય એક મ્હોટું કબાટ પણ હોય છે. તે ઉંચાઈમાં ઘણી વખત છત સુધી પહોંચે છે. એનો એક ભાગ મેજના આકારનો હોય છે; તેના ઉપર રસોઇની બધી સામગ્રી મૂકવામાં આવે છે.

ગૃહિણીને જ્યારે કોઈ ચીજ જોઇતી હોય છે ત્યારે તે લેવાને તેને કંઇ દૂર જવું પડતું નથી. દરેક ચીજ ત્યાંથી જ મળે છે. જે જોઇએ તે લેઇ લેવાય.

આ કબાટની પાસે એક આરામ ખુરસી અને બે ત્રણ સાધારણ ખુરશીઓ પડી હોય છે. જ્યારે રાંધનારી થાકી જાય છે, ત્યારે તેના ઉપર બેસીને આરામ લે છે. પાશ્ચિમાત્ય દેશોની સ્ત્રીઓ પશુઓની માફક કામ કરવાનું પસંદ કરતી નથી. તેમનો એવો સિદ્ધાન્ત હોય છે કે બની શકે ત્યાં સુધી પોતાની શક્તિઓ ઘટાડયા સિવાય પોતાનું કામ કરવું જોઇએ. એમને વિશ્વાસ હોય છે કે વચમાં વચમાં પાંચ–દસ મિનિટ આરામ લેવાથી કામ ઘણું કરી શકાય છે અને શરીર પણ થાકી જતું નથી. આ પ્રમાણે તે પોતાની શક્તિઓનું રક્ષણ કરી, પોતાનું સૌન્દર્ય પણ ઘણા વખત સુધી જાળવી રાખે છે. પોતે

જો એ પ્રમાણે આરામ ન લે, તો તેમનું શરીર નિર્બળ થઈ જાય અને યોગ્યસમય પહેલાં ઘડપણની અસરનો ભોગ થઈ પડે !

જે વખતે ઘરધણિયાણી રસોઈ કરતી હોય છે, તે વખતે તેની કોઈ સહીયર મળવા આવે તો સીધી રસોડામાં ચાલી આવે છે અને ત્યાં તેની પાસે બેસીને વાતચીત કરે છે. અથવા તો તેના કામમાં થોડી ઘણી મદદ કરે છે.

રસોડાના એક ખુણામાં ચીનાઈ માટીના પ્યાલાના આકારની એક કુંડી હોય છે જે જમીનથી લગભગ ત્રણ ફુટ ઉંચાઇ ઉપર હોય છે. એની ઉપર જરા ઉંચે પાણીના ત્રણ નળ મૂકેલા હોય છે. એકમાંથી ગરમ અને બીજામાંથી ઠંડું પાણી નીકળે છે, આ પાણી વાસણ ધોવાના કામમાં આવે છે. ત્રીજા નળમાંથી પીવાનું પાણી નીકળે છે. કુંડીની વચમાં એક બાકું હોય છે. આ બાકામાં થઇને એક નળની વાટે મેલું પાણી બહાર નીકળી જાય છે. જ્યારે વાસણ કે લુગડાં ધોવાં હોય છે, ત્યારે તેમાં એક ડાટો દેઇને તે બંધ કરવામાં આવે છે. જ્યારે વાસણ વગેરે ધોવાઈ રહે છે ત્યારે તે ખાળ ઉઘાડવામાં આવે છે અને મેલું પાણી તરતજ બહાર નીકળી જાય છે. આ કુંડીની પાસે એક મ્હોટું મેજ રાખેલું હોય છે. એના ઉપર એંઠાં વાસણ મુકવામાં આવે છે. આ મેજમાં એક ખાનું હોય છે, તેમાં છરી, કાંટા, ચમચા ઈત્યાદિ રાખવામાં આવે છે. આ બધી ચીજો રસોડામાં ઉપયોગમાં આવે છે. એમની મદદથી રસોઇ બનાવવામાં ઘણી સરળતા મળે છે.

રસોડાની ચારે તરફની ભીંતોમાં કબાટો કરેલાં હોય છે. એમાં રસોઈ બનાવવાના કામમાં આવે તેવાં વાસણો મૂકવામાં આવે છે. જે વાસણોનું કામ વારંવાર પડે છે તે વાસણો પાસેનાં કબાટોમાં રાખવામાં આવે છે અને જેમનું કામ કોઇ કોઇ વખત પડે છે તે છેટેનાં કબાટોમાં મૂકેલાં હોય છે. આ વ્યવસ્થાનો હેતુ એવો હોય છે કે ગૃહિણીને ભોજન બનાવતાં જેમ બને તેમ મહેનત ઓછી પડે.

આ મકાનના ઉપરના માળમાં પણ ચાર ઓરડાઓ હોય છે. ત્રણ સુવાને માટે અને એક સ્નાન—શૌચ માટે હોય છે. પતિ-પત્ની એક ઓરડામાં સુઈ રહે છે; છોકરો બીજામાં. ત્રીજો ઓરડો કોઈ આવ્યા ગયા મેમાન માટે હોય છે. ઘણું ખરું સામાન દરેકમાં સરખોજ હોય છે. એટલા માટે એકનુંજ વર્ણન કરવું ઠીક થઇ પડશે. ઠીક, હવે મુખ્ય ઓરડાની હકીકત સાંભળોઃ—

આ ઓરડામાં એક મ્હોટો પલંગ પડેલો છે. એના પાયા પીતળના છે. તેના ઉપર [ પાટીને ઠેકાણે ] તારો ગુંથેલા છે. તારની જાળી ઉપર જાડું ગાદલું પડેલું છે. ગાદલાની ઉપર એક બે તળાઇઓ અને તળાઇઓની ઉપર એક ચાદર બીછાવેલી હોય છે, ઓઢવાને માટે પણ થોડી રજાઇઓ હોય છે. આ બધી રજાઈઓની નીચે એક સુતરાઉ ચાદર બીછાવેલી હોય છે. આથી સુઇ રહેનારાં બે સફેદ ચાદરોની વચમાં આરામથી પડ્યાં રહે છે, અને રજાઇઓ પણ ખરાબ થતી નથી. આ ચાદરો અને ઓશીકાના ગલેફ વારંવાર ધોવામાં આવે છે. દિવસે આ પથારી ઉપર એક સુંદર કપડું ઢાંકવામાં આવે છે, એથી એક તો રજાઇઓ ખરાબ થતી નથી અને બીજું પથારી દેખાવમાં સરસ લાગે છે.

રસોડાની માફક આ ઓરડામાં પણ એક કુંડી હોય છે પણ તે કુંડી કરતાં આ વધારે સુંદર હોય છે. અહિંની કુંડી હાથ-મ્હોં ધોવા માટે છે. ભીંતની પાસે એક કબાટ હોય છે

તેને " ડ્રેસર " [ Dresser ] કહે છે. તે અઢી ફુટ ઉંચુ અને ત્રણ-ચાર ફુટ પહોળું હોય છે. એમાં કેટલાંક ખાનાં હોય છે. પાછલી બાજુએ એક મ્હોટો તકતો [ આરસો ] ગોઠવેલો હોય છે: વાળમાં રાખવાનાં—[ તથા ચોટલો ગુંથવા, બાંધવાનાં ] અનેક જાતનાં ચાક [ પીન ], સોયો, દોરા, રૂમાલ, ફીત, ઈત્યાદિ શૃંગારની ઘણીક વસ્તુઓ તે ખાનામાં મૂકેલી હોય છે. શૃંગાર સજવાની વખતે સ્ત્રી આ કબાટ ઉઘાડે છે. બ્રશ, ચાટલું, કાંશકી, વગેરેને તો " ડ્રેસર " ની ઉપરજ મૂકવામાં આવે છે.

"ડ્રેસર" ના જેવડુંજ એક બીજું મ્હોટું કબાટ હોય છે. એમાં કપડાં રાખવામાં આવે છે. એક ખુણામાં એક ત્રીજું કબાટ પણ હોય છે તે એક ન્હાનકડા ઓરડાના જેવડું હોય છે. તેમાં પતિ પત્નીને રોજ પહેરવાનાં કપડાં લટકાવેલાં હોય છે. પથારીની પાસે એક ન્હાનકડું મેજ હોય છે. એના ઉપર થોડાં પત્ર, પત્રિકાઓ અને પુસ્તકો પડ્યાં હોય છે; કાગળ લખવાની સામગ્રી પણ હોય છે સુઈ રહેનાર જો ચહાય તો કંઈ વાંચી પણ શકે છે.

સ્નાન કરવાના ઓરડામાં એક એવડું મ્હોટું ' ટબ ' હોય છે કે તેમાં એક બહુ લાંબો પહોળો માણસ આરામથી આળોટી શકે. આ ' ટબ ' અથવા કુંડામાં બે નળ હોય છે. એકમાંથી ગરમ પાણી નીકળે છે અને બીજામાંથી ઠંડું. કુંડાની નીચે એક બાકું હોય છે. જ્યારે તે ન્હાઇ રહે છે ત્યારે તે ઉઘાડવામાં આવે છે અને મેલું પાણી ખાળ વાટે બહાર કાઢી નાંખવામાં આવે છે.

આખા ઘરમાં વિજળીના તાર નાંખેલા હોય છે. જરા બટન દબાવ્યું કે આખા ઘરમાં અજવાળું થઈ રહે છે. દરેક પથારીના ઉશીકા ઉપર વિજળીનો દિવો લટકતો હોય છે. જો માણસને જરૂર હોય તો પથારીમાં પડે પડે પણ સુખેથી વાંચી શકે.

બધા ઓરડામાં (જમીન) તળીયું લાકડાનું હોય છે. અને તેના ઉપર વાર્નિશ લગાવેલું હોય છે. ઓરડાની લંબાઈ-પહોળાઇ અનુસાર દરેકમાં ચટાઇ અથવા શેત્રંજી પાથરેલી હોય છે. આ પ્રમાણે તળીયું રાખવાથી તન્દુરસ્તીને ફાયદો થાય છે અને મહેનત પણ ઓછી પડે છે.

ઘરની વાત તો થઇ રહી. હવે હું આપને ઘરમાં રહેવાવાળાઓની હકીકત પણ જણાવું છું. એથી આપ જાણી શકશો કે અમેરિકાનાં મધ્યમ સ્થિતિનાં લોકો પોતાનું જીવન કેવી રીતે ગાળે છે. તેઓ રવિવારથી માંડી શનિવાર સુધી શું કરે છે, તે સાંભળો:—

રવિવારે આખું કુટુંબ સવારમાં નવ વાગ્યા સુધી ઉંધ્યાં કરે છે. કારણ એ છે કે તે દિવસે ઘરના માલિકને ઑફીસમાં જવાનું હોતું નથી. રવિવારે મોડે સુધી સુઈ રહેવાનો રિવાજ આખા અમેરિકામાં છે. કોઇ કોઈ તો બબ્બે પહોર સુધી સુઇ રહે છે ! ધણી પોતાની સ્ત્રી કરતાં થોડીક મિનિટ પહેલાં ઉઠે છે; અને જો શિયાળાની ઋતુ હોય તો બેઠકના ઓરડામાં સઘડીમાં દેવતા સળગાવે છે.

શિયાળાના દિવસોમાં આ દેવતા રાત દિવસ ચેતાવેલોજ રહે છે. આથી સ્ત્રીનાં ઉઠતાં પહેલાં તો આખું ઘર ગરમ થઈ જાય છે. જો કદી ઉન્હાળાની ઋતુ હોય તો પતિ ઉઠીને ગેસવાળી સઘડી સળગાવી, ન્હાવાનું પાણી મૂકી દે છે. જે વખતે પત્ની કપડાં પહેરી તૈયાર થઈ જાય છે, તે વખતે તો પાણી ઉકળતું હોય છે. અમેરિકામાં પુરૂષોને

એવો વિચાર આવતો નથી કે ઘરનું કામકાજ પોતાનાથી થઇ શકે નહિ. બલ્કે ત્યાંના લોકો પોતાની પત્નીને મદદ કરવામાં આનન્દ માને છે. આટલા માટે આ ન્હાની બાબતનો પણ ઉલ્લેખ કરવો હું ઉચિત સમજું છું.

સ્ત્રી સવારમાં વિશેષ શૃંગાર ધારણ કરતી નથી. તે સાધારણ વસ્ત્રો પહેરી લે છે અને વાળ જરા ઠીકઠાક કરી લે છે. એમ કરવામાં તેને માત્ર બે ચાર મિનિટો લાગે છે. જ્યારે તે કપડાં પહેરી રહે છે, ત્યારે પછી રસોડામાં જાય છે અને રસોઇ કરવાની શરૂઆત કરે છે.

ભોજન બનાવતી વખતે જો તેને ૫–૧૦ મિનિટનો અવકાશ મળે તો એટલા વખતમાં તે ઘરની વસ્તુઓ ઠેકાણાસર મૂકી દે છે. સવારનો નાસ્તો થઇ ગયા પછી ગૃહિણી રકાબીઓ ધોઇને મુખ્ય રસોઈ શગડીપર ચઢાવી દે છે. દેગડીઓની નીચે જોઇએ તેટલો તાપ રાખીને, તે ન્હાઇ લે છે અને કપડાં પહેરી બધાં દેવળમાં જાય છે. જ્યારે આશરે એક વાગે ઘેર પાછાં આવે છે, ત્યારે રસોઈ તૈયાર થઈ ગયેલી હોય છે અને તુરતજ ખાણું ભોજનગૃહમાં મેજ ઉપર ગોઠવી દેવામાં આવે છે. ત્રણ વાગ્યા સુધીમાં તો રકાબીઓ ધોઈ કરી ઠેકાણાસર પણ થઈ જાય છે. ત્રીજા –( સાંજના– ) પહોરનો વખત પોતાના પતિ સાથે યાતો પોતાનાં કોઈ ઇષ્ટ મિત્ર મળવા આવે તેની સાથે વાતચીતમાં તે ગાળે છે; અથવા કોઈ વર્તમાનપત્ર કે માસિક પત્રિકા વાંચે છે. કોઈ કોઈ વખત આખું કુટુંબ સહેલ કરવા પણ બ્હારગામ જાય છે. અંધારૂં થતાં થતાંમાં તો સ્ત્રી મેલાં લુગડાં એકઠાં કરી લે છે. પછી તેને ઉન્હા પાણીમાં બોળે છે. અને પુષ્કળ સાબુ નાંખે છે. તેની પાસે ઘણા રસાયણિક પદાર્થો પણ હોય છે. કપડાં ઉપર પડેલા ડાઘા પહેલાં ગરમ પાણી અથવા કોઈ રસાયણિક પદાર્થથી કાઢ્યા પછી, તેમાં સાબુ નાંખવામાં આવે છે. પછી આખું કુટુમ્બ ફરીથી દેવલમાં જાય છે અને એક બે કલાકમાં પાછું આવે છે. સુઈ રહેવા પહેલાં બધાં માણસો કાંતો કાંઇક વાંચે છે અથવા પોતપોતાનાં સ્નેહી મિત્રોને કાગળો લખે છે.

સોમવારે સર્વ લોકો વહેલાં ઉઠે છે. પતિ રસોડામાં અને કપડાં ધોવાની ભઠ્ઠીમાં દેવતા સળગાવે છે; તેટલી વારમાં પત્ની સવારનો નાસ્તો તૈયાર કરી નાંખે છે અને ઘરને વાળી ઝુડી સાફ કરે છે. ભોજન થઇ રહ્યા પછી, ધોવાનું કામ શરૂ થાય છે. કોઈ કોઈ વખત સ્ત્રી કપડાંને સંચા વતી પણ ધુવે છે. સંચામાં લુગડાં, પાણી અને સાબુ ભરવામાં આવે છે અને વિજળીની નળી સાથે તેને જોડવામાં આવે છે. તે સંચો વિજળીના જોરથી ખુબ ચકર ચકર ફરે છે અને લુગડાં એક બીજાની સાથે ખુબ રગડાઈ સાફ થાય છે. જ્યારે સંચો નથી ચલાવવામાં આવતો, ત્યારે સ્ત્રી સાબુ ઘાલેલા પાણીમાં અર્ધા કલાક સુધી કપડાં ઉકાળી, કાઢી લે છે. સંચાથી હોય કે હાથથી હોય તોપણ ધોવાનું કામ બે પહોર સુધી ચાલે છે. બે પહોર સુધીમાં તો લુગડાં બાગમાંજ સુકવેલાં જોવામાં આવે છે. એક વાગે ભોજન તૈયાર થઈ જાય છે અને બે વાગ્યા સુધીમાં વાસણો ધોઇ કરી ઠેકાણાસર મૂકી દેવામાં આવે છે. તે પછી થોડીવાર સુધી ગૃહિણી આરામ ખુરસી ઉપર પડી રહે છે અગર સુઇ પણ જાય છે. ઉઠયા પછી, તે ફરી ન્હાય છે અને કપડાં પહેરી કાંતો સીવવા સાંધવાનું કામ કરે છે. અગર કોઇ મિત્રને મળવા જાય

છે. સાયંકાલે ભોજન બનાવવાને તે ઘેર પાછી આવે છે. સુઈ રહેવા પહેલાં જે સમય મળે છે તેમાં વાંચવા લખવાનું કે રમ્મત ગમ્મતનું કામ કરવામાં આવે છે. કોઈ કોઇ વખત આખું કુટુંબ નાટક કે સિનેમેટોગ્રાફના ખેલ જોવાને જાય છે.

**સોમવારની** રાતે સ્ત્રી ધોએલાં કપડાંને ભેગાં કરી બાંધી દેછે પછી તેમને એક ટોપલીમાં ભરી મૂકી રાખે છે. **મંગળવારે** સવારે જ્યારે ભોજન થઈ જાય છે અને ઘરનું કામ થઇ રહે છે, ત્યારે તે કપડાં ઉપર ગૃહિણી આર ચઢાવે છે. અને ઇસ્ત્રી કરે છે. આ કામ કરતાં તેને લગભગ બે કલાક લાગે છે. આ કામ ઘણું ખરૂં બે પહોર સુધીમાં થઈ રહે છે, જો કદી ધોએલાં કપડાં વધારે હોય તો આર દેવાનું કામ થોડું બુધવાર ઉપર બાકી રાખવામાં આવે છે. ત્રીજા પહોરનો સમય વાંચવામાં, સીવવામાં, બજારમાંથી કોઈ વસ્તુ ખરીદી લાવવામાં અને ઇષ્ટ મિત્રોને મળવામાં વ્યતીત થાય છે. કોઈ કોઈ સ્ત્રીઓ તો **સોમવારેજ** ત્રીજા પહોરે કપડાંને ઇસ્ત્રી કરી નાંખે છે. એથી તેમને **મંગળવારે** કોઇ મ્હોટું કામ કરવાનું રહેતું નથી. પરન્તુ સાધારણ રીતે લોકો તેમ કરવાનું પસંદ કરતાં નથી કારણકે, તેમ કરવાથી એક દિવસ ઘણુંજ કામ કરવું પડે છે અને બીજે દિવસે નવરૂં બેસી રહેવું પડે છે.

બુધવાર અને ગુરુવાર આરામના દિવસો છે. એ દિવસોએ ઘરનું કામ બહુ થોડુંજ થાય છે. બે ત્રણ કલ્લાકમાં રજા મળી જાય છે. બાકીનો સમય ગૃહિણી પોતાની ઈચ્છાનુસાર આરામમાં અથવા તો વાંચવામાં કે મનને આનન્દ આપવામાં કાઢે છે. શહેરમાં એક મ્હોટું પુસ્તકાલય હોય છે. અહિંથી આ ગૃહિણી કોઈ કોઈ વખત પુસ્તકો પણ લેઈ આવે છે. વળી પોતાના ઘરમાં એક સારૂં જેવું પુસ્તકાલયતો હોય છેજ. તે કેટલાંક વર્તમાન પત્રો અને માસિકો પણ મંગાવે છે. આને લીધે તેને વાંચવાને કંઈને કંઈ રોચક વસ્તુ સદાએ મળી રહે છે. તે એક બે સ્ત્રી-સમાજોની સભાસદ હોય છે અને તેને છબી પાડતાં, પિયાનો વગાડતાં અને ગાતાં પણ આવડે છે. ઘણીક સાર્વજનિક હીલચાલો ઉપર તેને પ્રેમ હોય છે. ફુરસદનો સમય તે આવાં કામોમાં ગાળે છે. બુધવારની સાંજે તે દેવળમાં બધાંની સાથે એક કલાક સુધી પ્રાર્થના કરે છે.

**શુક્રવાર** ઘરની સાફસુફીનો દિવસ છે. આ દિવસે ગૃહિણી આખા ઘરને વાળી-ઝુડીને સાફ કરે છે. દરેક ઓરડામાંથી એક ખુણેથી બીજા ખુણા સુધી તે વાસીદું વાળે છે. ચટાઇઓ અને જાજમો ઉઠાવી તેમને વાંસના દંડાથી ઝુડે છે. એથી તેની સર્વ ધૂળ નીકળી જાય છે. જે સાવરણીથી તે વાળે છે, તે બાર ઇંચ પહોળી અને પન્દર ઇંચ લાંબી હોય છે. તેમાં બે બ્રશ અને એક પેટી હોય છે. રજ વળાઇને તે પેટીમાં એકઠી થાય છે. એ સાવરણીને એક લાંબો વાંસનો હાથો હોય છે. ગૃહિણી એને પકડીને ચાલતાં ચાલતાં આરામથી વાળે છે. તેને નીચું નમનું પડનું નથી. **અમેરિકામાં** આજ કાલ ઘણાં ખરાં ઘર વિજળીના એક સંચાથી સાફ કરવામાં આવે છે. આ સંચો હાથથી પણ ચાલી શકે છે. તેને જેવો ચટાઈ, મેજ કે ખુરસી ઉપર મુકવામાં આવે છે. કે તરતજ ધૂળ ચુસી લેછે. પરન્તુ, આ સંચાના પૈસા વધારે બેસે છે, એટલા માટે તેને નવંગર લોકોજ વાપરે છે. સાધારણ લોકો માત્ર સાવરણીથીજ ઘર સાફ કરે છે. ચટાઈ અથવા જાજમને સાફ કરીને ઘર-ધણીઆણી ફરસ-તળીઉં સાફ કરે છે. આમ સફાઇમાં

દિવસનો ઘણો ખરો ભાગ પસાર થાય છે. એટલા માટે ગૃહિણી શુક્રવારે ઘણું ખરૂં બહાર જતી નથી. પોતાનું કામ થઈ રહ્યા પછી તે આરામ લે છે.

શનિવારે ગૃહિણી સારાં સારાં ભોજન બનાવે છેઃ જે રવિવારે પણ કામ આવે છે. તેમાં તેને ત્રીજો પહોર થઈ જાય છે. પછી તે કપડાં પહેરીને બજારમાં કાંતો કંઈ ખરીદવા અગર તો મિત્રોને મળવા જાય છે. સાંજે દેવળમાં જઈને વાજા ઉપર બીજે દિવસે રવિવારે ગાવાનું ગીત ગાતાં વગાડતાં શીખે છે.

આ પ્રમાણે અઠવાડીઆના કામનો આરંભ અને અન્ત થાય છે. માત્ર રોટલી પકાવવા સિવાય ઘરનું બધું કામ ગૃહિણી જાતેજ કરે છે. રોટલી તો ઘણુંખરૂં બજારમાંથીજ મંગાવવામાં આવે છે. તે પોતાનાં અને પોતાનાં છોકરાંનાં કપડાં જાતેજ સીવે છે. આટલું આટલું કામ કરવા છતાં પણ તેનું ઘર સ્વચ્છ રહે છે. તમે ગમે તે દિવસે કે ગમે તે સમયે તેને ઘેર જાઓ તોપણ તેનું ઘર એવું સ્વચ્છ માલૂમ પડશે કે જાણે કોઇ મહેમાન આવવાની તે વાટ જોઈ ન રહી હોય !

જો શહેર મ્હોટું હોય તો ગૃહિણીને પોતાનું કામ કરવામાં તે કરતાં પણ વિશેષ સરળતા મળે છે. તેમ હોય તો વરાળથીજ તેનું ઘર ગરમ રહે છે અને માત્ર ચાવી ફેરવવાથીજ ગરમ પાણી મળે છે, કપડાં ધોવાના સંચાને પણ માત્ર ઉઘાડવો અને બંધ કરવો તેટલુંજ કામ કરવું પડે છે. તે ઉપરાંત વરસાદના દિવસોમાં લુગડાં સૂકવવા માટે એક જૂદોજ ઓરડો હોય છે રસોઈ બનાવવામાં પણ મ્હોટાં શહેરવાળાંને જેવી અનુકૂળતા હોય છે, તેવી ન્હાનાં ગામનાં રહીશોને હોતી નથી. અમેરિકામાં ૧૫૦૦ અથવા તેથી વધારે માણસો જે ગામમાં હોય છે, ત્યાં મ્યુનિસિપાલિટિ તરફથીજ પાણીના નળ મૂકેલા હોય છે. વિજળીનાં કારખાનાં પણ હોય છે અને બહુજ થોડા ખર્ચમાં ઘર સાથે વિજળીનો સંબંધ જોડવામાં આવે છે. ટેલીફોનની પણ વ્યવસ્થા હોય છે. સાર્વજનિક પુસ્તકાલયો પણ હોય છે, તે આખો દિવસ ખુલ્લાં રહે છેઃ કંઈ પણ લવાજમ આપ્યા સિવાય તમે તેનો ઉપયોગ કરી શકો. ઘણાંખરાં શહેરોમાં તો વરાળ બનાવવાનાં પણ કારખાનાં હોય છે. તે વરાળ નળ મારફતે લોકોના ઘરોમાં પહોંચાડવામાં આવે છે. ઘરમાં બળતણ બાળી વરાળ ઉત્પન્ન કરવા કરતાં આ રીતે નળ મારફતે વરાળ લેવાથી બહુજ ઓછું ખર્ચ આવે છે. દરેક જગાએ છોકરા અને છોકરીઓ માટે મ્હોટી મ્હોટી નિશાળો પણ હોય છે, જેમાં કાંઈ પણ ફી લેવામાં આવતી નથી. દરેક છોકરા કે છોકરીને ચૌદ વર્ષની ઉમ્મર સુધી ફરજિયાત ભણવું પડે છે. જે માબાપો આ નિયમનું ઉલ્લંઘન કરે છે, તેમનો દંડ કરવામાં આવે છે.

આટલી સુગમતાથી અમેરિકાની સ્ત્રીઓ કામ કરી શકે છે તે વિદ્યાનોજ પ્રભાવ છે. વિદ્યાના બળથી તે પોતાનાં કામો એવી રીતે કરે છે કે તેમનો બધો વખત તેમાંજ જતો નથી. વિદ્યાના સાધનથી તે એવી એવી તદબીરો શોધી કાઢે છે કે જેનાથી તેમનો ઘણો શ્રમ બચે છે. વિદ્યા તેમને બતાવી આપે છે કે સંચાઓની મદદથી પોતાની મુશ્કેલીઓ અમુક રીતે દૂર કરવી. અમેરિકાની સ્ત્રીઓને કોઈ કામ કરવામાં સંકોચ થતો નથી. હું એવી ઘણી સ્ત્રીઓને ઓળખું છું કે જેઓ ઘણીજ બુદ્ધિમતી અને વિદ્યા-

સંપન્ન છે, પરન્તુ તેઓ ઓરડાઓની ભિંતો ઉપર સંકોચ વિના કાગળ ચોંટાડે છે; અને જરૂર હોય ત્યારે મકાનને ધોળે છે પણ ખરી. જો કોઈ ખુરશી કે મેજને થોડી ઘણી મરામત કરવાની હોય તો તે ઘણું ખરૂં જાતેજ કરી લે છે. ઘણી ખરી સ્ત્રીઓ ઘર શણગારવાનું કામ જાણે છે, તે થોડા ખર્ચમાં પોતાના ઘરને સુંદર રીતે સજાવે છે. ઘરનું સર્વ કામ કરવું તે પોતાનું કર્તવ્ય સમજે છે. ઘર તેનું રાજ્ય અને તેને તેની અધીશ્વરી માનવામાં આવે છે.

હા. થોડા વખતથી અમેરિકાની સ્ત્રીઓ ઘરકામને બોજારૂપ સમજવા લાગી છે; એટલા માટે હજારો-લાખો સ્ત્રીઓ વિધવિધ પ્રકારના વ્યાપારમાં પડી છે. આ વખતે તેઓ કારખાનાં, દુકાનો અને કચેરીઓમાં સર્વત્ર દેખાય છે. એવો કોઈ ધંધો નહિ હોય કે જેમાં અમેરિકાની સ્ત્રીઓનો પ્રવેશ નહિ હોય. આટલું છતાં પણ, અમેરિકાની સ્ત્રીઓનું અધિક વલણ ઘરના કામકાજ તરફજ છે.

ઘરકામ દિવસે દિવસે સુગમ પણ થયે જાય છે. નવી નવી તરેહની શગડીઓ બનાવવામાં આવે છે. એમાં કેટલીક તો એવી પણ હોય છે કે રસોઈની સામગ્રી તેમના ઉપર મૂકી છાંડે, અને થોડીવાર પછી ઉતારવામાં આવે તો સર્વ રસોઈ તરત તૈયાર થઈ ગઈ હોય. ઘણી જાતના સંચાઓની શોધોથી પણ અનેક મુશ્કેલીઓ દૂર થઈ ગઈ છે. એટલુંજ નહિ, પરન્તુ ઘરવ્યવસ્થાની વિદ્યા પણ અમેરિકાની નિશાળોમાં શિખવવામાં આવે છે. જેવી રીતે હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓ ઇતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન વગેરેમાં **" બી. એ. " " એમ. એ. "** ઈત્યાદિ પદવીઓ મેળવે છે, તે પ્રમાણે અમેરિકાની કન્યાઓ ગૃહ-પ્રબંધ-શાસ્ત્ર ( ઘરવ્યવસ્થા ) ની પરીક્ષામાં તેવી પદવીઓ મેળવે છે.

---

## સ્ત્રીઓ વિષે શ્રીકૃષ્ણના વિચારો.

લેખકઃ-રા રા **અમૃતલાલ સુંદરજી પઢીયાર. મુંબઇ.**
( **" સંસારમાં સ્વર્ગ, " " સ્ત્રીઓનું સ્વર્ગ, "** વગેરેના કર્તા. )

૧.

વ્હાલી બ્હેનો ! સ્ત્રીઓ વિષે મહાત્મા શ્રીકૃષ્ણના વિચારો બહુ જાણવા જેવા છે. તેવી એક બાબત ઉપર હું આજે બોલવા ઇચ્છું છું. પણ તેની અગાઉ એ વાત જાણવી જોઇએ કે, જેના વિચારો આપણે જાણવા ઈચ્છીએ છીએ તેનામાં ખાસ ખુબી શું છે ? કારણકે જેના વિચારો જાણવા ઇચ્છીયે તે માણસની જ્યાં સુધી પુરેપુરી ઓળખાણ થાય નહિ ત્યાં સુધી તેના વિચારોની ખરેખરી કિંમત સમજાતી નથી. કેમકે જ્યારે આપણે એમ જાણીયે કે આ વિચારો મહારાણી વિકટોરીયાના છે, આ વિચારો મહારાજા અશોકના છે, આ વિચારો સોક્રેટીસના છે, આ વિચારો આદિકવિ વાલ્મિકીના છે, આ વિચારો બ્રહ્મર્ષિ વસિષ્ટના છે, આ વિચારો સ્વામી દયાનંદ સરસ્વતીના છે, આ વિચારો અનસુયા માતાના છે, આ વિચારો સતી દ્રૌપદીના છે, અને આ વિચારો ભીષ્મ પિતામહ ના છેઃ એમ જ્યારે આપણે જાણીયે છીયે ત્યારે એ વિચારો માટે આપણને બહુ

વધારે માન ઉત્પન્ન થાય છે. કારણકે એ સૌને માટે આપણે કાંઈ કાંઈ સારી સારી હકીકત જાણીયે છીયે, તેથી એઓના વિચારને ખાસ વજન આપીયે છીયે. તેમજ જે મહાત્માના વિચારો જણાવવા માટે હું આજે તમારી સમક્ષ ઉભો થયો છું. તે મહાત્મા **શ્રી**કૃષ્ણની ઓળખાણ કરવા સારૂ તેના જીવનને લગતી થોડીક મુખ્ય મુખ્ય હકીકત આપણે જાણવી જોઇયે.

**શ્રીકૃષ્ણની ઓળખાણઃ—**

**શ્રી**કૃષ્ણનો જન્મ થયા પહેલાંજ તેને મારી નાંખવા માટે **મ**થુરાંનો રાજા કંસ (જે તેનો મામો થતો હતો તેના–) તરફથી અનેક જાતની યુક્તિયો રચાઈ હતી, એટલુંજ નહિ પણ તે દુષ્ટ કંસ રાજાએ પોતાની બ્હેનને સખ્ત કેદખાનામાં નાંખી હતી, ત્યાં **શ્રી**કૃષ્ણનો જન્મ થયો હતો. પોતાની માનું ધાવણ ધાવ્યા પહેલાંજ તેમને પારકે ઘેર જઇને રહેવું પડયું હતું. એ પછી બાલક અવસ્થામાંજ તેમનો નાશ કરવા માટે પુતના રાક્ષસી તથા બીજા ઘણાએ રાક્ષસો તેમની પાછળ પડયા હતા. આ બધી મુશ્કેલીઓ વચ્ચે તેઓનું જીવન શરૂ થયું હતું, અને તેમ છતાંયે બધી અડચણોની સામે થઈ તેઓ આગળ વધ્યા હતા, અને તેમ કરીને તેણે જગતને એમ શીખવેલું છે કે, દુઃખથી કાયર થઈ જવાનું નથી, પણ જો માણસ ધારે તો ખરાબમાં ખરાબ સંજોગોમાંથી પણ તે આગળ વધી શકે તેમ છે. અને અનેક દુષ્ટો નાશ કરી નાંખવા ઇચ્છિતા હોય, બીજાને ઉગવા દેવુંજ નહિ અને કદી તેમાંથી કરો ફુટી જાય તો એ ઉગતા કાંટાનેજ ચુંટી કહાડવો, એવી જાતના પ્રયત્નો કરતા બહુ જોરાવર દુષ્ટ માણસોની વચેથી પણ આગળ વધી જવું અને **મહા**ત્મા બનવું તથા બધા દુષ્ટોનો સંહાર કરવો એ કાંઈ નાની વાત નથી. જે **શ્રી**કૃષ્ણના વિચારો જાણવા આપણે આજે અહિં મળેલાં છીયે, તે **શ્રી**કૃષ્ણ આવા મુશ્કેલ સંજોગોમાંથી આગળ વધેલા હતા, માટે તેમના વિચારો ખાસ ધ્યાન આપવા યોગ્ય છે.

શ્રીકૃષ્ણે પોતાનાં માબાપનાં બંધનો કાપ્યાં હતાં અને તેમને કેદમાંથી છોડાવ્યાં હતાં. સગો છતાં પણ પોતાના ખાસ દુશ્મન **શિશુ**પાળને મોટા મનવાળા શ્રીકૃષ્ણે સો વચન માફી આપી હતી. અને તેમ કરીને પોતાનું હૃદય કેટલું ઉદાર છે તેની જગતને ઓળખાણ આપી હતી. તે સિવાય કંસ, જરાસંધ, કાળયવન વિગેરે દુષ્ટોનો નાશ કર્યો હતો. પોતાના ગરીબ મિત્ર **સુદા**માને ચપટી ચોખાના બદલામાં બહુ મોટી મદદ કરી હતી. પોતાના મિત્ર **અર્જુ**નનો રથ હાંકી તેને **મહા**ભારતનું યુદ્ધ જીતાડયું હતું. વળી યુધિષ્ઠરના યજ્ઞ વખતે બ્રાહ્મણોના એટલેકે વિદ્વાનોના પગ પૂજવાનું કામ તેમણે સ્વીકાર્યું હતું. એટલુંજ નહિં પણ રાજયોગ તથા શાસ્ત્રના ધર્મ તેમણે સમજાવ્યા હતા, અને જાદવાસ્થળીના દાખલાથી લોકોને બતાવી આપ્યું હતું કે, એકલી સમૃદ્ધિ કાંઈ કામની નથી, પણ સમૃદ્ધિની સાથે પવિત્રતા ન હોય તો એકલી સંપત્તિથી દારૂ વિગેરે દુર્ગુણોમાં ફસી પડાય છે; અને તેથી અંતે નાશ થાય છે. આ બધું શીક્ષણ શ્રીકૃષ્ણે પોતાના જીવનમાંથી આપેલું છે, માટે ઘણાં લોકો શ્રીકૃષ્ણને ભગવાન તરીકે માને છે. અને ઘણા લોકો શ્રીકૃષ્ણને **મહા**ત્મા તરીકે માને છે. આવા 'સમર્થ **મહા**ન્ પુરૂષના શ્રીઓ' સંબંધી શું વિચારો હતા ?–એ જાણવાની સૌ બ્હેનોને ખાસ જરૂર છે.

ધીરજ અને ક્ષમા એ સાત ગુણો સ્ત્રીઓમાં રહેલા છે, અને "તેમાં હું છું." આમ શ્રી કૃષ્ણ કહે છે.

હવે વિચાર કરવા જેવી વાત એ છે કે સ્ત્રીઓની અંદર સ્વાભાવિક રીતેજ આ સાત ગુણો રહેલા છે, અને એ સાત ગુણો એટલી હદ સુધી ખીલી શકે છે કે તે ગુણોમાંથી ઈશ્વરનાં દર્શન થઈ શકે છે. માટે સ્ત્રીઓમાં રહેલા આ સાતે ગુણો ઈશ્વરની વિભુતિ કહેવાય છે. અને ઇશ્વરની વિભુતિમાં ઇશ્વર વિશેષતાથી રહેલો હોય છે, માટે સ્ત્રીઓમાં રહેલા એ સાત ગુણની આપણે વિગતવાર તપાસ કરવી જોઇએ, અને તેની ખાસ ખુબીઓ સમજવી જોઇએ.

બ્હેનો! **સ્ત્રીઓમાં રહેલો સૌથી પહેલો ગુણ કીર્તિ** છે, એમ **ગીતા** જેવા ઉત્તમ પુસ્તકમાં શ્રી **કૃષ્ણ ભગવાન** કહે છે, માટે એ બાબત બહુ વિચારવા જેવી છે. કારણકે કીર્તિની અંદરજ બીજી ઘણી જાતના સદ્‌ગુણો આવી જાય છે. **બ્હેનો! કીર્તિ** ક્યારે મળે? જ્યારે બહુજ લાયકાત હોય ત્યારે કીર્તિ મળે છે. જ્યારે પરમાર્થનાં કામો કરતાં આવડે ત્યારે કીર્તિ મળે છે. જ્યારે સૌ સાથે અતિશય ભલાઈ રાખતાં આવડે ત્યારે કીર્તિ મળે છે. જ્યારે મુશ્કેલીના વખતમાં પણ ટકી શકાય ને પોતાની ફરજ બજાવવામાં ભુલ થાય નહિ, ત્યારે કીર્તિ મળે છે. જ્યારે ચારિત્ર્ય શુદ્ધ હોય ત્યારે કીર્તિ મળે છે. જ્યારે ઘણી જાતના સદ્‌ગુણો ખીલેલા હોય ત્યારે કીર્તિ મળે છે અને જ્યારે **ધર્મનું** બળ હૃદયમાં જામ્યું હોય તથા **પ્રભુનો** પ્રેમ અંતરમાં આવ્યો હોય ત્યારે કીર્તિ મળે છે. માટે યાદ રાખજો કે, **કીર્તિ** એ કાંઈ નાની વાત નથી. **કીર્તિ** આવી ઉત્તમ વસ્તુ છે અને **કીર્તિમાં** બીજા ઘણા સદ્‌ગુણો રહેલા છે, તથા **કીર્તિ** જાળવી રાખવાની ખાતર ઘણાએ અવગુણોમાંથી બચી શકાય છે, તેથી મહાત્મા **શ્રીકૃષ્ણ કીર્તિને** પ્રથમ ગણાવે છે. આવી ઉત્તમ પ્રકારની **કીર્તિ** સ્ત્રીઓમાં હોવી જોઇએ.

બ્હેનો! કીર્તિ મેળવવા માટે મહત્વાકાંક્ષા રાખવાની જરૂર છે. કારણકે જો અંતરમાં ઉંચી જાતની ભાવનાઓ જાગેલી હોય અને ભલાઇનાં મોટાં મોટાં કામો કરવાં મન તરફડી રહ્યું હોય, તો તેમાંથી આગળ જતાં બહુ ફાયદો થાય છે. માટે વ્યાવહારિક લોકોએ કીર્તિ મેળવવાની ઇચ્છા રાખવી ને એ રસ્તે આગળ વધવું તે **રાજ્યયોગની** એક રીત છે. અને યાદ રાખજો કે, રાજ્યયોગ એ બહુજ ઉત્તમ, સરલ ને સ્વાભાવિક માર્ગ છે. માટે શ્રીકૃષ્ણ એ ખુબીદાર રસ્તાની ભલામણ કરે છે. એટલુંજ નહિ પણ **કીર્તિનો** મહાન ગુણ સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ રહેલો છે એમ તેઓ કહે છે. માટે એ ગુણ બહુ સહેલાઇથી ખીલી શકે તેમ છે.

બ્હેનો! **કીર્તિ** મેળવવાની ઇચ્છાને લીધે મનમાં ઘણી જાતની ઉંચી લાગણીઓ જાગ્રત થાય છે, તેને લીધે મનમાં એવા વિચારો આવ્યા કરે છે કે, મારે આ જગતમાં આવીને કાંઈક પણ શુભ કામ કરવુંજ જોઇએ. મારી જીંદગી હું નકામી શા માટે જવા દઉં?

મારી ઘણીએ બ્હેનોએ ઘણી જાતનાં મહાન કામો કરીને કીર્તિ મેળવેલી છે. જેમકે કોઇએ **પતિવ્રતપણાથી** કીર્તિ મેળવેલી છે, કોઇએ **શુરવીરપણાથી** કીર્તિ મેળવેલી છે. કોઇએ સગાં વહાલાંઓને ખાતર પોતાના દેહની દરકાર કરી નથી, અને એ રસ્તે

કીર્તિ મેળવેલી છે. કોઇએ સતી થઇને કીર્તિ મેળવેલી છે. કોઇએ પૈસા ખરચીને કીર્તિ મેળવેલી છે કોઇએ દયાનાં ને પરમાર્થનાં કામો કરીને કીર્તિ મેળવેલી છે. કોઇએ ગરીબોનાં આંસુઓ લુંછીને કીર્તિ મેળવેલી છે. અને કોઇએ જ્ઞાન મેળવીને કીર્તિ મેળવેલી છે. ત્યારે અમે તેમાંનું કાંઇક પણ કરીને કીર્તિ કાં ન મેળવીએ? આજના વખતમાં તો કીર્તિ મેળવવાનાં અનેક સાધનો છે. હવે સ્ત્રીઓને ઘણી જાતની છુટ મળતી જાય છે. રાજ્યની સગવડ છે. બહારગામ જવા આવવા માટે રેલ્વે, આગબોટ વિગેરે સાધનોની સગવડ છે. દુનિયાના દરેક દેશોની ખબરો ઘડીકમાં મળી શકે છે, અને સ્ત્રીઓને તેઓનાં શુભ કામોમાં મદદ કરવા ઘણાએ બંધુઓ તૈયાર છે. એટલે આજના વખતમાં સ્ત્રીઓને કામ કરવાનાં ને બહાર પડવાનાં ઘણાંએ મેદાનો તૈયાર છે. તેથી જો કોઈ પણ માર્ગમાં સરખી રીતે કામ કર્યું હોય તો બહુ સ્હેલાઇથી કીર્તિ મળી શકે તેમ છે. માટે એવી અનુકૂળતાઓનો લાભ લેવો જોઇએ, અને દરેક બ્હેને પોતાની કીર્તિ વધે તેમ કરવું જોઇએ.

કેટલાક જુના વિચારના માણસો કહે છે કે, સ્ત્રીઓને કીર્તિની જરૂર નથી, પણ એ વાત ખોટી છે. આજના વખતમાં એવા જુના જંગલી વિચારો ચાલી શકે તેમ નથી. હવે તો ઈશ્વરકૃપાથી આપણે પ્રાચીનકાળ તથા હાલની નવી દુનિયાં એ બન્ને બાબત બહુ ચોખ્ખી રીતે જોઈ શકીએ છીએ. તેથી જાણીએ છીએ કે અસલના વખતમાં પણ આપણી આર્ય સ્ત્રીઓ કીર્તિ મેળવતી હતી, તથા હાલના વખતમાં પણ સુધરેલા દેશની સ્ત્રીઓ કીર્તિ મેળવવાની અભિલાષા રાખે છે, અને કીર્તિ મળે તેવાં કામો કરી કીર્તિ મેળવે છે. માટે આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, "સ્ત્રીઓને કીર્તિ મેળવવાની જરૂર નથી." એ વિચાર જુઠ્ઠો છે, અને તે હાલના વખતમાં નભી શકે તેમ નથી. માટે સ્ત્રીઓને કીર્તિની જરૂર નથી, એવા ખોટા ખ્યાલમાં નહિ રહેતાં, જેમ બને તેમ વધારે વધારે કીર્તિ મેળવવાની તજવીજ કરવી જોઇએ.

કેટલાક લોકો તથા કેટલીક બ્હેનો એમ કહે છે કે, સ્ત્રીઓની કીર્તિ તેના પતિની કીર્તિની અંદર આવી જાય છે. એ સિવાય પોતાનો બાપ કીર્તિવાન હોય, પોતાનો ભાઇ કીર્તિવાન હોય, અગર પોતાનો દિકરો કીર્તિવાન હોય, તો તેની સાથે સ્ત્રીઓની કીર્તિ આવી જાય છે. એટલે સ્ત્રીઓને પોતાની જુદી કીર્તિની જરૂર નથી. આમ કેટલાક લોકો કહે છે; પણ શ્રીકૃષ્ણ ભગવાન આપણને એમ શીખવે છે કે, પોતાના ધણીની કીર્તિ હોય એ જુદી વાત છે. પોતાના પિતાની કીર્તિ હોય એ જુદી વાત છે. પોતાના ભાઈની કીર્તિ હોય એ જુદી વાત છે અને પોતાના દિકરાની કીર્તિ થતી હોય છે જુદી વાત છે. અને એ બધી કીર્તિનો લાભ તથા તેમાંથી કેટલુંક માન સ્ત્રીઓને પણ મળે છે એ વાત સાચી છે. પણ એટલીજ કીર્તિથી કાંઇ બસ નથી. એ સિવાય સ્ત્રિઓની પોતાની જાતી લાયકાતની પણ કાંઇક જુદી ને સ્વતંત્ર કીર્તિ હોવી જોઇએ. જેમકે રામની કીર્તિને લીધે સીતાની કીર્તિ ગણાતી હોય તે જુદી વાત છે, અને સીતાના પોતાના સદ્‌ગુણો સારૂ સીતાને માટે આપણને માન ઉત્પન્ન થતું હોય તે જુદી વાત છે. નળની મ્હોટાઇને લીધે નળનાં વખાણ થતાં હોય અને તેને લીધે દમયંતીને કીર્તિ મળતી હોય એ જુદી વાત છે, અને દમયંતીનું પોતાના ગુણથી માન વધતું હોય એ જુદી વાત છે. અર્જુન તથા યુધિષ્ઠિરની પત્નિ છે તેને લીધે દ્રૌપદીનું માન જળવાતું હોય ને તેની

કીર્તિ થતી હોય એ જુદી વાત છે, અને દ્રૌપદીના અંગત સદ્‌ગુણોને લીધે દ્રૌપદીની કીર્તિ વધતી હોય તે જુદી વાત છે. આવી રીતે પતિની, પુત્રની, પિતાની તથા ભાઇની કીર્તિને લીધે સ્ત્રીઓને કીર્તિ મળે એ જુદી વાત છે, અને પોતાની જાતિ લાયકાતને લીધે તથા પોતાના ખાસ સદ્‌ગુણોને લીધે પોતાની તથા તેમ થયેથી તેમના પતિ, પિતા, ભાઈ ભાન્ડુ, અને સંતતિના ઉપર 'પોતાની' કીર્તિની પ્રતિભા–પ્રકાશ પડે, એ વળી તેથી પણ વધારે જુદી વાત છે. જેમકે અમુકની સતી સ્ત્રી, સાધ્વી માતા, અથવા વીરપુત્રી.

આપણે અહિં યાદ રાખવાનું છે કે પોતાનું વર્તન-વિચાર ઉચ્ચ કરતી, પ્રકાશ નાંખતી, સ્ત્રીઓને અંગત કીર્તિ મેળવવાનુંજ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

બ્હેનો! જ્યારે કીર્તિની વાત ચાલે છે ત્યારે સાથે એ વાત પણ યાદ રાખજો કે, ફળીયામાં કે નાતજાતમાં થોડીક સ્ત્રીઓની અંદર પોતાનાં વખાણ થાય તેથી રાજી થઈ જાય ને મનમાં સમજ્યા કરે કે "અમારી બહુ કીર્તિ થાય છે", એવી કીર્તિ માટે આ વાતો નથી. કોઈ બાઇને સારા પાપડ બનાવતાં આવડતા હોય, કોઇ બાઇને સારી સેવ બનાવતાં આવડતી હોય, કોઇ બાઇને સારૂં અથાણું બનાવતાં આવડતું હોય, કોઈ બાઇને તીખી તમતમતી ચટણી બનાવતાં આવડતી હોય, કોઈ બાઇને બહુ સારી રીતે કઢીમાં વંઘાર દેતાં આવડતો હોય, કોઇ બાઇને સારી રીતે રોટલી કે લાપસી બનાવતાં આવડતી હોય અને કોઈ બાઇને ભરત ભરતાં કે કપડાં શીવતાં આવડતું હોયઃ તેથી તેની ઓળખાણ વાળી દશ વીસ બાઈઓમાં વખાણ થયા કરતાં હોય તેથી રાજી થઈને એટલામાંજ રહી જવું નહિ, અને એટલી કીર્તિથીજ સંતોષ માનવો નહિ; પણ જે કીર્તિ ઈશ્વરની વિભુતી જેવી હોય, જે કીર્તિમાંથી ઈશ્વરનો મહિમા સમજાય, અને જે કીર્તિમાંથી ઈશ્વરના દર્શન થાય, તેવી ઉંચામાં ઉંચી કીર્તિ મેળવવાની તજવીજ રાખવી જોઈએ. અને એવી ઈશ્વરની વિભૂતિવાળી કીર્તિ મેળવવી એ પણ સ્ત્રીઓને માટે કાંઈ મુશ્કેલ નથી. કારણકે સ્ત્રીઓની અંદર સ્વાભાવિક રીતેજ કીર્તિ રહેલી છે, એટલે તેને વધારતાં કાંઈ બહુ વાર લાગે કે બહુ મહેનત પડે તેમ નથી. માટે બ્હેનો! પરમાત્માને ગમે તેવી, ઉંચી જાતની સત્ય કીર્તિ મેળવવાની કોશીષ કરો.

**શ્રી એટલે સૌન્દર્ય, એ સ્ત્રીઓમાં કુદરતી રીતે રહેલો બીજો મહાન ગુણ છે.**

(અપૂર્ણ.)

---

**પુસ્તકાલયઃ** ધારો કે પૃથ્વી ઉપર આજ સુધીમાં જે ઘણા બુદ્ધિમાન્ અને મોટા પુરૂષો થઇ ગયા છે તેમની જોડે એકવાર કોઇ મનોરંજક વિષય ઉપર આપણને વાતચીત કરવાનો પ્રસંગ આવે તો આપણું કેટલું બધું ભાગ્ય ? જો આપણી પાસે એક સારૂં પુસ્તકાલય હોય તો એવોજ લાભ આપણને મળે છે. આરોગ્ય, મનનું સમાધાન, વિશ્રાંતિ તથા સુખ એ જોઇતાં હોય, તો તે ગ્રંથમદિરમાંથી મળે છે. ફક્ત " તેની પાસે તેનો દરવાજો ઉઘાડવાની એક નાની ચાવી માત્ર હોવી જોઇએ. **પુસ્તકાલય એ એક ઇંદ્રભુવન છે** અથવા પ્રત્યક્ષ આનંદ મંદિર છે, અથવા ભવસાગરમાંના વાદળો તથા તોફાનમાં રક્ષણ કરનારૂં બંદર છે. રાજા તથા રંકને તે એક સરખું ઉપયોગી થઇ પડે છે. ગ્રંથ સંગ્રહ એ કલ્પવૃક્ષ છે. તેની પાસે જે માગો તે મળશે.

**સારા સાક્ષરો અલગ છે**—જેઉનો માન પેદા કરી શકતા થાગતા નથી

**(મ.) નવલકથાઓ**

વનસ્પતિશાસ્ત્રનો નિયમ છાયામા ઘણા છોડ ઉગે, થોડાક જ બહુ વધે "સરસ્વતીચન્દ્રનો"નો ઓગો ઘણા વખત સુધી ર્‌હેશે, તેથી લાભ ને હાની બન્ને

બન્ધુસમાજની વાર્તામાના છેલ્લી "બાલા" સર્વોત્તમ

"ગુજરાતી "ની વાર્તામાગા (અનુવાદ વધારે)

**અમૃત કેશવ, નારાયણ ઠક્કુર, રમણીક મ્હેતા**

"પ્રજાબન્ધુ"વાળા ચુનીલાલ **વર્ધમાન શાહની** નવલકથાઓ "ગુજરાતી"નાજેવી ; છાપામાની ચાનુ વાર્તાઓ વધી

ન્હાના ન્હાના કથાનકે વધ્યા (બહુધા અનુવાદ) **શિવપ્રસાદ, ભોગેન્દ્રરાવ** ,

**બંગાળીમાથી ભાષાન્તરો-અનુવાદો**

**ચતુર્ભુજ માણેકેશ્વર** ભટ્ટ

"**રત્નગ્રન્થી** " ઙ્હેપારી ઉત્સાહ, સાહસ, દેશવિદેશમા જવુ

"**સુવર્ણ કુમારી** ' પેટા જ્ઞાતિઓનુ એકીકરણ

**આબુવાળા લ'લુભાઈ-આબુના** પ્રદેશની નવલકથા (રાજ્યોગી)

**Scott (સ્કૉટ)** જેવી **ઐતિહાસિક વાર્તામાળાની ખામી**,

રૈવતાચળની છાયામા છો, જૂનાગઢનો પથરે પથર ઇતિહાસ બોલે છે, આશા છે કે તમારામાથી કોઈક લખશે **કાઠિયાવાડની** કથામાથી બહુ લખાય એમ છે-ક્હેવાઈથી "ગુજરાતી નવલકથાઓનુ સર્વેયુ" નીકળી ચૂક્યુ છે*

**(ય) કવિતા**

૧૯૦૩ થી મ્હે કાવ્યસગ્રહ છપાવવા માંડ્યા, ગુણદોષ સહુ જાણો છો, વિરુધ્ધે ઘણી ટીકાઓ છાપામા પ્રસિદ્ધ થઈ ગઈ છે, તગ્રેણુમા યે ઘણી ટીકાઓ છપાઇ છે વાત જાણીતી છે

**ત્રિભુવન પ્રેમશકર**, કલાપીના મિત્ર 'કલાપીનો **વિરહ** " (In Memorium)

ગુજરાતે દીપેયો દુનિયાના સાહિત્યને ફાળો

પારસી કવિ ખબરદાર ખીલતો મોગરો હજી ખીલશે ને સુવાસ ફેરશે'

" **સાગર** ", કલાપીના અનન્ય ભક્ત " **થાકેલુ હૃદય**, ' " ગુજરાતી ગ્રન્થ નિસ્તાન, વિ વિ

" **કુંજ** ', " **સાગર** ' ના ન્હાના ભાઈ

મૂળજીભાઈ વૈ-કવિતાની સામગ્રી સારી છે કલાનો વિકાસ થયે ઘણી ઉંચી કવિતા બને **નિજકુંજની** કુજ્જીના ભા ૧ લો ઇંગ્રેજી કાવ્યો-First Fruits

'લલિત' તેમને વિશે ક્હેવાનુ મ્હે ક્હેવુ જ છે

લલિતના કા યોની પ્રસ્તાવનામા

હરગોવિન્દ **પ્રેમશકર—'ઝેબુન્નિસા અને શિવાજી'** ત્રિભુવન કવિના ન્હાનાભાઈ

**સત્યેન્દ્રરાવ**, " **ભ્રમર અને અંબુજ**, " વિ વિ

* રા મણિભાઇ તંત્રી કૃત " ગુજરાતી નવલ કથાનુ સાહિત્ય "

હીમાલયમાં જેમ અનેક ઉંચાઈનાં વન છે, તેમ આ કાવ્યરસનાં વન પણ પોતપોતાની પૃથક્ પૃથક્ ઉંચાઇએ છે. સર્વેએ પોતપોતાના શંસાન્ વૃક્ષો પ્રથક્ પ્રથક્-વધતી ઓછી ઔરણાવના અને વધતી ઓછી પ્રેરણા પાના

૬

આપણી લગભગ ૭૫ થી ૮૦ ટકા જેટલી સાહિત્યપ્રવૃત્તિ આવી ગઈ.

આ આપણી પ્રધાન પ્રવૃત્તિઓ.

હવે આપણી ગૌણ પ્રવૃત્તિઓ તપાસીએ.

" ગૌણ " નો અર્થ એવો નથી કે ઓછું ધ્યાન આપવા લાયક. " ગૌણ " નો અર્થ અહીં એટલો જ છે કે આપણે ઓછું લક્ષ આપીએ છીએ તે.

૭

ગૌણમાં મુખ્ય પ્રવૃત્તિ-ભાષાન્તરોની.

(ક) ભાષાન્તરો.

મુખ્ય ત્રણ ભાષાઓમાંથી સંસ્કૃત, ઇંગ્રેજી, બંગાળી. કાંઇક દક્ષિણીમાંથી.
કેટલાંક હિન્દીમાંથી ( શિવપ્રસાદ ).

સંસ્કૃતમાંથી: " શારીરિક ભાષ્ય "–કમળાશંકર.
" રામાનુજ ભાષ્ય "–આનન્દશંકર
મ્હારી " સમશ્લોકી ગીતા. "
કેશવ-હર્ષદનાં ભાષાન્તરો.
ગીતા–શાંકર ભાષ્યનું ભાષાન્તર,
વિશ્વનાથ સદારામ પાઠક.
રામાયણ-મહાભારત–" ગુજરાતી " પ્રેસનાં
નથુરામ શર્માનાં ભાષાન્તરો.
અનન્તપ્રસાદનાં ભાષાન્તરો.

વૈદક-શુશ્રુત, સારંગધરસંહિતા. જ્યોતિષ શાસ્ત્ર.
ઇંગ્રેજીમાંથી ભાષાન્તરો.
" સેન્ડોરના સંવાદો. " " ટેલરરીયની વાતો. "
દત્તનો " હિન્દનો આર્થિક ઇતિહાસ. "
પ્લુટાર્કનાં " જીવનચરિત્રો–" કેટલાંક.
" સામાજિક સેવાના સન્માર્ગ. ' વિ વિ.

બંગાળીમાંથી નવલકથાઓ.

ગુ વ. સોસાયટીનાં ભાષાન્તરો એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર, વિ વિ.

ભાષાન્તરોની આવશ્યકતા–દુનિયાના વિચાર આપણા જ્ઞાનમાં import ( દાખલ ) કરવા–આયાતનો સિદ્ધાન્ત. સારા સાક્ષરોને હાથે થયેલાં ભાષાન્તરો ઘણાં ખરાં સારાં થયાં છે. હજી વધારે ભાષાન્તરોની જરૂર છે.

(ખ.) શાળોપયોગી સાહિત્ય

નવી વાંચનમાળા—છોકરાઓ માટે, છોકરીઓ માટે.

કાવ્યસંગ્રહોઃ "કાવ્યમાધુર્ય," વિ. વિ.
ધર્મનીતિનાં પુસ્તકોઃ શિશુસદ્બોધમાળાઃ ગાયકવાડ સરકારનાં ભાષાન્તરોઃ
એ સહુમાં જમાનાના સૂચક ગુણદોષ છે. બાલકો માટે કાવ્યસંગ્રહ એક બે થાય છેઃ બાલોપયોગી પુસ્તકોની શરૂઆત માત્રજ થઈ છે.
મ્હોટે ભાગે પ્રતિષ્ઠિત સાક્ષરો આ પ્રવૃત્તિથી અલગ છે—એ શોચનીય છે. દલપતરામ, નર્મદાશંકર, મહિપતરામ એમ કરતા નહિ.

(ગ) સરવૈયાં:
"નવલકથાનું સાહિત્ય"
સાદીના સાહિત્યનો ઇતિહાસ.
"સંસ્કારવિધિ" નાં ગીતોના સંગ્રહો.
ગીતમાલાઓ. બ્રહ્માનન્દકાવ્ય.

(૫) જીવનચરિત્રો અને ઇતિહાસઃ
ઇતિહાસ—શૂન્ય !
જીવનચરિત્રોઃ ગો. મા. ત્રિપાઠી. રાનાડે (દેવાશ્રયી). સચિત્ર સાક્ષરમાળા. દેવી અઘોરકામિની: વિ. વિ.

(ચ) Science: (વિજ્ઞાનઃ)
વનસ્પતિશાસ્ત્ર: જયકૃષ્ણ ઇન્દ્રજી: કર્તાની જીંદગીનું દોહન.
વૈદ્યકલ્પતરૂ, ધન્વન્તરી—માસિકો.
"વનસ્પતિગુણાદર્શ"—ભાવનગર.
મગનલાલ વિદ્યાર્થીનાં R. P. A. ગ્રંથાવલીનાં ભાષાન્તરો. જ્યોતિષ્ શાસ્ત્ર.
Practical Science: (વ્યાવહારિક વિજ્ઞાન) પ્રો. ગજ્જરની "લેબોરેટરી, અને એલેમ્બિક વર્ક્સ."
"ઝંડુ ફાર્માક્યુટિકલ વર્ક્સ."
વરતેજનું કારખાનું, નવસારી વિગેરે સ્થળે. તેલનાં વિ. કારખાનાં.
હજી વધારે અભ્યાસ, ઊંડાણ, ને કાર્યસાધકતાની આવશ્યકતા.

છ.) Fine Arts-સુન્દર કલાઓ.
છન્દઃ "રણપીંગળ".—રણછોડભાઈ, નાટકઃ ભરતનાટ્યશાસ્ત્ર—નથુરામ કવિ.
નટઃ અમૃત કેશવ, ન્હાના ત્ર્યંબકલાલ, જયશંકર, બાપુલાલ, "કુમુદ"-માસ્તર ત્રીકમ, વજેશંકર કાલિદાસ, હરિહર દિવાનો, વલ્લભ કેશવ, માસ્તર મોહન.
રી સાપ"-અમૃત કેશવ નાયકનું Epoch-making play (નાટક) મોરબી કંપનીનું એક પડદાથી "સીતાસ્વયંવર,"-આજ વિરાટ સ્વરૂપના દર્શનનો પ્રયત્ન.
પણઃ ત્રણ પુસ્તકો.
ગીતઃ ગઈ સદીમાં મૌલાબક્ષ, આદિત્યરામ, મૂળજી વ્યાસ.
પ્રો. બર્વેનાં પુસ્તકો-આ સદીમાં.

"સંગીતકલાધર"-ડાહ્યાલાલ શિવરામ;
હિંદુસ્તાનની સંગીતપદ્ધતિ, સ્વરમાલિકા.
"સંગીતમંજરી:" અંજારિયા-સંગીતોનો સંગ્રહ.

Composers: ( નવી સારીગમોના કર્તા ).
ભાવનગર મહારાજા સાહેબ.—
નોટેશન પદ્ધતિઓ
વડોદરા, ભાવનગર-બર્વે.
ચિત્રકલા: નથી. છે તે નહીં જેવી !

(જ) ધર્મનીતિ (લેખકો)
પઢિયાર સોરઠનું અમોલું રત્ન.
અનન્તપ્રસાદ-કથાકાર.
ઉપેન્દ્ર ભગવાન, નથુરામ શર્મા, લાલન, બર્વે ( "યોગદિવાકર" )
શાળોપયોગી પુસ્તકો.
સર્યુદાસ, જાદવજી મહારાજ, નરહરિ શાસ્ત્રી, જાનકીદાસ, હરિદાસ મહારાજ, વિ વિ.

(ઝ) સાહિત્યની સંસ્થાઓ અને હિલચાલો
રણજિતરામ વાવાભાઇ:
૧. સાહિત્ય સભા, અમદાવાદ
૨. સાહિત્ય પરિષદ્.
૩. સાક્ષર જયન્તીઓ.
૪. વાર્ષિક સાહિત્યનાં અવલોકનો.
૫. વિદ્યાર્થી પરિષદ્.
વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ, ('ફરતાં' અને સ્થાયી પુસ્તકાલયો વિ. વિ.)
"સસ્તું સાહિત્ય"-અખંડાનન્દ.
બન્ધુસમાજ; નડિયાદમંડળ; નાંદોદ, સુરત, ભરૂચ, મુંબઈ, અમદાવાદનાં—બીજાં મંડળો. વિ વિ.

(ટ) ખાસાક્ષરો:
"સુન્દરીસુબોધ"ના ખાસઅંકો—છેલ્લો ખાસ અંક ઘણાંખરાં ત્યહાં છે.

(ઠ) લોપ થયેલાં વાનાં*
ટીકાકાર: નવલરામ હતા.
સુધારાનું સાહિત્ય:
નામદાર મહારાણી ચીમનાબાઇ સાહેબનું 'પુસ્તક. હરગોવિંદદાસ કાંટાવાળા: " સંસાર સુધારો. "

૮.

થવાં જોઇતાં વાનાં:
૧. ચિત્રોનાં પ્રદર્શન-મુંબઇમાં થાય છે: બીજે થવાં જોઈએ કે ઇલાકામાં બધે ફરે.
૨. નટોના અભિનયનાં ચિત્રો, પૃથક્કરણ ને સૂચનાઓ.

* આ દિશામાં આટલુંજ કામ થયું છે.બાકી શૂન્યમ્ ! -ઘણું વધારે કરવાની જરૂર છે.

૩. નટોનાં, નાટકકારોનાં, ચિત્રકારોનાં—ન્હાનાં મ્હોટાં સંમેલનો.

૪. વૈદકસંમેલન થાય છે.

૫. ઇતિહાસ મંડળ, Science ( વિજ્ઞાન ) મંડળ, વિ.—આવાં સંમેલન ખરચાળ કે માત્ર પ્રદર્શનરૂપ નહિ, પણ કાર્યસાધક, અને પોતપોતાના વિષયપરાયણ.

૯

આ ૧૩ વર્ષોનાં ખાસ લક્ષણ:

—તારવવાં અઘરાં છે.

૧. ચિન્તન છે, લાગણી છે, પણ Scholarship-વિદ્વત્તા ઓછી થઇ છે.
નવા "કેશવ હર્ષદ" ક્યાં છે ?-પ્રો. ગજ્જરઃ " Two p. c. inspiration; 98 p. c. perspiration !" (બે ટકા પ્રેરણા ને અઠ્ઠાણું ટકા પરસેવો !)

૨. સાહિત્યની ભાવના જેટલી ઉંચી થઇ છે, તેટલું લેખન ઉંચું નથી થયું. આપણા સામાન્ય અસન્તોષનું એ કારણ.

૩. વિસ્તાર વધ્યો છે, પ્રમાણમાં ઊંડાણ ઓછું વધ્યું છે.

૪. હજી વિચારદશા છે, નિર્ણયદશા નથીઃ પણ તે આવતી જાય છે. વિચારદશા લંબાઈ, તે પણ ગો. મા. ત્રિપાઠીની અસર. તે વિચારક હતા, પણ નિર્ણયાત્મક વિચારક ન હતા.

૫. Division of Labour (શ્રમ વિભાગ) ઓછો છે, એટલે વિષયપરાયણતા અને વિષયપારંગતતા ઓછી છે. એ વધારે થવાની જરૂર છે.

૬. આ સદીના સાહિત્યની ભાષાઃ ગો. મા. ત્રિપાઠીની અસર. છતાં ૧૯૦૩-૪ માં જ "વસન્તવિનોદી"એ "વિધવા" છપાવી સરલતા ભણી વાળી. હમણાં એ વળણ કંઇક છે.

૧૦

આ શતકમાં છ સાત " કાવ્યસંગ્રહો " છપાયા છેઃ તે સર્વને વિચારી જઇ કોઈ સામટું અવલોકન લખાય, તો કવિતાની-ભાવનાની દિશાઓ નક્કી થાય.

૧૧

આમાં કોઈ તારીખ ખોટી હોય તો સુધારી લેશો. હયાત—હાજર સાક્ષર ઉપર ટીકા થઈ હોય તો ક્ષમા કરશો.

૧૨

છેવટે એક જ વિનંતિઃ

" સર્વદેશી " થઈ શકે એવા મહાવીરને સર્વદેશી થવા દ્યોઃ
બીજાઓ કોઇક એક—બે વિષય પોતપોતાના કરી લઈ તેમાં પારંગત થાય તો સારૂં.

૧૩

દિશાઓ અન્ધારી નથી, પ્રકાશવન્તી-આશાવન્તી છે:




# ग्रन्थदोहनः સામાજિક સેવાના સન્માર્ગ.*

રેવરેન્ડ મિ. ફ્લેમિંગ કૃત " Suggestions for Social Usefulness નામના ઈંગ્રેજી પુસ્તકનો અનુવાદ.

રચનારઃ રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, અમદાવાદ.

( સંસારમાં સ્ત્રીની પદવી, વડનગરા કણબીની ઉત્પત્તિ, તથા ચન્દ્રાનના, વગેરેના કર્તા. )

પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી રા. રા. હીરાલાલ ત્રિ. પારેખ. બી. એ. ( એસિસ્ટન્ટ સેક્રેટરી. ) અમદાવાદ.

લેખકઃ રા. રા. શિવભાઈ બાપુભાઈ, અમદાવાદ.

( અલક્ષ્યજ્યોતિ, પદ્મનાભ, મધુકર, તથા કપિંજલા, વગેરેના કર્તા. )

આ પત્રને જન્મ આપનાર-આદ્યસંપાદક શ્રી બન્ધુસમાજ તરફથી ગુજરાતી વાઙ્મયની જે સેવા થઇ છે, તે સ્વાભાવિક રીતે ત્હેના સભાસદોના વિવિધ પ્રયાસોને લીધે છે. એ સાહિત્ય સેવામાં ભાઈશ્રી ડાહ્યાભાઈ તથા ભાઇશ્રી શિવભાઇએ માનભર્યો ભાગ લીધો છે, એમ જણાવતાં આનન્દ થાય છે.

આથી આ મંડળના એક વિદ્વાન્ લેખકના ઉત્તમ પુસ્તકનું દોહન તેજ સંસ્થાના એક પ્રાસાદિત નવલકથાકારને હાથે થાય એ ઇષ્ટ ધારી, "સેવાના સન્માર્ગના આદેશ તથા ઉદ્બોધન" વિશે લખવા અમે રા. રા. શિવભાઇને વિજ્ઞપ્તિ કરી હતી, જે ત્હેમણે ઉત્સાહપૂર્વક સ્વીકારી છે. રા. શિવભાઈની નવલકથાઓ " ગુજરાતીપંચ " તથા " સુન્દરીસુબોધ "ના વાચક વર્ગમાં બહુ જાણીતી છે. બન્ધુસમાજની વાર્તામાળામાં મ્હોટો ફાળો ત્હેમનો જ છે; અને નર્મહાસ્યથી ઝળકતી, ઉંચી ભાવનાઓ પ્રત્યક્ષ કરતી, રસભાવ લહેરે રેલાવતી, ત્હેમની લેખિનીની યોગ્ય પ્રસંશા એક મિત્ર કરતાં અન્ય દ્વારા થાય એ વાસ્તવિક માની, અહિં વિશેષ લખવું યોગ્ય ધાર્યું નથી

આ ગ્રન્થમાં ૨૫ પ્રકરણ અને ત્હેમાં નીચે જણાવેલા વિષયો છેઃ કેળવણી, વાચન, ભાષાન્તર, પુસ્તકાલય, ઉપદેશ (પ્રત્યક્ષપાઠથી અને વાણી દ્વારા) સંગ્રહસ્થાન, રમત ગમ્મત, આરોગ્યવિદ્યા, દુઃખી-દીનને સહાય, પતિતની સેવા, પ્રાણી દયા, સાર્વજનિક સંસ્થાઓ, શહેર-ગામડાંમાં સુધારો, વિદ્યાર્થીઓની ફરજો, મદ્યપાન નિષેધ, કુટુંબ અને સમાજ, મુસાફરને મદદ, વિદ્યાર્થીઓ-શિક્ષકોને સૂચના, ચારિત્ર્ય-ધર્મ-પ્રાર્થના દ્વારા સેવા, તથા સેવાની શક્તિ. આ પુસ્તકનું અસાધારણ મહત્વ આ વિષયાવલી જોતાં પણ સમજાયા વિના રહેશે નહિં. ડાહ્યાભાઇએ શ્રમ લઈને આપણી સ્વદેશી જાહેર સંસ્થાઓને લગતી માહિતી ઉમેરી આ પુસ્તકની ઉપયોગીતામાં વધારો કર્યો છે. અનુવાદ બહુ સુંદર, સંસ્કારી ભાષામાં થયો છે.

—તન્ત્રિ, સુ. સુ

* પાકું પૂઠું—સોનેરી નામવાળું: પાનાં ૨૬૦. મૂલ્ય, રૂ ૦-૧૨-૦. આ અતિ ઉપયોગી પુસ્તકની બીજી આવૃત્તિ " સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય "ના મંત્રિ શ્રી અખણ્ડાનન્દજી તરફથી બ્હાર પડવાની તૈયારી છે

૩. નટોનાં, નાટકકારોનાં, ચિત્રકારોનાં—ન્હાનાં મ્હોટાં સંમેલનો.
૪. વૈદકસંમેલન થાય છે.
૫. ઇતિહાસ મંડળ, Science ( વિજ્ઞાન ) મંડળ, વિ.—આવાં સંમેલન ખરચાળ કે માત્ર પ્રદર્શનરૂપ નહિ, પણ કાર્યસાધક, અને પોતપોતાના વિષયપરાયણ.

૯

**આ ૧૩ વર્ષોનાં ખાસ લક્ષણ:**

—તારવવાં અઘરાં છે.

૧. ચિન્તન છે, લાગણી છે, પણ Scholarship-વિદ્વત્તા ઓછી થઇ છે.
નવા "કેશવ હર્ષદ" ક્યાં છે ?–પ્રો. ગજ્જર: " Two p. c. inspiration; 98 p. c. perspiration !" (બે ટકા પ્રેરણા ને અઠ્ઠાણું ટકા પરસેવો !)
૨. સાહિત્યની ભાવના જેટલી ઉંચી થઇ છે, તેટલું લેખન ઉંચું નથી થયું. આપણા સામાન્ય અસન્તોષનું એ કારણ.
૩. વિસ્તાર વધ્યો છે, પ્રમાણમાં ઊંડાણ ઓછું વધ્યું છે.
૪. હજી વિચારદશા છે, નિર્ણયદશા નથી: પણ તે આવતી જાય છે. વિચારદશા લંબાઈ, તે પણ ગો. મા. ત્રિપાઠીની અસર. તે વિચારક હતા, પણ નિર્ણયાત્મક વિચારક ન હતા.
૫. Division of Labour (શ્રમ વિભાગ) ઓછો છે, એટલે વિષયપરાયણતા અને વિષયપારાંગતતા ઓછી છે. એ વધારે થવાની જરૂર છે.
૬. આ સદીના સાહિત્યની ભાષા: ગો. મા. ત્રિપાઠીની અસર. છતાં ૧૯૦૩-૪ માં જ "વસન્તવિનોદી"એ "વિધવા" છપાવી સરલતા ભણી વાળી. હમણાં એ વળણ કંઇક છે.

૧૦

આ શતકમાં છ સાત " કાવ્યસંગ્રહો " છપાયા છે: તે સર્વને વિચારી જઇ કોઈ સામટું અવલોકન લખાય, તો કવિતાની-ભાવનાની દિશાઓ નક્કી થાય.

૧૧

આમાં કોઈ તારીખ ખોટી હોય તો સુધારી લેશો. હયાત—હાજર સાક્ષર ઉપર ટીકા થઈ હોય તો ક્ષમા કરશો.

૧૨

**છેવટે એક જ વિનંતિ:**

" સર્વદેશી " થઈ શકે એવા મહાવીરને સર્વદેશી થવા દો:
બીજાઓ કોઈક એક—બે વિષય પોતપોતાના કરી લઈ તેમાં પારાંગત થાય તો સારું.

૧૩

**દિશાઓ અન્ધારી નથી, પ્રકાશવન્તી-આશાવન્તી છે:**

આરામ અને આનંદનીજ માત્ર દરકાર રાખે છે, તેના જેવા થવું યોગ્ય નથી જર્મન કવિ ગટે કહે છે કે "સુંદરતા, પરોપકાર અને આખા વિશ્વના સમાગમમાં રહેવું." તમારી પોતાની જાત જેટલા એક કંગાળ, ચીંથરે હાલ, ક્ષુદ્ર ભાગમાં વસવું ઉચિત નથી. તમારા ધંધામાં અગર ધંધા બહાર, તમારા જ્ઞાનનો, તમારી શક્તિઓનો લાભ બીજાને આપો. જે કાંઈ મનોહર, જે કાંઈ પવિત્ર, જે કાંઈ સારૂં કહેવાનું હોય, તેને માટે મજબુત લાગણી રાખો. અજ્ઞાનીને જ્ઞાન આપવું, સર્વે માટે ઉન્નતિના માર્ગ ખુલ્લા કરવા, દુઃખીના નિસાસા દૂર કરવા, તેમનાં આંસુ લ્હોવાં, સર્વત્ર પ્રસન્નતાનો પ્રસાર કરવો.

**કામ પસંદ કરવાની જરૂરઃ**—સેવાના અનેક માર્ગ છે. આ માર્ગની સામાન્ય માહિતી મેળવ્યા પછી, સેવાનો એક ચોક્કસ પ્રકાર, સેવાનું એક અંગ પસંદ કરી લેવા વિદ્યાર્થીઓને અને સમાજ સેવા કરવા ઈચ્છા રાખનાર સજ્જન વર્ગને અત્ર સલાહ આપીએ છીએ.

**કેળવણી અને જ્ઞાનનો પ્રચારઃ**—વિદ્યાર્થીઓ અને અન્ય સજ્જનો પોતાના કુટુંબની, ગામની, આજુબાજુની,-નિરક્ષરતા દૂર કરવા યત્ન કરી શકે. સ્ત્રી પુરૂષોમાં કેળવણીનો પ્રચાર કરી, નિરક્ષરતાનો અંધકાર ખશેડી, જ્ઞાનનો પ્રકાશ સર્વત્ર પાડવો એ લોકસેવાનું એક મહાન્ કાર્ય છે, અને તે કાર્ય ગૃહશિક્ષણ વડે, દિવસની તેમજ રાત્રિની શાળાઓ ઉઘાડીને, નિરક્ષર આગળ વાંચન કરવાથી, ભાષાન્તરાદિ પુસ્તકોના લેખનથી; તેમજ મફત અને ફરતી લાઇબ્રેરીઓની યોજના કરવાથી થઈ શકે. લોકોને કેટલીક મહત્વની બાબતનું જ્ઞાન આપવામાં, મેજીક લેન્ટર્ન અને સિનેમેટોગ્રાફનાં પ્રદર્શન અને સંગ્રહસ્થાનો, કારખાનાં તથા સાર્વજનિક સંસ્થાઓની મુલાકાત અત્યંત સહાયભૂત થાય છે.

**આરોગ્ય સંરક્ષણઃ**—સ્ત્રીઓ અને બાળકોનું તેમ સામાન્ય મરણપ્રમાણ વધી પડયું છે. સ્ત્રી પુરૂષો, બાળકો, શરીરે નિસ્તેજ, નિર્માલ્ય, બલહીન, જગતનાં કર્તવ્ય કરવા માટે જોઇતો ઉત્સાહ અને શક્તિ વગરનાં જોવામાં આવે છે. એ દૃષ્ટિએ આરોગ્ય સંરક્ષણના માર્ગનો પ્રચાર કરવો, લોકોમાં તે વિષેના જ્ઞાનનો ફેલાવો કરવો, ગરીબ અને સામાન્ય વર્ગનાં સ્ત્રી પુરૂષ અને બાળકોનાં આરોગ્ય સંરક્ષણ માટે કેવા કેવા ઉપાય યોજવા એ વિષે વિચાર કરવા, અને તે વિચાર અમલમાં મુકવા એ બહુ મહત્વની લોક સેવાનાં કાર્ય છે. એ કાર્ય ઉપદેશવડે, પુસ્તકાદિ સાહિત્યવડે, તથા સ્વચ્છ અને ખુલ્લી શાળાઓ, બાળકો માટે વ્યાયામ અને રમત ગમતનાં સાધનો, સ્ત્રીઓ માટે સુવાવડખાનાં, અને હોસ્પીટલો, તથા સેનીટેરીયમ (આરોગ્ય ભવન) ઉઘાડવાથી બની શકે છે.

**અકસ્માત અને આરંભમાં મદદઃ**—અમુક અકસ્માત્,-ભૂકંપ, આગ, રેલ્વેટ્રેનની અથડા અથડી, અને પ્લેગ, કોલેરા, રેલ આદિ પ્રજા સમસ્તને લગતી આફતોના સમયમાં સેવા કરવા ઈચ્છનાર સન્નારીઓ અને સત્પુરૂષોને અનેક પ્રસંગ મળી આવે છે. આમાં અકસ્માત્ વખતે તાત્કાલિક ઈલાજનું જ્ઞાન ઘણું કામમાં આવે છે.

**અનાથ અને અપંગને સહાયતાઃ**—લૂલાં, લંગડાં, અનાથ, અંધ તથા બ્હેરાં મુંગાંની દશા ઘણી કરૂણાજનક છે. તેઓનું જીવન સુખમય થાય તે માટે તેમને કેળવણીનો લાભ આપવો, તેઓ માટે ખાસ આશ્રમ ઉઘાડવા, તેઓના નિભાવ માટે બંદોબસ્ત કર-

વો, તથા તેવી સંસ્થાઓ ચલવવામાં ભાગ લેવો: એ એક ઉચ્ચ પ્રકારની લોક સેવા છે.

**પતિત વર્ગની સેવા:** ગમે તે જાતિનું, ગમે તેવું, ગમે તે પંક્તિનું મનુષ્ય ખરેખર દુઃખી અગર તંગ હાલતમાં હોય, તો "પ્રેમ" ના સર્વવ્યાપી નિયમ મુજબ તે ભ્રાતૃતા અગર ભગિનીત્વને લાયક છે: તેને સહાયતા કરવી ઘટે છે. આ દૃષ્ટિએ પતિત કે અંત્યજ વર્ગની દુર્દશા પ્રત્યે દુર્લક્ષ કરવું યોગ્ય નથી. હિન્દુસ્થાનની વસ્તીનો પાંચમો ભાગ દુઃખી પતિત વર્ગનો છે. તેમને જે સામાજિક અન્યાય અને સંકટ વેઠવાં પડે છે, તે ખરેખર ત્રાસજનક છે. આ અન્યાય અને સંકટ દૂર કરવા, તેમની ઉન્નતિ માટે કેળવણીના પ્રચાર જેવા માર્ગ ગ્રહણ કરવા, તેમનું પદ ઉન્નત કરવા, દરેક કેળવાયલા માણસે યત્ન કરવા ઘટે છે.

**પ્રાણી રક્ષા:**—સામાજિક સેવામાં મનુષ્ય તેમ અન્ય પ્રાણીઓનો સમાવેશ થવો જોઇએ. ઇતર પ્રાણીઓ પ્રત્યે મનુષ્યની ફરજનો હિન્દુસ્થાનમાં હંમેશાં ઉંચો ખ્યાલ રહેલો છે. સેંકડો વર્ષથી સાર્વજનિક તેમ ખાનગી સખાવતમાં તેમના સંકટ નિવારણ માટે ખાસ ગોઠવણ થતી આવે છે. પરન્તુ જગતના સર્વ ભાગનાં પ્રાણીના વધારે સારા રક્ષણનાં સાધન વિષે વિચાર કરવા બે ત્રણ વર્ષ ઉપર લંડનમાં મળેલી મોટી ઇન્ટરનેશનલ કોંગ્રેસમાં હિન્દુસ્થાન તરફના દરેક નિબંધમાં બતાવવામાં આવ્યું હતું કે પ્રાણીઓના રક્ષણ માટે આ દેશમાં ભરવામાં આવતાં પગલાં પૂરતાં નથી. યુરોપિયનો તેમજ હિંદીઓ પ્રાણીઓનાં દુઃખ તરફ બેદરકાર, બેપરવા છે. તેઓને તે તરફ લાગણી નથી, અને આ દેશના પ્રાણી જીવનની શોકજનક સ્થિતિ સુધારવા મજબુત પ્રયાસ થવાની જરૂર છે.

**મદ્યપાન નિષેધ:**—શહેરમાં અને ગામડામાં પણ આ અનિષ્ટ ( મદ્યપાન )નું જોર વધતું જાય છે. શહેર અને ગામડાની પ્રજા દારૂના દુર્વ્યસનવડે નિર્બળ, નિર્માલ્ય, દરિદ્ર થતી જાય છે. ગામડામાં શહેરો જેટલું આ દુર્વ્યસન દાખલ થયું નથી. હજુ ગામડામાં આ વ્યસન માટે ઘણી શરમ છે. પણ એક વખત તેનો મજબુત પગ પસારો ત્યાં થયે, તો ગામડાના લોકોની પવિત્રતા, સૌંદર્ય અને બળનો નાશ થશે. મદ્યપાનનિષેધક મંડળોએ અને સજ્જનોએ ગામડામાં ભય અને ચેતવણીનો પુકાર ઉઠાવવાની આવશ્યકતા છે. લોક સેવા કરવા માટે મદ્યનિષેધ એક વિશાળ ક્ષેત્ર છે.

**મંડળોનું મહત્વ:**—સમાજ સેવાના એક સામાન્ય હેતુથી ઘણાં માણસ એકઠાં થઇ જે કાંઇ કરી શકે તે વ્યક્તિ અગર છુટાં છુટાં કામ કરનાર કરી શકે નહિ. વિદ્યાર્થીઓ અને અન્ય સજ્જન એકત્ર થઇ સમાજને લગતો કાંઇ અભ્યાસ અગર કામ કાજ કરે તો તે લાભ જનક થઇ પડે મિત્ર મંડળો પણ આવી રીતે કામ કરી શકે. પરસ્પરનું ઉત્તેજન, પ્રોત્સાહન, મોટા વિસ્તારમાં કામનું થઇ શકે. આ સર્વને લીધે આવાં મંડળ કિંમતી થઇ પડે છે. આ દૃષ્ટિએ વિવિધ પ્રકારની સેવા માટે મંડળોની સ્થાપના કરવી, તેનો વહીવટ કરવો. મંડળના હેતુ પાર પાડવા એ પણ એક પ્રકારની સમાજ સેવા છે. આવાં મંડળોનો શો ઉત્સાહ, બંધારણની રચના, પ્રેસીડેંટ, સેક્રેટરી આદિ અધિકારીઓની ચુંટણીમાં ખપી જાય, માત્ર વિચારોમાંજ સમય ન જાય અને ખરેખરા અભ્યાસ અને સેવાનાં કામ કાજને હાથ આપવામાં આવે, એ જોતાં રહેવાની ખાસ જરૂર છે.

**ઇશ્વર ઉપર શ્રદ્ધાઃ**—ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી કોઈ પણ સત્કાર્ય કરવાથી તે કાર્યને ફત્તેહમંદ ઉતારવાના પ્રયત્નોને બળ મળે છે. આગ્રહપૂર્વક યત્ન અને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી દઢતાથી કામ કરવાથી પર્વત જેવડી મુશ્કેલીઓ પણ દૂર થાય છે. કોઇ પણ સારો હેતુ પરિપૂર્ણ થવા માટે, ઈશ્વર પ્રાર્થના કરવામાં આવે અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તેની પરિપૂર્ણતા માટે યોગ્ય પ્રયાસ કરવામાં આવે તો ફત્તેહ મળ્યા વગર રહે નહીં. હિંદુસ્થાનને ભારે કામ કરવાનાં છે. સામાજિક પુનરૂદ્ધાર, આધ્યાત્મિક જાગ્રતિ, અને આત્મજ્ઞાનની પ્રાપ્તિઃ એ કાંઈ નાનાં સૂનાં કામ નથી. આ કાર્યોની પરિપૂર્ણતા માટે મહાન્ પ્રયત્નો થવાની જરૂર છે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી પ્રાર્થના કરવાથી આત્મબળ વધે છે અને આત્મબળ તથા ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી ગમે તેવાં મુશ્કેલ સત્કાર્ય પણ પાર પડે છે.

**પ્રભુનું શરણ, તેની સહાયતાઃ**—કોઇ વૃક્ષની શાખા છુટી પડી, વૃક્ષમાંથી પોષણ મેળવ્યા શિવાય ફળ ધારણ કરી શકે નહિ, ફળદાયી નિવડી શકે નહિં; તેવીજ રીતે મનુષ્ય પ્રભુથી દૂર રહે, પ્રભુની સહાયતાની અપેક્ષા ન રાખે તો, તેનું જીવન, તેનું સેવાયુક્ત જીવન પણ ફલપ્રદ નીવડી શકે નહિં, તેનાથી કાંઇ પણ બની શકે નહિં. જે મનુષ્યમાં પ્રભુનો વાસ નથી, જેને પ્રભુનું શરણ નથી, જે મનુષ્યને પ્રભુના બળ ઉપર શ્રદ્ધા નથી, તેની દશા વૃક્ષથી છુટી પડેલી શાખા જેવી થાય છે. જેમ એક ભાગેલી શાખા, કરમાઇ, સૂકાઇ જાય છે, તેનો માત્ર બળતણ તરીકે ઉપયોગ થાય છે. તેવીજ દશા પ્રભુથી દૂર રહેતાં મનુષ્યની થાય છે.

**શુભેચ્છાઃ**—પ્રભુની પ્રભુતાનું, તેના મહિમા, ગૌરવનું ભાન, આ દેશના યુવકો અને યુવતીને થાઓ તેના પર શ્રદ્ધા રાખવાથી મળતી સહાયતાનો અંગીકાર કરવાનું સામર્થ્ય તેમનામાં આવો. આ રીતે પોતાના દેશના અને પોતાને ઉત્પન્ન કરનાર પ્રભુના, યશ વધારવા શક્તિમાન્ થાઓ !

( અમદાવાદ. ) —**શિવભાઈ બાપુભાઈ.**

---

# પ્રવાસ મંજરીઃ આફ્રિકાનો પ્રવાસ.

લેખકઃ રા. રા. "**વિનાયક**,"—વઢવાણ.

**૧. કાઠિયાવાડથી મોમ્બાસાઃ**

**પ્રિય સુભગા !** **મોમ્બાસા ન્ડીયાન્દુઃ** તા. ૬-૮-૦૯.

તમોને મુંબાઇથી લખાએલ પત્ર તો મળ્યો હશે ગૃહ છોડતાં મ્હારા મનની આન્દોલિત સ્થિતિનું ચિત્ર તમારા સમજવામાં આવ્યું હશે. ગૃહ છોડવાના પ્રથમ પ્રસંગે મુંબાઇ જેવી નવીન વિશાલ નગરીમાંથી લખાએલ પત્રના ઉત્તરને માટે તલપી રહ્યો છું. અને બીજી તરફ હૃદયમાં એટલું બધું નવું નવું ઉભરાવા લાગ્યું છે કે ઉત્તરની રાહ જોવાનુ ધૈર્ય તજી આ પત્ર લખવા ઉત્સુક થાઉં છું.

અમારી સ્ટીમર 'સોમાલી' તા ૧૫-૯-૦૯ ની સાંજે ઉપડવાના ખબરો હું તમને આપી ચૂક્યો હતો. તમે તો મુંબાઇ જોયું નથી એટલે એનો સાદો ખ્યાલ આ પત્રમાં તમને આપીશ. મુંબાઇ ખરે એક પારિસ (દુનિયાંમાં સર્વથી સુન્દર) શહેરનું બન્યું છે. હિન્દુસ્તાનના તેજમાં આવતા ઉદ્યોગનું એ કેન્દ્રસ્થળ છે. પશ્ચિમના ભપકાથી ઢંકાએલા નાગરિકોને કેવળ પશ્ચિમની રહેણીમાં ફરતાં જોઈ, આપણા જેવા ગામડામાં રહેનાર અને સાદાં દેશી કપડાં પહેરનાર તો તદ્દન ગાભરાજ બને કર્તવ્યમાં તો આપણે હજુ પછાતજ છીએ, પરન્તુ "સ્વદેશી વાપરો" એ શબ્દો આપણા કર્ણદ્વારે અથડાયા છે. વિદ્વાન પુરુષોના લેખો વાંચી આપણે ધારતા હતા કે મુંબાઇ જેવાં મોટાં મોટાં શહેરોમાં તો સર્વત્ર "સ્વદેશી" વસ્તુનો વપરાશ વિસ્તારથી થઇ ગયો હશે. સ્વદેશ-ધર્મગુરુઓની શાળાઓ તો જો કે અંહેઆંજ નજરે પડે છેઃ તથાપિ સુભગે! ખેદ પામવા જેવું છે કે જ્યારે આપણે ગામડાંમાં તેમનાજ બોધથી ખાદી પહેરવી સ્વીકારી છે અને તેં વિલાયતી બંગડીનો ત્યાગ કરી પુનઃ દાંતની ચૂડીઓ ચડાવી છે, ત્યારે અંહિઆં માત્ર પોથીમાંનાં રીંગણાં જેવું છે! ટુંકમાં, ક્વલ્લેજ કોઇ સ્વદેશી કપડાં પહેરનાર મળે છે. મુંબાઇ હજુ સુધી તો હતું તેવુંજ છે. રાજકીય હિલચાલથી કંઈ વાસ્તવિક ફેરફાર થયો હોય તેમ લાગતું નથી. આતો વિષયાતિક્રાન્ત થવાયું. હવે મુંબાઈની રમણીયતા વિશે વાત કરીએ. બંદર અને આસપાસનાં ભવ્ય મકાનો સાંજના વખતે કંઈ ઓરજ આનન્દ કરાવે છે. વિદેશી અનેક સ્ટીમરો (આગબોટો)ની મોટી દદ;– નર્યાં ભૂગળાંનાં ભૂંગળાં! આવી મહાન્ સ્ટીમરોના ધણીઓ સર્વત્ર સામ્રાજ્ય ભોગવે એમાં કંઇ આશ્ચર્ય નથી. દરિયાઈ સત્તાનું પ્રાબલ્ય એજ આ જમાનામાં વિજય મેળવવાનું મુખ્ય સાધન છે હવે ખુશકી લશ્કરોની અને ત્હેની તલવારોની ઉપયોગિતા ગૌણજ રહેવાની. એમના દિવસો તો ગયા!

રાતના ૯ વાગતે પરમાત્માનું નામ લઇ હું 'સોમાલી' સ્ટીમરપર ચડી ગયો. આ પહેલે અનુભવે આવી મોટી સ્ટીમર જોતાં આભોજ બન્યો. ત્યાર પછી તો રસ્તામાં અને અહિઆં મોટી સ્ટીમરો જોઇ અને હવે તો હું સમજ્યો છું કે એતો માત્ર એક ભુખ જેવી સ્ટીમર ગણાય. તોયે કેવી સરસ ગોઠવણ? ન્હાવાની, રાંધવાની સ્નાન શૌચ આદી ક્રિયા માટે પણ ઉત્તમ વ્યવસ્થા. વિદેશીઓનો એક શોખ, કે જ્યાં જાય ત્યાં ઘરજ કરવું અને જીન્દગીની કિંમત સમજી ત્હેને પણ સંપૂર્ણ ન્યાય આપવો; એ મેં આજ પ્રત્યક્ષ જોયું. તેઓના ખાવાનાં, સુવાનાં, બેસવાનાં, રમવાનાં,–સ્થળો જોઇ ચકિતજ થવાય છે. ભયંકર અગાધ મહાસાગર પર તૃણવત્ ઉડતી સ્ટીમર પર કેવી ગોઠવણ! ભયંકર ઉછળતાં મોજાં! શરીરનું કાળજું ધ્રુજાવે તેવો ઘુઘવાટ! ઉંચે આભ અને નીચે પાણી! –અને કદી જહાજ ડુબે તો કોઈ કોઇનો ધણી નહિં! એવે સ્થળે અને સમયે પણ વખતસર ઘંટ વગાડવાની સાથેજ જમવાને બેગા થઇ ઘરમાં બેઠા હોય તેમ અને તેથી પણ વધારે ઉમદી ગોઠવણવાળા ખાણાપર બેધડક લોકો તૂટી પડે છે.

પરન્તુ સુભગે! એમ ન ધારતી કે આપણા દેશીઓ પણ આટલા સુખી છે. એ લોકોને સ્ટીમરમાં પડતાં દુઃખની હકીકત બીજા હવે પછીના પત્રમાં હું લખીશ. આપણા ઠેલા નિશ્ચયો સ્મરણમાં રાખજે. સ્હવારમાં માતૃભૂમીનું ગીત–પેલું મધુરું ગીત–ગાવાનો આપણો રિવાજ ચાલૂ રાખવો. હું એકલો એકલો જ્યારે એ ગાઉં છું ત્યારે તું અને

છોકરાં નજરે તરી આવે છે. અને ખરૂં પુછે તો ગળગળો થઈ જાઉં છું.

હું નર્મદાશંકરભાઈને ત્યાં ઉતર્યો છું. સવિતાબ્હેને ત્હારા અને છોકરાંના ઉછળતા હૃદયે સમાચાર પૂછ્યા છે અને આ પત્રમાં ત્હને આશીર્વાદ લખાવે છે. સવિતા ત્હને બહુ સંભારે છે. પરદેશમાં પણ આનન્દ કરવાનું સ્થળ પ્રાપ્ત થતાં ઈશ્વરનો ઉપકાર માનવા મારૂં શિર નમે છે. એ દંપતીએ મ્હારો સારો સત્કાર કર્યો છે.

લી. ત્હમારો શુભેચ્છક સ્નેહી 'વિનાયક'

## ૨. આગબોટ ઉપર હિન્દુની સ્થિતિ.

પ્રિયે ! મોમ્બાસા–ન્ડીયાકૂ: તા. ૧૫–૮–૦૯

ત્હમારો પત્ર મળતાં આનન્દ થયો. મ્હારા મુંબાઇના પત્રનો પણ ઉત્તર મળતાં સંતોષ થાય છે. મુંબાઈના વર્ણનથી મુંબઇ જોવાની ઇચ્છા દર્શાવો છો પણ હમણાં તો એ ક્યાંથી બને ? પ્રભુ કૃપા હશે તો કોઇવાર જોવાઇ રહેશે.

હું આઠેક દહાડા પછી આંહિથી નાઇરોબી માટે ઉપડીશ. અને ત્યાંથી યુગાન્ડા અને નીલનદીના પ્રદેશોમાં ફરીશ. ત્હારી પાસે એક નકશો છે તેમાં જોઇશ, તો હું જે જે ગામો લખું છું, તે કયાં છે તે સહેલાઇથી સમજાશે. સુભગે ! નવું નવું જોવાનું એટલું બધું વધતું જાય છે કે શું લખું અને શું ન લખું ? પરન્તુ ગયા પત્રમાં મેં વચન આપ્યું છે તેથી હાલ તો આપણા લોકોની સ્ટીમરમાં થતી સ્થિતિ વિશે હું થોડું ઘણું લખીશ અને એવી રીતે ક્રમશઃ સઘળું લખનો રહીશ.

આપણા લોકો જેઓ આફ્રિકામાં આવે છે, તેના ખાસ કરી ત્રણ ભાગ પાડી શકાય: સરકારી અથવા રેલ્વેના નોકરો; વેપારી અને મજુર વર્ગ; અને થોડાક રડયા ખડયા મુસાફરો. સરકારી નોકરોને તો બીજા વર્ગ( 2nd class ) નું ભાડું મળે છે એટલે જગ્યાની બાબતમાં તેઓ સુખી છે. બાકીના ડેક અને સુપીરીયર ડેક ( તુતક ) પર બેસનારને તે બાબતમાં જૂદી જૂદી જાતનું દુઃખ વેઠવું પડે છે. આપણા લોકો મુસાફરીના શોખને અભાવે મુસાફરી વિશે કાંઇ પણ વિચાર કરતા નથી. પ્રથમ તો આપણી સ્ટીમરોના અભાવે આપણે જર્મનની લોકોની સ્ટીમરમાં બેસવું પડે છે. જર્મન લોકો ક્રૂર અને નિર્દય છે, એ એક જાહેર વાત છે. તેઓ દેશી લોકોને ડેક પર બકરાં પૂરે તેમ પૂરે છે–ખડકે છે ! ડેકપર જગાનો એટલો બધો સંકોચ હોય છે અને સાફસફીની બાબતમાં એટલી બધી બેદરકારી રહે છે કે ગંધથી રહેવાતું નથી. ફાલકામાં ઉતારેલ લોકોની સ્થિતિ તો ડેકવાળા કરતાંય વધારે શોચનીય છે. મુસાફરીની ટેવ ન હોવાથી વારંવાર ઉલટી કરતા બિચારા દેશીઓ હેરાન હેરાન થઈ જાય છે. ઘણા બિચારા મુસાફરીના સઘળા દિવસો ખાઈ પી શકતા નથી. અને પરદેશીયો આપણા સુખ માટે સારી ગોઠવણ કરે પણ શાની ?

બીજું દુઃખ પાણીનું છે. તું આપણા ધર્માન્ધ લોકોથી અજાણી નથી. મુસાફરોનો મોટો ભાગ મુંબાઈથીજ પાણીનાં પીપ-ડબ્બા વગેરે ભરી લે છે અને તેમાંથી સામો કિનારો આવે ત્યાં સુધી કરકસરથી પાણી વાપરે છે. ચારેક દહાડા પછી આ પાણી લાલચોળ થઈ જાય છે અને થોડે અંશે વાસ પણ મારે છે. ધર્માન્ધ મુસાફરો છતાંય આ પાણી શિવાય બીજું પાણી પીતાં નથી. અને ખરાબ પાણી પીવાથી ઘણા માંદા પણ પડે છે. પરદેશમાં કમાવા જતાં રસ્તામાં આમ માંદા પડતાં, તેમની એક નવી કમ્બખ્તી શરૂ થાય છે !

મ્હારા મત પ્રમાણે તો, સુભગા ! આટલું વ્યર્થ દુઃખી થવું તેના કરતાં બ્હેતર છે કે સ્ટીમરની ટાંકીનું પાણી પીવું. આ ટાંકીમાં મુંબાઇથી નળનું પાણી ભરી રાખે છે અને તે માત્ર પાઇપથીજ. સ્ટીમરમાં સૌને નિર્દિષ્ટ સમયે પાણી મળે છે. આમાં કોઇ પણ રીતે અભડાવું કે વટલાવું એવી બ્હીકને સંભવ નથીજ. તેથી ઉલટું તો દરરોજ સ્હવારમાં સ્ટીમર સાફ કરનાર અન્ત્યજ લોકો એમના પાણીના ડબાને ઝાડુ વાળતાં અડે છે!–એટલે એ વધારે અશુદ્ધિ પ્રેરક કે આભડછેટ વાળું છે ! પરન્તુ આ સત્ય લોકોને કોણુ સમજાવે ? અને સમજે પણ કેમ ? એમને નાત બહાર મૂકાવાનો ભય છે: અને નાત પણ તેની સત્તા વાપરવાને ચૂકતી નથી ! સુભગા ! આવી થોડી ઘણી બાબતોમાં તો નાતે પણ છુટ આપવી જોઇએ. હવે તું સમજી હશે કે—જમાનાની, ધર્મના સત્ય રહસ્યની અને જીવનના કર્તવ્યમાં પરાક્રમ, વીરતા, ઉત્સાહ અને નીતિ પ્રેરતા નિયમોને અનુસરવા જોઇતી અનુકૂળતાની અત્યારે સર્વેને ખાસ જરૂર છે, એ સૌએ સ્વીકારવું જોઇએ. પાણી માટે આટલું બધું દુઃખ ભોગવનાર, તે લોકો ખાવા માટે તેથીય વધારે દુઃખી છે. સુભગે ! આપણાથી તે પરદેશ જઇ શું સમૃદ્ધિ ખેંચી લવાવાની હતી ? અને લાંબી મુસાફરી આપણે કયાંથી કરવાના ? આવો દશબાર દહાડાનો લાંબો રસ્તો: અરે, તેમાંય વળી દરિયાનું તો ઠેકાણુંજ નહિં !–એમાં તાઢું ભાતું, ગાંઠીયા, મીઠાઇ, ગોળ પાપડી, વગેરે લેવાય છે: અને આ તાઢા ખોરાકના પ્રતાપે આખર હેરાન થવાય છે. સ્ટીમરમાં ઉન્હું ખાવા કરતાં તાઢું ખાવાથી વધારે ફેર આવે છે. દરિયાઇ મુસાફરીમાં ફળો બહુ અગત્યતાં છે અને તેમાં પણ લીંબુ અને નારંગી સૌથી શ્રેષ્ટ છે. કેટલાક લોકો તો ખારવાના હાથનું તૈયાર પકાવેલું ખાતા હતા. બાકી મુસલમાન વગેરે જેને કાંઇપણ ખાવાનો બાધ નથી, તેઓ તદ્દન તન્દુરસ્ત અને સુખી જણાતા હતા. જ્યારે આપણે બીજા દેશોની સ્પર્ધામાં ઉતરવું પડે છે ત્યારે તો જરૂર આપણે આપણા કેટલાક ધર્માન્ધ વિચારો છોડી દેવા જોઇએ. દેખીતી રીતેજ લાંબી મુસાફરીમાં પાણી ભરી લેવું અને ભાતું બાંધવું, એ અગવડતાવાળું અને નિરૂપયોગી જણાય છે. અહિં વધારે નહિ તો ચ્હા અને પુરી તો સરલતાથી કરી શકાય. અને તે પોતાના ચૂલા પરજ. હું એમ નથી કહેતો કે ધર્માન્ધ વિચાર છોડવા: અને ખારવાના હાથનું ખાવું. પણ સાધારણ રીતે જરૂર પડે તેટલું કરવાથી મુસાફરીમાં સ્વાસ્થ્ય સચવાય, એ વાત ખાસ જ ધ્યાનમાં રાખવા જેવી છે.

પ્રિયે ! ત્હમો સુખી છો જાણી હું આનન્દ પામું છું. રમણિક અને કીકીના ખબરો લખજે. ગૃહતંત્ર સંભાળથી ચલવજે અને સૌના પર નજર રાખી આડે રસ્તે જતાં અટકાવજે. શંભુમેળા જેવા આપણા ઘરનો કારભાર કરવાને તો કારભારી વિદ્યાચતુરની ચતુરા ગુણસુન્દરીનું દ્દષ્ટાન્ત જોઈ કામ કર્યા જવું, એટલે વિજયજ સમજજો. કીક. છોકરાંને મારા વતી ચુમ્બજે, ત્હેવીજ રીતે વડિલોને પ્રણામ પાઠવજે. તું એકલીને શરૂ કરાવેલ અભ્યાસ ચલાવી રાખતાં કઠણ તો પડતું હશે પરન્તુ થાકીને તે મૂકી ન દેતી. અભ્યાસ વધાર્યેજ જવો. જેમ મુસ્કેલીમાં રહી અભ્યાસ કરીએ તેમજ અભ્યાસની ખરી કિમ્મત વધે છે. સાધનવાળાં માણસો અભ્યાસ કરે તેમાં નવાઇ નથી. માત્ર તેઓ અભ્યાસ ન કરે તેમાંજ નવાઇ છે ! ત્યાંથી મ્હારા કબાટમાંથી ' Hours of Thought ' નામની ચોપડી મ્હને મોકલી આપજે. હું આનન્દમાં છું. —લી. ત્હારોજ ' વીનાયક. '

# पुष्पमालिनीः

## લગ્નભંગઃ 'છેડા છૂટકા' ના બોલતા આંકડા !

( લન્ડનના " સ્ટ્રેન્ડ " માસિક ઉપરથી )

જ્યાંની લગ્નક્રિયામાં ધર્મનું તત્વ ઓછું છે, ત્યાં લગ્નભંગનો વધારે સંભવ છે, અને જ્યાં છે[illegible] છૂટકા માટે દેશના કાયદાની સુગમતા છે, ત્યાં પણ ત્હેની મ્હોટી સંખ્યા હોય છે. અમેરિકાનો એક લશ્કરી અમલદાર જૂદી જૂદી સ્ત્રીઓ સાથે પાંચવાર લગ્ન કર્યાં પછી પાછો છૂટો થઇને પોતાની પ્હેલી સ્ત્રી સાથેજ પરણ્યો હતો !

યૂરોપમાં સ્વિટ્ઝરલેન્ડમાં છેડા છૂટકાની સંખ્યા સૌથી ભારે આવે છે; યુનાઇટેડસ્ટેટ્સની તેથી વધારે, અને જાપાનમાં બધા દેશોથી વધુ આવે છે ! લગ્નભંગની સંખ્યા દુનિયામાં વધતીજ જાય છે. ૧૯૦૦ માં હજારે બે હતી; તે દસવર્ષ પછી બમણી થઇ જણાઇ છે. યુનાઇટેડસ્ટેટ્સમાં ૧૮૮૭ થી ૧૯૦૬ સુધીમાં લગભગ ૧૬ લગ્ને એકના છેડા છૂટકા થયા હતા, પરન્તુ હવે ત્હેમાં વધારો થયો છે. પુરૂષો કરતાં સ્ત્રીઓની બમણી સંખ્યાએ લગ્નના કરાર રદ કરવા અરજીઓ કરી હતી. છેડા છૂટકા પામેલાં માણસો પૈકી ત્રીજો ભાગ ફરીથી પરણે છે. રોમન કેથોલિક ખ્રિસ્તીઓમાં છેડા છૂટકા મળી શકતા નથી. અલ્જીરીયાના મુસલમાનોમાં પતિની ઇચ્છા માત્રથી ' તલાક ' (છેડા છૂટકા) આપી શકાય છે; પરન્તુ સ્ત્રીને કોર્ટ મારફત અથવા પતિની સંમતીથી સત્તા મળી શકે છે. ફોરમોસામાં પુરૂષ સ્ત્રીને છૂટકો આપી શકે, પરંતુ સ્ત્રીથી તો કોઈ પણ રીતે તે મેળવી શકાયજ નહિં. નાટક કારોમાં જ્યારે ૭૩ છૂટકા થાય છે, ત્યારે પાદરીઓમાં ૧ નું પ્રમાણ આવે છે ! અર્થાત્ ધંધાની સાથે પણ ત્હેનો સંબંધ છે. અમેરિકાને માટે એમ કહેવાય છે કે ત્હેની હાલની સ્થિતિ ચાલુ રહેશે, તો પચાસ વર્ષમાં ત્રણ લગ્ને એક છેડા છૂટકાનું પ્રમાણ પણ ત્યાં આવ્યા વિના રહેશે નહિં. આપઘાત કરનારની સંખ્યામાં મધ્ય યૂરોપના દેશોના અને અમેરિકાના છેડા છૂટકા મેળ[illegible]વનાર મનુષ્યોનું મ્હોટું પ્રમાણ આવે છે.

| દેશ. | વસતિ. | છેડા છૂટ[illegible] વાર્ષિક પ્રમ[illegible] — સંખ્યા. | [illegible] |
|---|---|---|---|
| ઑસ્ટ્રેલિયા......... | ૩૭૭૩૨૪૮ | ૩૫૯ | |
| ઑસ્ટ્રિયા ......... | ૨૬૧૫૦૭૦૮ | ૧૭૯ | |
| બેલ્જીયમ ......... | ૬૬૯૩૫૪૮ | ૭૦૫ | |
| બલ્ગેરિયા ......... | ૩૭૪૪૨૮૩ | ૩૯૬ | |
| ડેન્માર્ક ............ | ૨૪૪૯૫૪૦ | ૪૧૧ | |
| ફ્રાન્સ ............. | ૩૮૯૬૧૯૪૫ | ૮૮૬૪ | |
| જર્મન મહારાજ્ય ... | ૫૬૩૬૭૧૭૮ | ૮૬૮૦ | |
| પ્રુશિયા ............ | ૩૪૪૭૨૫૦૯ | ૫૨૯૧ | |
| સૅક્સની ............ | ૪૨૦૨૨૧૬ | ૧૨૦૯ | |
| બાવેરિયા ......... | ૬૧૭૬૦૫૭ | ૪૯૧ | |
| ઇંગ્લેન્ડ અને વેલ્સ... | ૩૨૫૨૭૮૪૩ | ૫૬૮ | |
| સ્કૉટલૅન્ડ ......... | ૪૪૭૨૧૦૩ | ૧૭૫ | |
| આયર્લૅન્ડ ......... | ૪૪૫૮૭૭૫ | (૧) | ( |
| હન્ગેરી ............ | ૧૯૨૫૪૫૫૯ | ૨૧૩૦ | |
| ઇટેલી ............ | ૩૨૪૭૫૨૫૩ | ૮૧૯ | |
| જાપાન ............ | ૪૩૭૬૩૮૫૫ | ૯૩૯૪૯ | ૨ |
| નૅધરલૅન્ડ્સ (હૉલેન્ડ). | ૫૧૦૪૧૩૭ | ૫૧૨ | |
| ન્યુઝીલૅન્ડ ......... | ૭૭૨૭૧૯ | ૯૨ | |
| નોર્વે................. | ૨૨૨૧૪૭૭ | ૧૨૯ | |
| રૂમેનિયા.............. | ૫૯૫૬૬૯૦ | ૧૧૮૭ | |
| સર્વિઆ.............. | ૨૪૯૨૮૮૨ | ૩૧૨ | |
| સ્વીડન ............ | ૫૧૩૬૪૪૧ | ૩૯૦ | |
| સ્વિટ્ઝરલૅન્ડ ...... | ૩૩૧૫૪૪૩ | ૧૦૫૩ | |
| યુનાઇટેડ સ્ટેટ્સ ... | ૭૫૯૯૪૫૭૫ | ૫૫૫૦૨ | |

| | નહિં પરણેલાં | પરણેલાં | છૂટાં થયેલાં |
|---|---|---|---|
| દર લાખ માણસે ડેન્માર્કમાં............ | ૪૪.૮ | ૬.૦ | ૪૯૮ ૯ માણસો આપઘાત કરેછે ! |

—B.

# દુનિયાની તનદુરસ્તમાં તનદુરસ્ત સ્ત્રીઓ.*

## ( અંગ્રેજ સ્ત્રીઓની તનદુરસ્તીનાં વખાણ. )

અનુવાદ કરનારઃ રા. રા. **ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.**-(બી. એ.) પૂણા.

" [ **ખાસ નોંધઃ**—દુનિયાંની સુધરેલી પ્રજાઓમાં અગ્રેસર સ્થાન મેળવવું એ અભિલાષ આપણા લોકોમાં ધીમે ધીમે પણ દૃઢતાથી પ્રસરતો જાય છે. એ અભિલાષ સિદ્ધ થાય તે માટે એ જરૂરનું છે કે આપણી પ્રજાના જીવનની દરેકે દરેક બાજુની બરાબર તપાસ થાય, અને જ્યાં જ્યાં ખામી લાગે ત્યાં ત્યાં ઘટતા ઉપાયો યોજાય. બીજી બધી પ્રજાઓના પ્રમાણમાં આપણે એટલા બધા મોડા જાગ્યા છિએ કે ત્હેમની હારમાં આવવા માટે આપણે અસામાન્ય રીતે ધમધોકાર કામ કરવાનું છે. પ્રજાનાં માણસોની તનદુરસ્તી એ ઉન્નતિ ઇચ્છિનાર દરેક પ્રજાની કાળજીનો પ્હેલામાં પ્હેલો વિષય હોવો જોઇએ. આપણા દેશના મહાપ્રશ્નો વિષે વિચાર કરવાની જેમને ટેવ છે, તેઓ જોઇ શક્યા હશે કે આપણી જુવાન સ્ત્રીઓનું આરોગ્ય અથવા અનારોગ્ય એ આપણા મહાપ્રશ્નોમાં ચિન્તાજનક રીતે મુખ્ય સ્થાન ભોગવે છે. આપણી જુવાન સ્ત્રીઓની તનદુરસ્તી દિવસે દિવસે કેમ બગડતી જાય છે, અને ત્હેમનામાં ધીમે ધીમે નબળાઇ કેમ વધતી જાય છેઃ એનાં કારણો શોધાવાની અને તે માટે વેળાસર ચાંપતા ઉપાયો લેવાવાની ઘણીજ જરૂર છે. દરમ્યાન, દુનિયાની સુધરેલી પ્રજાઓમાં અગ્રેસર સ્થાન ભોગવતી **અંગ્રેજ** પ્રજાની સ્ત્રીઓની તનદુરસ્તી બાબત જુદી જુદી સુધરેલી પ્રજાઓના ડૉકટરોએ જે અભિપ્રાયો આપ્યા છે, તે અત્ર નીચે આપેલા છે. ]

**ડેલીમેલ** એ નામનું **અંગ્રેજી** વર્તમાનપત્ર લખે છે કે ચાલુ સાલના ઓગસ્ટ મહિનામાં ભરાયેલી જુદી જુદી પ્રજાઓના ડૉકટરોની પરિષદ્‌માં હાજર રહેલા ડૉકટરોએ તનદુરસ્ત દેખાતી અને કુદરતી રીતે ચાલતી **અંગ્રેજ** બાલાઓનાં ઘણાં વખાણ કર્યા હતાં.

એક **અંગ્રેજ** ડૉકટરે કહ્યુંઃ " ૩૦ વર્ષ ઉપર અહિંઆં ઇંગ્લેંડમાં જુદી જુદી પ્રજાઓના ડૉકટરોની પરિષદ્ ભરાઈ હતી. તે પછી **લન્ડનની** સ્ત્રીઓની તનદુરસ્તી અતિશય સુધરી છે. રસ્તા ઉપર જતી એક બાલા તરફ નજર કરો. જુઓ કે તે કેવી ચાલે છે ! ત્હેની ચાલ કેવી દૃઢ અને હિંદોળા ખાતી—ઝુલતી—swinging—છે! હાલની **અંગ્રેજ** સ્ત્રી પૃથ્વી ઉપરની સર્વ સ્ત્રીઓમાં વધારેમાં વધારે તનદુરસ્ત અને સુન્દર છે."

એક **જર્મન** ડૉકટરે જણાવ્યુંઃ ".અંગ્રેજ સ્ત્રીઓનામાં છટા ( grace ) છે, પરન્તુ મન્દતા નથી; બળ છે, છતાં કઠોરતા નથી. ખરેખર, એ કસરતનું જ પરિણામ હોવું જોઇએ. જર્મન બાલાઓ એટલી જ તનદુરસ્ત હોય છે, પરન્તુ એટલી ચપળ ( active ) નથી હોતી."

એક ફ્રેન્ચ ડૉકટરે અભિપ્રાય આપ્યોઃ " અમ્હારી સ્ત્રીઓ જેટલી તમ્હારી સ્ત્રીઓ છટાદાર ( graceful ) નથી. ફ્રેન્ચ સ્ત્રીઓની દરેકે દરેક ચેષ્ટામાં કલા રહેલી હોય

* ધી બોમ્બે ક્રૉનિકલ, તા ૧ સપ્ટેમ્બર ૧૯૧૩ ના અંકમાં પ્રકટ થયેલા લેખનો અનુવાદ.

છે, પરન્તુ અંગ્રેજ સ્ત્રીઓ વધારે છુટથી અને વધારે કુદરતી રીતે ચાલે છે. ત્હેમનો બલવાન બાંધો ધ્યાન ખેંચ્યા વગર રહેતો નથી, અને ત્હેમની ચામડીનો રંગ પણ વધારે તાજો દેખાય છે."

**રશિઅન** અભિપ્રાય નીચે મુજબ હતો: "જે ઉંચા પ્રકારની બુદ્ધિ શરીરની રીકાશ અને નાજુકાઇ સાથે ઘણુંખરૂં જોવામાં આવે છે તે પ્રકારની બુદ્ધિની છાપ અંગ્રેજ સ્ત્રીઓનો દેખાવ જોઇને મન ઉપર પડતી નથી; પરન્તુ તનદુરસ્ત શરીરવાળાં માણસોમાં જેવી બુદ્ધિ હોય છે તેવી બુદ્ધિ તો સર્વ અંગ્રેજ સ્ત્રીઓમાં દેખાય છે."

**ઇટલીએ** પણ અંગ્રેજ સ્ત્રીઓની પ્રશંસામાં પોતાનો હિસ્સો આપ્યો હતો: "અંગ્રેજ બાલાઓ ઘણી છુટથી ચાલતી દેખાય છે. ત્હેમની ચાલમાં કદાચિત્ બહુ છટા નહિ હોય, પરન્તુ સમર્થતા તો છે જ. આ બાલાઓ જે દેશની ભવિષ્યની માતાઓ છે, તે દેશે કોઈ પણ જાતની ધાસ્તી રાખવા જેવું નથી."

એક **સ્પેનિશ** ડૉક્ટર કહ્યું: "તમ્હારી સ્ત્રીઓ દેખીતી રીતે બળવાન છે, પરન્તુ એ બળ એવું છે કે જે કસરતનું પરિણામ છે. અતિશય કસરતથી શરીરનો બાંધો ઘણો સુઘટિત થાય છે, પરન્તુ તેમ કરવા જતાં સામાન્ય તનદુરસ્તી-General health-નો ભોગ આપી દેવાય એમ પણ બને."

એક **ઓસ્ટ્રિઅન** ડૉક્ટર અંગ્રેજ સ્ત્રીઓની ચપળતાથી ચકિત થઈ ગયો હતો. "અંગ્રેજ સ્ત્રીઓ અમ્હારી સ્ત્રીઓ કરતાં ઘણીજ વધારે ચપળ અને ચાલાક હોય છે. પોતાની જાતની તેઓ જો કે ઓછી સંભાળ લેતી દેખાય છે, છતાં તેઓ આશ્ચર્યકારક તનદુરસ્તીવાળી છે. ત્હેમની ચામડી અત્યંત ચોખ્ખી છે,-ઘણું કરીને, તેઓ રમતોમાં ભાગ લે છે ત્હેને લીધે એમ હશે."

**યુનાઇટેડ સ્ટેટ્સના** પ્રતિનિધિનો નિર્ણય નીચે પ્રમાણે હતો: "તમ્હારી અને અમ્હારી સ્ત્રીઓમાં બહુ તફાવત નથી. બન્ને તનદુરસ્ત અને મજબુત દેખાય છે, અને બીજી કોઈ પણ પ્રજાની સ્ત્રીઓની સાથે સારી રીતે સરખામણીમાં ઉતરી શકે એમ છે. છતાં, તમ્હારે ત્યાં સંખ્યાબંધ બાલાઓ તદ્દન લોહી વગરની છે. ધંધાનાં સ્થાનો બંધ થયા પછી ૬ થી ૭ વાગ્યાની વચ્ચે "ઓમ્નિબસ" (ગાડીઓ)માં તમ્હે જોજો. ગામડાંઓમાં તરત જઇ આવેલી બાલાઓમાં મ્હને જે ખાસ ગમે છે તે એ છે કે કેળવાયેલા ચામડા જેવા ચ્હેરાઓ (Tanned faces) અને ઘઉંવર્ણા હાથને લીધે તેઓ તનદુરસ્તીની મૂર્તિઓ જેવી લાગે છે, અને દુનિયાના બીજા કોઈ પણ ભાગની બાલાઓની સાથે

# તમારી મુસાફરી.

લેખક: " N. Mehta " (બી. એ. )-પ્રાંતીજ.

તમારા ઘરમાં અથવા બીજા કામ કાજે દરરોજ તમે કેટલું ચાલો છો, તેનો ખ્યાલ જો કરશો અને તેનો વાર્ષિક તારીજો કહાડશો તો તમેજ અચંબો પામશો કે અણજાણ્યે અને અણધાર્યે તમે એક વર્ષમાં કેટલી લાંબી મુસાફરી કરો છો ! એટલુંજ નહીં પણ એક સાધારણ જીંદગીમાં માણસ વગર પ્રયત્ને કેટલી વખત પૃથ્વી પ્રદક્ષિણા કરે છે તે જાણી સહજ આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેશે નહીં. ઘણાં મનુષ્યો જેઓને પૃથ્વિ પ્રદક્ષિણા કર્યાનું કહેતાં મુસાફરીના ધાકે હેબક ખાઇ જાય, તેવાને તેમના સાદા જીવનમાં કરેલી મુસાફરીનો સરવાળો કરી આપવામાં આવે તો તેઓ દીગ થયા વગર રહેશે નહીં. કારણ તેઓએ પૃથ્વિના પડની અંદરની સ્થિતિ જોયા-જાણ્યા વગર, તેઓ પૃથ્વિના મધ્યબીંદુ સુધી, અરે ! તેથી પણ વીશેષ,-પૃથ્વિની આરપાર જઇ આવ્યા જણાશે. એક ધંધાદારી કુવા ગાળનાર કોળીને કહીશું કે તું ચંદ્રમા સુધી જઇ આવ્યો છે, કે એક ખેડુતને કહીએ કે તું તારા હળ સાથે પૃથ્વિ પ્રદક્ષિણા કરી આવ્યો છે, અથવા એક પુષ્કળ ધંધાવાળા ડાકટરને કોઇ કહેશે તમે હીમાલયની ટોચપર ચઢી આવ્યા છો, અથવા સેક્રેટેરીઅટની લીફ્ટ ( માળપર ચઢવા ઉતરવાની લારી, ના પટાવાળાને કહીએ કે તું પાસીફીક મહાસાગરના ઉંડામાં ઉંડા ભાગને તળીએ જઇ આવ્યો છું: તો તે ભાગ્યેજ માનશે ! એટલુંજ નહીં પણ આપણા કોલેજના અભ્યાસ કરનાર વિદ્યાર્થીને કે ઓફીસમાં કામ કરનાર કારકુનને કહેવામાં આવે કે ૨૫ વર્ષની નોકરીમાં એક વખત તો શું પણ અનેક વખત તેણે પૃથ્વિ પ્રદક્ષિણા કરી છે તો તે કહેનારને હસી કહાડશે; પણ ખરેખર હકીકત તેમજ છે.

તેના કરતાં વિશેષ વિચિત્ર આપણા દરજીનો દાખલો છે. તે બીચારો સારો દીવસ બેસીને કામ કરે છે, ત્યારે તેની જીંદગીના દરેક સાત વર્ષે તેનો હાથ પૃથ્વિની પ્રદક્ષિણા કરી આવે છે ! જુવો કે એક દરજી દીવસના દસ કલાક કામ કરે છે, અને સાધારણ રીતે એક સેકંડે એક ટાંકો લે છે, ને દરેક વખતે તેની સોય વીસ ઇંચ જાય આવે છે એમ માનીએ તો આ દરજીની સોય એક દીવસમાં બાર માઇલ અને ૩૦૦ દીવસમાં (વર્ષમાં ૬૫ રજા-પાકીના દિવસ માનીએ તો પણ) ૩૬૦૦ માઇલ ચાલે છે અને પૃથ્વિનો ઘેરાવો ૨૫૦૦૦ માઇલ છે. એટલે દર સાત વર્ષે એક દરજીની સોય એક વખત પૃથ્વિનું ચક્કર મારી પાછી આવે છે !

આવા ઘણા ધંધા છે જે " બેઠા ધંધા " કરી શકાય. પરંતુ તે દરેકની અંદર શરીરના અમુક અવયવની મુસાફરીનો અંદાજ કહાડતાં અક્કલ કામ કરતી નથી ! સુતારનો રંદો-વ્હેરણીયાની આરી-રંગનારનું પીછું-હજામનો અસ્ત્રો-કડીઆની લેલી-અને કઠીઆરાની કુહાડી,-આ ઓજારો કામ કરનારનો હાથ છોડતાં નથી; અને છતાં તેની નજર બ્હાર ગયા સીવાય માઇલોના માઇલોની મુસાફરી કર્યાજ કરે છે. અરે, એક લખનાર માણસ સારી કલમથી મીનીટના ૩૦ શબ્દની ઝડપથી દરરોજ ફક્ત પાંચજ કલાક લખે તો માત્ર તેનાં કાંડાંના બળે વર્ષના આશરે ત્રીસ હજાર માઇલ ખેંચી કહાડે છે. છતાં આ વીર મુસાફર જ્યાંનો ત્યાંજ નજરે પડે છે !

કેટલાક માણસો પોતાના ધંધાને અંગે ટુંકી જગ્યામાં રહેવા છતાં મોટી મુસાફરી કરી શકે છે, અને પોતાના પ્રવાસના પ્રમાણમાં સહેજ જ કષ્ટ તેમને સોસવું પડે છે. દાખલા તરીકે,– રેલ્વેનો ગાર્ડ, એકમાં આપેલી પોતાની ન્હાની જગ્યાપર રહેવા છતાં પોતાની નોકરી દરમ્યાન કેટલી એક વખત પૃથ્વિ પ્રદક્ષિણા કરી નાંખે છે ! અમેરિકાની રેલ્વેના નોકરને જો ત્યાંની દરેક રેલ્વેપર એકજ વખત મુસાફરી કરવી પડે, તો પણ તે પૃથ્વિથી ચંદ્ર જેટલું છેટું જે ૨૪૦૦૦૦ માઇલ છે, તેનાથીય કેટલો બધો દૂર જઇ આવે ? તેજ મુજબ આટલાંટિક મહાસાગરમાં ફરતી આગબોટોના નોકર તો હજારો ને હજારો માઇલ ફરી આવે છે, છતાં સ્ટીમરની બહાર ત્હેમને પગ પણ મુકવો પડતો નથી (આગબોટોની) કુનાર્ડ લાઇનની "બુનાકીયા" સ્ટીમરના મુખ્ય સ્ટુઅર્ડ મિ. સ્ટિવન્સ આવી મુસાફરીમાં પ્રથમ પદ લઇ જાય છે. તેણે પોતાની નોકરી દરમ્યાન ૩૪૦૦૦૦૦ માઇલની મુસાફરી કરી છેઃ એટલે બીજી રીતે કહીએ તો તેણે ૧૩૮ વખત પૃથ્વિ પ્રદક્ષીણા કરી કહેવાય ! અને આ મુસાફરી તેણે આટલાંટીક સાગર ઉપરની સ્ટીમરમાં એક કોરેથી બીજે કોરે જવામાં ૪૦ વર્ષની મુદતમાં કરી છે. એટલે દર વર્ષે ૮૫૦૦૦ માઇલની ઝડપથી તે પ્રવાસ તેણે કાપેલ છે. કેપ્ટન બેનેટ નામના બીજા એ સ્ટીમરના અમલદારે ૫૦ વર્ષમાં ત્રીસ હજાર વખત ઇન્ગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચેનો ચેનલ ( દરિયો ) પસાર કર્યો હતો.

તેજ સ્થિતિ ગાડીમાં ફરતા ટપાલ ખાતાના ( કાગળ જૂદા કરનાર ) સોર્ટરની છે !

હવે જો આપણે જે માણસોને જાતે ચાલવું પડે છે તેનો દાખલો લઇએ, તો પહેલાં ગામડાનો ટપાલી ધક્કે ચડશે. જીંદગીભર ગામેગામ અને ઘરેઘર તે ભટકે છે. પણ તે મુકરર કરેલા ન્હાના ભાગમાંજ.–ભાગ્યેજ એના મનમાં પણ આવતું હશે કે તેના કરતાં ઓછી જોખમ ઉઠાવનારા ફક્ત પૃથ્વિ પ્રદક્ષીણા કરવાના ઉઘાડા નામે કે આફ્રીકા કે અમેરીકાના દેશો શોધવાના બ્હાને બહાર ફરે છે અને દેશમાં ને છાપાં દ્વારા પૃથ્વિવીર નામના મેળવે છે, ત્હેના કરતાં તે વધારે મુસાફરી કરે છે ! છતાં આ વીરપુરૂષને નિશાળનો મહેતાજી-ગામનો પટેલ કે પોસ્ટ માસ્તર સીવાય કોઇ ઓળખતું નથી. એક ન્હાના ગામનો પોસ્ટમેન ( ટપાલી ) પચાસ વરસમાં સાધારણ રીતે ૩૩૦૦૦૦ માઇલની મુસાફરી કરે છે. ને ત્હેને સ્હેજ પણ ભ્રાંતી હોતી નથી કે તે બાર તેર વખત પૃથ્વિની આસપાસ ફરી આવ્યો છે !

ખરૂં છે કે પોસ્ટમેન દરરોજ રખડ રખડ કરે છે, એટલે તે તો તેટલી મુસાફરી કરે; પણ અમદાવાદ કે મુંબાઇ જેવા શહેરમાં નોકરી કરનાર એક કારકુન પણ મુસાફરીના હીસાબે જોતાં સામટે સરવાળે કાંઈ બહુ ઉતરતો નથી. આપણે અમદાવાદનોજ દાખલો લઇએ. મે. કમીસ્નર સાહેબની ઓફીસના એક જુના પુરાણા કારકુન સાહેબને કહીશું કે તેમણે તેમની ૨૫ વર્ષની નોકરીમાં લગભગ બે વાર પૃથ્વિ પ્રદક્ષિણા કરી છેઃ તે તો તેમને આશ્ચર્ય લાગ્યા વગર રહેશે નહી. કદી એમ જાણીએ કે તે તો દરરોજ ગાડીમાં બેસીને જાય આવે; પણ રૂ.૨૦–૨૫ ના પગારનો ન્હાનો કારકુન-અમદાવાદ સીવીલ કોર્ટમાં ખાડીયામાંથી જતો હોય તો તે પણ નોકરી દરમ્યાન પૃથ્વિના મધ્યબિંદુની પાર તો નીકળી જ જાય છે ! એક જમાલપરમાં રહેનાર માણસે માધવપરામાં આવેલી મીલમાં ૫૫ વર્ષની નોકરી કરેલી, તે દરમ્યાન સ્હેજ પણ ભ્રાંતી વગર ૧,૬૦,૦૦૦ માઇલની મુસાફરી

કરી છે અને તે વર્ષના ૩૦૦ દીવસ પ્રમાણે ગણતાં–અને ચાલવામાં ગત થયેલા વખતનું પ્રમાણ–દીવસના ત્રણ કલાક પ્રમાણે ગણીએ તો તેની નોકરી દરમ્યાન ૪૬૫૦૦ કલાક ને આશરે થાય: એટલે પાંચ વર્ષને આઠ મહીના તો આ ગરીબના ચાલવામાંજ ગયા. અથવા તેની ૧૦ ટકા જેટલી નોકરી તો દુનિયાને છુટી પડી !

એના કરતાં ધીમે ચાલનારનો દાખલો ખેડુતનો છે. તે ન્હાય તો હળતો હોય, વાંવતો હોય કે ખેતર નીંદતો હોય, પણ તે સતત ચાલે છે, પરન્તુ ધીમેથી ચાલે છે ! આપણે એમ માનીએ કે ફક્ત કલાકે બે જ માઇલ તે ચાલે છે. જો આ પ્રમાણે રોજના દર કલાક ૪૦ વર્ષ સુધી કરે તો એક પટેલ તેની એકધારીની સાદી જીંદગીમાં સ્હેજ પણ મહાન્ કાર્ય કરવાના અભીમાન સીવાય આ પૃથ્વિ જેવી દસ પૃથ્વી ફરતો જઇને આવે છે ! કારણ કે દર વર્ષે ૬૦૦૦ માઇલની મુસાફરી પ્રમાણે ચાર વર્ષમાં પૃથ્વિના ગોળાની લંબાઈ જેટલી મુસાફરી તેને સહજ થાય છે.

અત્યાર સુધી આપણે સીધે રસ્તે ચાલનારની વાત કરી. પણ ચાલો, હવે આપણે ડૉ. સર ભાળચંદ્ર કે ડૉ. રાવને પુછીએ ને અત્યાર સુધીમાં તેઓ જે સીડીઓ ચઢી ઉતર્યા છે તેનો સરવાળો કરીએ: તો તેઓ હીમાલયની કઇ ટોચે જઈ પહોંચ્યા છે તે સમજાશે ! તેઓ વખતે દર પગથીએ કેટલા રૂપીઆ મેળવ્યા તેની ગણત્રી કરવી વધારે પસંદ કરશે: પણ આપણે તો તેમણે અણધારી જગત્ પ્રવાસમાં જે મહાન ફતેહ મેળવી છે તેનાજ આંકડા કહાડીશું. એક દીવસમાં તેમને ધીકતા પ્રેકટીસ (ધંધા) ને લઇને ૧૦–૧૫ સીડી ઓછામાં ઓછી ચડવી ઉતરે પડે: એટલે તેઓ એક દીવસમાં ૪૦૦–૫૦૦ ફીટ ઉંચે ચઢવાનું સાહસ વહોરે છે. અને એક અઠવાડીઆ આખરે ઓછામાં ઓછા ગૌરીશંકર કે એવરેસ્ટ જે દુનિયામાં દુનીયામાં ઉંચામાં ઉંચા હીમાલય પર્વતનું શિખર છે તેની આશરે દસમા ભાગ સુધી પહોંચ્યા હશે: અને દસ અઠવાડીઆમાં એવરેસ્ટની ટોચ પણ સર કરી જાય છે !

તેમના કરતાં ઓછી મ્હેનતે તેમના કરતાં વધારે ઉંચે ચડનાર પણ છે. ઉંચી ઇમારતો બાંધવામાં અમેરિકાના ન્યુયોર્ક શહેરે નામના કહાડી છે. ત્યાંના એક મકાનના હાઇડ્રોલિક લીફ્ટ ( ચઢવા ઉતરવાની લારી) ચલાવનારનોજ દાખલો લઇએ. ત્હેને ભાડુતોને ચડાવવા ઉતારવાને આખો વખત ચડ ઉતર કરવી પડે છે. અને મકાનની ઉંચાઇના પ્રમાણમાં કલાકના ૧૨ વખત ચડવાના હીસાબે તે એક રીતે પૃથ્વિની ગોળાઈની લંબાઈ કરતાં વિશેષ ઉંચે જાય છે. ને પંદર વર્ષમાં ૨૪૦૦૦૦ માઇલ એટલે પૃથ્વિથી ચંદ્ર સુધીની મુસાફરી કરે છે ! પણ એ વાતની ત્હેને ગણીને જો કોઈ ખાત્રી કરી આપે તો તે હબકજ ખાઇ જાય:–તેજ પ્રમાણે તેના ઉતરવાના હીસાબ ગણીએ તો એક વર્ષમાં પૃથ્વિના આ છેડેથી લગભગ પેલે છેડે સોંસરા નીકળ્યા બરાબર થઈ જાય !

આજ પ્રમાણે વિલાયતના દારના વહેપારી અને સંગ્રહ કરનાર તથા અનેક મનુષ્યો અસાધારણ મોટી મુસાફરી અણજાણ્યે કર્યે જાય છે !

**વાંચનાર !** તમે પણ જે જીવન ગાળતા હો, તે જીવનના કલાક-દિવસ-મહિના-અને ના કહેલા કામ કે ગુમાવેલા વખતનો અંદાજ કહાડશો, તો આશ્ચર્યચકિત થયા વગર ૫ નહીં: એટલુંજ નહીં પણ વખતે તેથી કાંઇ ફાયદો પણ થશે.

# स्वागत सदन.

## આપણાં સામયિક પત્રો.

[ સુન્દરી સુબોધમાં ગૂજરાતી ભાષાનાં સાપ્તાહિક અને માસિક પત્રોમાંથી દરેક મહિને વાંચવા-વિચારવા જેવાં લખાણોના ઉતારા લેવાનું, ત્હેના નવીન કાર્યક્રમમાં પ્રથમથીજ છે. પરન્તુ ત્હેવી શરૂઆત કરતાં પ્હેલાં, વિવિધ પ્રદેશોમાં સાહિત્ય સેવા અને દેશોદય માટે પ્રયત્ન કરી રહેલાં આપણાં દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રોની પ્રગતિની સહજ નોંધ કરવી જરૂરની જણાઇ છે. દૈનિક અને સાપ્તાહિક પૈકી મુખ્ય પત્રોનાં કામનું અહિં સૂચન થયું છે; અને માસિક-ત્રૈમાસિકમાં જે પત્રો "સુન્દરીસુબોધ મન્દિર"માં પ્રાપ્ત થાય છે, ત્હેમનુંજ અવલોકન કરી શકાયું છે. આ પત્રમાં દર વર્ષે આવી સમાલોચના કરવી ધારી છે: અને આવતા વર્ષનું સરવૈયું આપણાં સામયિક પત્રોની સાહિત્ય-સમાજ સેવાની વધારે સવિસ્તર નોંધવાળું કરી શકાશે, એમ આશા છે. ]

१.

દૈનિક-સાપ્તાહિક પત્રોઃ—ગૂજરાતી ભાષાનું જૂનામાં જૂનું દૈનિકપત્ર મુંબાઇ સમાચાર છે; અને તે હિન્દુ, જૈન, મુસલમાન તથા પારસી, સઘળી કોમોમાં એક સરખી પ્રતિષ્ઠા પામ્યું છે. ત્હેના ગંભીર અગ્રલેખ, શ્રમપૂર્વક તૈયાર કરેલા ખાસ લેખ, વિવિધ કોમના લેખકોનાં ચાલુ ચર્ચાનાં લખાણો, તથા અનેક પ્રકારની ઉપયોગી માહિતી,—એ પત્રની લોકમાન્યતા જેમની તેમ ચાલુ રાખી રહ્યાં છેઃ એ જાણીતી વાત છે.

જામેજમશેદ અને પારસી એ બંને દૈનિકો હિન્દુસ્થાનની ઘણી ન્હાની, છતાં શ્રીમાન્ બુદ્ધિમાન, સાહસિક અને સમયવર્તી પારસી કોમનાંજ પત્રો મનાય છે; અને જો કે તે બંનેમાં સામાન્ય લોકવર્ગને વાંચવા જેવું ઘણું આવે છે, તથાપિ ત્હેમનો પોતાની જન્મદાતા કોમ સાથેનો નિકટ સંબન્ધ ભૂલી શકાતો નથી. આ બંને પત્રોની લોકોપયોગીતા તથા દેશસેવાનો સ્વીકાર કરતાં આનન્દ થાય છે. પરન્તુ એક દૈનિકપત્ર લોકપ્રિયતામાં બીજા સઘળા હરીફો કરતાં આગળ વધતું જણાય છે અને તે સાંજ વર્તમાન છે. વર્તમાન જીવનની ત્વરા, જનગ્રતિ અને જિજ્ઞાસાની માગણીઓ પૂર્ણ કરવાને સર્વદા તત્પર રહેતા આ પત્રને દરેક પ્રસંગને અનુકૂલ થતાં વિલંબ થતો નથીઃ અને પારસીઓ ત્હેના લખાણો ઉપરથી ત્હેને પોતાની કોમના હિતાર્થેજ પ્રકટ થતું ધારે, તોપણ હિન્દુ, જૈન અને ઇસ્લામી વાંચનાર વર્ગોપણ ત્હેને પોતપોતાની કોમોનુંજ પત્ર માનેઃ એવો ત્હેના લેખોમાં અસાધારણ આત્મભાવ પ્રત્યક્ષ થાય છે. મુંબાઇનાં આ સઘળાં દૈનિકો પારસીઓની માલિકીનાંજ છે, એ વાત ખરેખર તે કોમને અભિનન્દનીય છે.

"અમદાવાદ સમાચાર" નામના એક દૈનિક પત્રનું હિન્દુ માલિકી નીચે પ્રકાશન થોડા સમયથી અહિં શરૂ થયું છેઃ અમે આ પત્રને અન્તઃકરણ પૂર્વક વિજય ઇચ્છીએ છીએ.

પરન્તુ જ્યારે મ્હોટાં દૈનિક પત્રો પારસી માલિકીનાં છે, ત્યારે ઉત્તમ સાપ્તાહિક પત્રો હિન્દુ કોમનાજ હાથમાં છે, એ નિઃસંશય છે. આ સર્વમાં સુપ્રસિદ્ધ ગુજરાતી સર્વાનુમતે પ્રથમ પદ લે છે. એ પત્રની સાથે અમુક વિષયોમાં ગમે તેટલો વાંધો હોય, છતાં પણ ત્હેની વિશાળ પ્રવૃત્તિ, મ્હોળો ફેલાવો, અને સાહિત્ય-દેશ-સેવાના મહત્વ વિશે ભાગ્યેજ કોઇને પણ મતભેદ રહેશે.

આપણા પ્રાન્તમાં આર્ય સમાજની પ્રગતિનું મહાન સાધન અને લોકોદ્ધાર માટે ભારે પ્રયત્ન કરી રહેલું આર્યપ્રકાશ, જૈન-કોમને સર્વ માર્ગોમાં સમયને અનુકૂલ વિકાસ કરવા દૃઢ નિશ્ચયથી નિરન્તર યત્નવાન રહેતું જૈન,-તથા સમાજ અને સાહિત્યવિનોદના વિષયોમાં અભિવૃદ્ધિ અર્થે થોડા વખતથી જન્મ પામી વિજયવાન થતું મુંબાઈ ગુજરાતી, એ મુંબાઇનાં બીજાં શિષ્ટ પત્રો છે.

**પારસી** માલિકોનાં રાસ્ત ગોફતાર અને કયેસરે હિન્દ પણ વયોવૃદ્ધ થયાં છતાં સારું કામ કરે છે; અને The Indian Social Reformer ( ઇન્ડિયન સોશિયલ રિફોર્મર )ના સંસાર સુધારા તથા સમાજનીતિનાં ક્ષેત્રોમાં શ્રદ્ધાપૂર્ણ, નિડર સુપ્રયાસો ચાલુજ છે. આ બધાની સાથે હિન્દીપંચ તરફથી થતી ઝાહેર સેવા તેમજ ત્હેણે વર્તમાન સાહિત્યમાં દાખલ કરેલું વિનોદપૂર્ણ સચિત્ર ટીકાનું ઉપયોગી તત્વ પણ કદિ ન વિસરાય એવાં છે.

**મુંબાઇની** બ્હારનાં સાપ્તાહિકોમાં **ગુજરાતી પંચ**, તથા **પ્રજાબન્ધુ** ( અમદાવાદ) અને **સયાજીવિજય** (વડોદરા) અગ્રસ્થાન લેછે. તે સર્વની સમાજસેવા તથા સાહિત્ય પ્રવૃત્તિ બહુ જાણીતી છે. **જૈન શાસન** ( ભાવનગર), **કાઠિયાવાડ ટાઇમ્સ** અને **ન્યુસ** ( રાજકોટ ), **ગૂજરાત મિત્ર** તથા **દેશીમિત્ર** ( સુરત ), અને **ભરૂચસમાચાર** તથા **ખેડા સમાચાર**, વગેરે અન્ય પત્રો પણ પોતપોતાના કર્તવ્ય પ્રદેશમાં સારી મહેનત કરી રહ્યાં છે.

**દક્ષિણ આફ્રિકાના** ડર્બાન (નેટલ)-ફિનિક્સમાં જગન્માન્ય **મહાત્મા** શ્રીયુત્ **મોહનલાલ ગાંધી** તરફથી પ્રકટ થતા The Indian Opinion ( ઇન્ડિયન ઓપિનિયન ) પત્રની મહાન સેવાનું સ્મરણ પણ આ સમયે પ્રોત્સાહન અર્પે છે..જાતિ ભોગ આપીને, દ્રવ્ય હાનિ સહીને, અનેક મુશ્કેલીઓમાં પણ હિન્દવાસીઓના હક અને હિત જાળવવાને, --ત્હેમને મદદ કરવાને માટેજ ફક્ત ચલાવવામાં આ આવતું સાપ્તાહિક દરેક દેશપ્રેમી મનુષ્યે વાંચવું જોઇએ તથા ત્હેનો આપણા દેશમાં પ્રચાર વધારવો જોઇએઃ કારણકે આપણાં દરિયાપારના દેશમાં ગયેલાં ભાન્ડુઓ તરફની આપણી ગંભીર ફરજોનું ખરું ભાન આપણને ત્હેમાંથી નિરન્તર થયાં કરે છે.

**ખાસઅંકોની** આપણી ભાષામાં **સાંજવર્તમાનના** સાહસિક અધિપતિએ શરૂઆત કરી તથા ગુજરાતી **પંચ** અને ગુજરાતી પત્રોએ તે ઉપાડી લીધી છે. **માસિકોને** અંગે પ્રકટ થતા ખાસ અંકો કરતાં સાપ્તાહિકોના અંકો વધારે મ્હોટા અને વધારે સુન્દર છબીઓ-ચિત્રોવાળા હોય છે. આ ઉપરાંત ગુજરાતી **પંચ** તરફથી વર્ષે બે, અને ગુજરાતી, આર્યપ્રકાશ તથા **પ્રજાબન્ધુ** તરફથી વર્ષે એકેકું **ભેટનું** પુસ્તક આપવામાં આવે છે. "સયાજીવિજય" તરફથી પણ પ્રસંગોપાત ચિત્રો અથવા પુસ્તક ગ્રાહકોને પ્રાપ્ત થાય છે. બીજાં પત્રો પણ ભેટ વગેરે આપે છે.

આ સઘળી પ્રવૃત્તિ બહુ રીતે અભિનન્દનીય છે, એ કહેવાની જરૂર નથી. પ્રથમ પંક્તિનાં સાપ્તાહિક પત્રો જૂજ લવાજમમાં જે વિશાળ વાચન અને બીજા ભેટ વગેરે લાભ આપે છે, તે ખરેખર "સસ્તું સાહિત્ય" જ છે. **દૈનિક** અને **સાપ્તાહિક** પત્રોના વિદ્વાન્ અધિપતિઓને અને ત્હેમનાં તન્ત્રમાં ઉત્સાહથી ભાગ લેનાર ઉપમંત્રિઓ—મુખ્ય લેખકોને આવા શુભ પ્રયાસ માટે ધન્યવાદ ઘટે છે.

"ગુજરાતી"ના રા. **અંબાલાલ** વગેરે, "આર્યપ્રકાશ"ના રા. પરભુભાઈ, સાંજવર્તમાનના રા. રતનલાલ, "મુંબાઈ સમાચાર"ના રા. **શંભુપ્રસાદ**, ગુજરાતી પંચના રા. હાથી-

ભાઇ અને રા. શિવભાઈ, તથા "પ્રજાબંધુના રા. ચુનીલાલ વગેરે વિદ્વાનો પણ આ યશના અધિકારી છે, એમ જણાવતાં આનંદ થાય છે.

૨.

**માસિક–ત્રૈમાસિક પત્રોઃ** આપણી ભાષાનાં માસિક પત્રોના નીચે પ્રમાણે સામાન્ય વિભાગ કરી શકાય. આ વિભાગ સંપૂર્ણ નથીઃ માત્ર ત્હેમાં માસિકોના કોઈ કોઈ મહત્વના અંશજ લીધા છે.

૧. ભાષા સાહિત્યનાં, ૨. વિવિધજ્ઞાન આપતાં, ૩. ધર્મ અને સમાજને લાગતાં, ૪. ખાસ વિષયોનાં, ૫. જ્ઞાતિઓના હિતાર્થે, ૬. સ્ત્રીઓને લગતાં, અને ૭. બાલકો માટેનાંઃ

પ્હેલા ભાગમાં બે ઉપવિભાગ કરી શકાયઃ (અ) **વસન્ત**, **બુદ્ધિપ્રકાશ**, **સમાલોચક**, (ત્રૈમાસિક), **જ્ઞાનસુધા**, અને **સાહિત્ય**. (આ) **શાળાપત્ર**, **કેળવણી**, તથા **લાયબ્રેરી મિસેલેની** (ત્રૈમાસિક).

**૧. ભાષા–સાહિત્ય (કેળવણી):**

આપણી ભાષા–સાહિત્યનાં માસિકોમાં પ્રથમ પદ તો સર્વાનુમતે **વસન્તને**–અને તે માટેનું અભિનન્દન પ્રો. **આનન્દશંકરને** મળશે. થોડા વખતથી એ પત્રનું તંત્ર બદલાયું છે, છતાં રા. **આનન્દશંકરની** તે દ્વારા થતી સાહિત્ય સેવા એવી તો સતતવાહિની, ફલદાયિની રહી છે કે અમારું હૃદય ત્હેમને તે પત્રથી વિભિન્ન માની શકતું નથીઃ અને આવીજ સ્થિતિ **રા.** બ. **રમણભાઈની** પણ છે. **વસન્ત** જેવું વિસ્તૃત કર્મક્ષેત્રવાળું માસિક પોતાના તન્ત્રિત્વમાં આવ્યા છતાં, પોતાના જૂના ન્હાનકડા સાથી ("જ્ઞાનસુધા") તરફની ગાઢ પ્રીતિ તેઓ પણ ઓછી કરી શકતા નથી. અર્થાત્ **વસન્ત** રા. **આનન્દશંકરનું**(–ગૌણ અંશે રા. **નરસિંહરાવનો** પણ મુખ્ય લેખક તરીકે ત્હેમાં ભાગ છે ) અને **જ્ઞાનસુધા** રા. **રમણભાઇનું**: અને એ ઘટના પણ બહુ યોગ્ય છે. કારણ કે એવી વ્યવસ્થાથી વાંચનારી આલમને રા. **રમણભાઈની** અસાધારણ બુદ્ધિપ્રભાનો તથા રા. **આનંદશંકરની** સંસ્કારી સર્વ ગ્રાહીનાનો અલભ્ય લાભ પ્રાપ્ત થવો ચાલુ રહે છે.

**બુદ્ધિપ્રકાશ** આપણી ભાષાનું જૂનામાં જૂનું માસિક છેઃ છતાં ત્હેની નવચેતના વારંવાર આપણને આશ્ચર્યચકિત કરે છે. કવીશ્વર **દલપતરામ**, રા. સા. **મહીપતરામ** અને કવિવર **બાલાશંકર**,—જેવા સમર્થ લેખકો એક વખત ત્હેના તન્ત્ર વાહક હતાઃ હાલ પણ ત્હેના તન્ત્રિ રા. **હીરાલાલ પારેખની** વિદ્વત્તા, ઉમંગ અને શ્રમ વડે આપણને ત્હેની અભિનવ જાગ્રતિનું સુન્દર દર્શન પુનઃ થવા લાગ્યું છે. **સમાલોચક** ત્રૈમાસિક રા. ઉત્તમલાલ ત્રિવેદી અને રા. મણિલાલ **ભટ** જેવા સંસ્કારી વિદ્વાન્ લેખકો સાથે ત્હેના બાલ્યકાળથી જોડાયલું હોવાથી તથા રા. ચન્દ્રશંકર, રા. કાન્તિલાલ તથા રા. **રમણિયરામ** જેવા આશાજનક યુવાન વિદ્વાનોની પ્રીતિનું સ્થાન થયેલું હોવાથી, ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં અગ્રપદ સારી રીતે સાચવી રહ્યું છે. **સાહિત્ય** માસિક હજી ત્હેના પ્હેલા વર્ષમાંજ છે, છતાં સાહિત્યનાં પ્રથમ પત્રોની સાથે ગણના કરાવી શકે એવી સામગ્રી તે રજુ કરી શક્યું છે, ત્હેને માટે રા. **મગનલાલ કાંટાવાળાને** અમે અન્તઃકરણ પૂર્વક અભિનન્દન આપીએ છીએ. આ પત્રને માટે પણ ભવિષ્યની બહુ આશા રહે છે.

"ગુજરાત શાળાપત્ર" પ્રશસ્ત વિદ્વાનોના તન્ત્રિત્વ નીચેજ હજુસુધી રહ્યું છે, એ

ત્હેનું સદ્‌ભાગ્ય છે: **સ્વ.** શ્રી **નવલરામે, સ્વ.** શ્રી **માધવલાલ** અને **રા. બ.** કમળાશંકર —એમના આધિપત્યમાં કોઈ પણ પત્ર ઉત્તમ ન ગણાય, તો પછી બીજી કેવી રીતે તેમ બની શકે? કેળવણી પણ ત્હેના વિદ્વાન તન્ત્રિ રા. **છોટાલાલ ભટ્ટ**ની દેખરેખ નીચે બહુ સારૂં પત્ર થયું છે; અને હાલમાં ત્હેના કદમાં—વિષયાવલીમાં જે મહત્વના ફેરફાર જોવામાં આવે છે, તે ઉપરથી તે ઘણું વધારે સારૂં થશેજ, એમ ખાત્રીપૂર્વક કહી શકાય છે. લાયબ્રેરી મિસેલેની એ ત્રૈમાસિક પત્ર **વડોદરા** રાજ્યની પુસ્તકાલયોના વિસ્તારની હીલ-ચાલને અંગે પ્રકટ થાય છે; અને ત્હેમાં હમ્મેશાં ઘણું જાણવાનું-વિચારવાનું મળે છે: આ પત્ર ત્રણ ભાષામાં છપાય છે.

**બુદ્ધિપ્રકાશે** રા. **નરસિંહરાવ**નાં અને રા. મણિશંકર ("कान्त") નાં પ્હેલાં કાવ્યો તથા કેટલુંક સંસાર સુધારાનું સાહિત્ય આપણને આપ્યું છે. **જ્ઞાનસુધા**માંથી,—રા. **રમણભાઈ**નું કવિતા ને **સાહિત્ય, ભદ્રંભદ્ર** વગેરે; રા, **ન્હાનાલાલ** કવિનું વસન્તોત્સવ, વગેરે; અને રા. 'सागर' તથા રા. 'कुंज' ના કાવ્ય સંગ્રહો આપણને મળ્યાં છે. **વસન્ત** તથા **સમાલોચક** તરફથી **ગોવર્ધન સ્મારક**-અંકો અને **વસન્ત** તથા **શાળાપત્ર** તરફથી વિદ્વત્તાપૂર્ણ **ખાસ** અંકો પ્રાપ્ત થયા છે. **સમાલોચક**માં પ્રગટ થતાં ઐતિહાસિક ચિત્રો અને હયાત સાક્ષરો વિશેની માહિતીના લેખ, તથા **વસન્ત**માંની **તન્ત્રિ**ની નોંધ,—એ સર્વ ઉપયોગી ભાષા સમૃદ્ધિ છે. **સાહિત્ય** માસિકમાં ગુજરાતી ભાષાના અપ્રસિદ્ધ લેખોનું પ્રકાશન તથા સામયિક પત્રોની સંમાલોચના શરૂ થઈ છે તે પણ બહુ ફળપ્રદ છે.

**૨. વિવિધજ્ઞાન-વિનોદ:**

આ વિભાગમાં નીચે જણાવેલાં માસિકો આવે છે; સત્ય, શ્રીભક્ત, વિવેચક, ગુલશન, પ્રભાત, ચન્દ્રપ્રકાશ અને ભાગ્યોદય.

આપણા **વાઙ્મય**ના આ ઉપવિભાગમાં પ્રથમ સ્થાન મેળવવાનું માન રા. **મોતીલાલ દલાલ**ના **સત્ય** માસિકને ઘટે છે, એમ જણાવતાં આનન્દ થાય છે. સાહિત્ય સેવાથી તે વિમુખ નથી, તથાપિ ત્હેનું મુખ્ય લક્ષ્ય વિવિધ પ્રકારના ઉપયોગી જ્ઞાનનો વિસ્તાર કરવો એ લાગે છે; અને ત્હેમાં ત્હેણે ઘણી સફળતા મેળવી છે. આપણાં વાંચવા લાયક પત્રોમાંનું એક આ માસિક છે, એમ નિઃશંકપણે કહી શકાય. **શ્રીભક્ત**નું સાહસ જુદીજ દિશામાં ગતિ કરે છે. ઉત્તમ કલાનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખીને ત્હેના સંપાદક રા. **જમીયતરામ પંડિત** આપણી ભાષાની સારી સેવા બજાવે છે. સુન્દર ચિત્રો અને વાંચનના વિવિધ વિષયો વાળું આ માસિક બે ભાષામાં પ્રકટ થાય છે. ત્હેના જેવુંજ દ્વિભાષિક માસિક ગુલશન પણ સચિત્ર છે. ત્હેના ઉત્સાહી અધિપતિ મિ. **ભાગલિયા** ત્હેની ઉન્નતિ માટે ભારે પ્રયાસ કરી રહ્યા છે; અને સારૂં વાંચન પૂરૂં પાડે છે. લાંબી નવલકથાઓ આ બંને પત્રોમાં ચાલુ રાખવામાં આવે છે. **પ્રભાત** જેનો પ્હેલો અંક હમણાં હજી પ્રકટ થયો છે, ત્હેનાં તન્ત્રિ રા. **બારભાયા**ને એક આશાજનક માસિકનો આપણી ભાષામાં ઉમેરો કરવા માટે ધન્યવાદ ઘટે છે. આ પત્ર પણ મ્હોટા કદનું હોવા ઉપરાંત ઉંચી કલાનો આદર્શ ધારણ કરતું લાગે છે, અને સુન્દર ચિત્રો તથા સારૂં વાંચન પૂરૂં પાડવાનો કાર્યક્રમ રજુ કરે છે.

વિવેચકના વિદ્વાન્ તન્ત્રિ એક જાણીના લેખકછે, અને ત્હેમનું વલણ **બંગાળી** સાહિત્યના અવતરણ તરફ સમન્વય છે. આ પત્રમાં આવતા વિષયો વારંવાર આપણને મનન

યોગ્ય સામગ્રી પૂરી પડે છે, એમાં કાંઈ શક નથી. ચન્દ્રપ્રકાશ પણ મહત્વના પ્રશ્નો ઉપસ્થિત કરે છે અને હેના વિષયો રસપડે હેવા હોય છે. ભાગ્યોદય અનેક બાબતો વિશે ઉપયોગી માહિતી આપે છે અને હેનાં લખાણોમાં વાંચવા જેવું ઘણું આવે છે. આ માસિક પણ આગળ જતાં સારૂં કામ કરશે એમ સમજાય છે.

૩ ખાસ વિષયો:

આ ભાગના ઉપવિભાગ નીચે મુજબ છે. **પત્રો:—(અ)** વૈદકનાં પત્રો: વૈદ્યકલ્પતરુ અને ધન્વતરી. **(આ)** વેપારી ચેમ્બરનું માસિક. **(ઇ)** વેદોનું ભાષાન્તર–શ્રુતિબોધ. **(ઉ)** વાર્તાઓનું માસિક–વાર્તાવારિધિ. **(ઋ)** ચિત્રો–આખ્યાયિકાઓનું માસિક–**સુવર્ણમાલા. (એ) ગ્રંથમાલાઓ:** (૧) વિવિધ ગ્રંથમાળા અને ચરિત્રમાલા, તથા (૨) સસ્તી વાર્તામાલા.

રા. જટાશંકર વૈદ્યનું વૈદ્યકલ્પતરુ માસિક જૂનું અને જાણીતું છે: લોકોમાં તે સારી રીતે પ્રચલિત છે. અને ડૉ. મહાદેવપ્રસાદનું ધન્વંતરી પણ સુપ્રસિદ્ધ થતું જાય છે. આ બંનેમાં અનેક પ્રકારનાં દર્દો–નિદાન–ઉપાય વગેરેને લગતું ઉપયોગી વૈદકીય સાહિત્ય પ્રકટ થયે જાય છે. વૈદ્યકલ્પતરુની તરફથી ભેટ તરીકે વૈદકને લગતાં પુસ્તકો પ્રાપ્ત થાય છે: ત્યારે ધન્વંતરીમાં નવા જૂના ઇલાજોના દેશી વિદેશી સાહિત્યની વૈદક પદ્ધતિઓ ઉપર ખાસ વિષયો જૂદાં જૂદાં દર્દોને અંગે લખાય છે. આરોગ્ય અને દીર્ઘાયુષને લગતી ચર્ચા પણ બંનેમાં ચાલુ રહે છે. વૈદ્યકલ્પતરુના વિદ્વાન અધિપતિએ હાલમાં હેની હિન્દી ભાષામાં આવૃત્તિ કહાડવાનું પણ શરૂ કર્યું છે.

દેશી વેપારી ચેમ્બરનું માસિક વ્યાપારી વર્ગને અમૂલ્ય સાધન છે. દૈનિક, સાપ્તાહિક પત્રોમાં છુટી છવાઈ વ્હેંચાઈ જતી હકીકત–ઉપયોગી હોય તો–હેમાં દાખલ થાય છે. આર્થિક ઉન્નતિની દૃષ્ટિએ પણ આ માસિકનું કામ મહત્વનું છે.

આપણાં સર્વે હિન્દુશાસ્ત્રોનું મૂળ વેદમાં છે; અને આપણા પુરાણ જીવનનો તે ઇતિહાસ પણ છે. આથી લોકસમૂહ આગળ આપણા ધર્મનું એ મુખ્ય પુસ્તક રજુ કરવાનું ઉત્તમ કાર્ય "શ્રુતિબોધ" માસિક દ્વારા કેટલાક દેશપ્રેમી વિદ્વાનોએ શરૂ કર્યું છે. ચાર ભાષામાં આ માસિક પ્રકટ થાય છે. હેમાં મૂળના પદ–ઉચ્ચાર વગેરે સઘળા મહત્વના અંશ કાયમ રાખ્યા છે. સંસ્કૃત–ગુજરાતી વિભાગવાળું માસિક આપણા ગુજરાતી વાંચકોને ઉપયોગી માલુમ પડશે, એમ અમે માનીએ છીએ.

આપણી ભાષામાં કેટલાક વખત ઉપર વાર્તાઓનું એકજ માસિક પ્રકટ થતું હતું; પરન્તુ અનિવાર્ય પ્રસંગોને લીધે હેનું પ્રકાશન–ચાર પાંચ વર્ષ ચાલ્યા પછી–બંધ થયેલું. હાલ તે માસિકને હેના ઉત્સાહી સંપાદક રા.ગણપતિરામ ભટ તરફથી સજીવન કરવામાં આવ્યું છે. વાર્તાવારિધિ પત્ર પ્રથમ એટલું સુજ્ઞાત હતું કે હાલ પણ હેની ભલામણ કરવાની જરૂર ભાગ્યેજ મનાય: અને હાલના હેના નવા સ્વરૂપમાં વિવિધ વાંચવા લાયક વિષયોનો ઉમેરો થયો છે. સંપૂર્ણ વાર્તાઓ અને ચાલુ નવલકથાઓ હેમાં પ્રકટ થાય છે; અને રા. નગીનદાસ શંઘવી જેવા પ્રાસાદિત વિદ્વાનનાં લખાણ પણ હેમાં આવે છે. આ રસિક માસિકના પુનર્દર્શન માટે રા. ગણપતિરામને અમે અભિનન્દન આપીએ છીએ અને હેનો વિજય ઇચ્છીએ છીએ.

વિદ્યારસિક શેઠ પુરુષોત્તમ વિ. માવજીના "લક્ષ્મી આર્ટ પ્રેસ" ને અંગે પ્રકટ થતી સુવર્ણમાલા હવેથી માસિક–( ડેમી આઠ પેજી ) પત્રરૂપે થવાના સમાચાર અમે સહર્ષ

જાણ્યા છે. "લક્ષ્મી આર્ટ પ્રેસ"ના ઉત્તમ કામ વિશે આ માસિકમાં એક કરતાં વધારે વાર અમે લખ્યું છે. પુરાણો—નાટકોની વાર્તાઓ—આખ્યાયિકાઓને ચિત્રો સાથે પૂરી પાડવાના કામમાં આ "માલિકા"ના સંપાદકે સફળતા મેળવી છે અને હજી પણ તે વધુ વધુ અભિવૃદ્ધિ પામશે એમ ખાત્રીછે. ગુજરાતી સચિત્ર માસિકોમાં સુવર્ણમાલા પ્રથમ પદ લે છે એમાં કાંઇ શક નથી. આ પત્ર ચાર ભાષામાં પ્રકટ થાય છે.

"સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય" ના સાહિત્યપ્રિય, ઉત્સાહી, આત્મત્યાગી મન્ત્રિ શ્રીયુત્ અખણ્ડાનન્દજી તરફથી જે અસાધારણ પ્રતિની ગુજરાતી ભાષા—સાહિત્યની સેવા પાંચ સાત વર્ષથી શરૂ થઈ છે, ત્હેનું સ્મરણ કરતાં અમને આનન્દ અને ઉદ્બોધ પ્રાપ્ત થાય છે. આટલા ટુંકા વખતમાં આ સાધુ પુરૂષ તરફથી લગભગ ત્રણ લાખ પુસ્તકો લોકોમાં પ્રચલિત કરવામાં આવ્યાં છે, જેનું ઉત્પન્ન આશરે ૪૦—૫૦ હજાર રૂપિયા જેટલું થઇ ચૂક્યુંછે. આપણા દેશની વયોવૃદ્ધ, સાધનસંપન્ન સંસ્થાઓ સાથે જ્યારે "સસ્તા સાહિત્ય"નું કામ સરખાવી જોઈશું, ત્યારેજ આપણી ખાત્રી થશે કે આ દેશપ્રેમી સજ્જન, અનેક પ્રતિકૂલતાઓમાં પણ કેટલું ભારે યશસ્વી લોકોપકારક કામ કરી શક્યા છે ?

"સસ્તા સાહિત્ય" તરફથી માસિકરૂપે બે ગ્રન્થમાળાઓ પ્રકટ થાય છેઃ વિવિધ-ગ્રન્થમાલા અને ચરિત્રમાલા. આ બંને અતિ ઉપયોગી છે. વિવેકાનન્દ, રામતીર્થ, બુદ્ધદેવ—વગેરે મહાત્માઓનાં જીવન અને વિચાર તથા મહાન્ સન્નારીઓ અને પુરૂષોનાં ચરિત્રો તે દ્વારા પ્રકટ થયાં છે. આ ઉપરાંત નવલકથા—વાર્તા—શાસ્ત્ર—સુબોધના ગ્રન્થો પણ વિવિધ ગ્રન્થમાલામાં દાખલ કરવામાં આવે છે. આ ગ્રન્થાવલીઓ ઘણીજ સસ્તી છે, એ પણ વાંચનારને એક મ્હોટો લાભ છે.

સસ્તી વાર્તામાળાઃ—ભારતજીવન નામના ઉપયોગી વાંચન આપતા (હાલ થોડા સમય માટે બંધ પડેલા) માસિક પત્રના સાહસિક અધિપતિ રા. ડાહ્યાભાઇ તરફથી "સસ્તા સાહિત્ય"ના ધોરણે આ વાર્તામાલા પ્રકટ કરવાની શરૂઆત થઈ છે; અને પ્હેલો મણકો ત્રણ અંકનો બ્હાર પાડવામાં આવ્યો છે. સંપૂર્ણ નવલકથા—વાર્તાઓ (સાંસારિક અને ઐતિહાસિક વગેરે) નાં રસિક પુસ્તકો આ ગ્રન્થમાલા દ્વારા પ્રસિદ્ધ કરવાની ત્હેમની યોજના ખરેખર બહુ સસ્તી હોઈ આશાજનકછે. રા.ડાહ્યાભાઇને ગુજરાતી ગ્રન્થ સમૃદ્ધિમાં વધારો કરવાના ત્હેમના પ્રયત્ન માટે ધન્યવાદ ઘટેછે અને તે લોકપ્રિય થશે એમ માનીએ છીએ.

**૪ ધર્મ અને સમાજ**

આ વિભાગમાં નીચે જણાવેલાં માસિકો આવે છે; મહાકાલ, જીવન, સુદર્શન, બ્રાહ્મણ ધર્મ, વૈશ્ય પત્રિકા, સત્સંગ (પાક્ષિક), કાસદ, તથા જૈનપત્રોઃ વિવિધ પ્રવૃત્તિઓ ચલાવી રહેલ શ્રેયઃસાધક વર્ગ અને જૈન કોમનો આ વિભાગમાં મ્હોટો હિસ્સોછે. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની સંસ્કારીતા, ઉચ્ચાભિલાષ અને સાહિત્યસેવા વધારે જાણીતાં થવાની જરૂર છે. ત્હેમના તન્ત્ર દ્વારા પ્રકટ થતાં માસિકો—પુસ્તકો પણ વધારે વંચાયે અવશ્ય લાભ છે. મહાકાલ, જીવન, (દંપતીમિત્ર અને બાલકોનો બન્ધુ,)—આ ઉપયોગી મહત્વના વિષયો ચર્ચતાં માસિકો ત્હેમના પોતાના આધિપત્યમાંજ પ્રકટ થાય છે. એક યુવાન ધર્માચાર્ય ટલી બધી સાહિત્ય—(અને તે દ્વારા દેશ—) સેવા કરવા રાત્રિ દિવસ પ્રયત્નવાન રહે, ના કરતાં વધારે અભિનન્દનીય બીજું શું હોઇ શકે ?—ત્હેમનાં સર્વ પત્રોમાં—અને ગુજ ી પ્રથમ પંક્તિનાં માસિકોમાં મહાકાલ ઉચ્ચસ્થાન લે છે, એમાં કાંઈ શક નથી. દર્શન માસિકે લાંબા કાળ પર્યન્ત સાહિત્ય સેવા કર્યા પછી, હાલ તે ધર્મનું અવલંબન

કરતું થયું છે. થિયેસોફીના વિરલ ગ્રન્થોનાં ભાષાન્તર ત્હેમાં આવ્યે જાય છે અને સાથે સંસ્કૃત ગ્રન્થોમાંથીજ ઉપલબ્ધ **સ્વ. શ્રી મણિલાલ** નભુભાઇનાં લખાણોની પ્રસાદી પણ હજુ ત્હેમાં પ્રાપ્ત થાય છે.

આનન્દ, બુદ્ધિપ્રભા, આત્માનન્દ પ્રકાશ, જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ, જૈન હિતેચ્છુ અને દિગંબર જૈનઃ આ માસિકોમાં શ્રીમાન્ અને ધર્મપ્રિય સાહસિક જૈન કોમની વિવિધ પ્રકારે પ્રગતિ નિહાળી આનન્દ થાય છે. ત્હેમનું વાચન આપણને દૃઢ ખાત્રી આપે છે કે આવી અદ્ભુત સાહિત્ય ચેતના તથા સામર્થ્ય-સંવાશ્રય-ઉત્સ.હથી ધડકતી આ કોમનું ભવિષ્ય નિત્ય અધિક ઉજ્વલ જ બનવાનું.

સત્સંગ (પાક્ષિક જીવદયાનો સન્દેશો ગુજરાતી પ્રજા સમક્ષ રજુ કરે છે; અને કાસદ પછાત પડી ગયેલી કોમોના ઉદ્ધાર માટે સુપ્રયત્ન કરે છે. બ્રાહ્મણ ધર્મ અને વૈસ્ય પત્રિકા પણ સ્વીકારેલું કર્તવ્ય ધૈર્ય શ્રદ્ધાથી કર્યે જાય છે, તે જોઇ આનન્દ થાય છે.

**૫. જ્ઞાતિઓના હિતાર્થેઃ**

આ વિભાગમાં નીચેનાં પત્રોનો સમાવેશ થાય છે. **પટેલ** બન્ધુ, કડવા વિજય, કપોળ, **અનાવિલ** વિજય, ઉદિચ્ય પ્રભાકર, ઉદિચ્ય હિતેચ્છુ, **નાગર** વિજય, અને ત્રિમાસિકઃ

**પાટીદાર** કોમ ગુજરાતમાં બહુ આશાસ્પદ, સવીર્ય પ્રજા વિભાગ છે. ત્હેની ઉન્નતિના એક મુખ્ય સાધનરૂપ **પટેલબન્ધુ** માસિક છે. આ પત્રના અનેક દિશાના સત્પ્રયાસો અન્ય કોમોને આદર્શ સમાન થઇ પડે ત્હેવા છે અને ત્હેનો અવશ્ય વિજય થવાનોજ એમ શ્રદ્ધા રહે છે. કપોળ અને અનાવિલ વિજય ને અંગે પણ બહુ સારૂં કામ થાય છે એમાં કાંઇ શક નથી. માત્ર દિલગીરીની વાત એ છે કે કપોળ અને અનાવિલ જેવી સુશિક્ષિત કોમો આવા ઉપયોગી માસિકોને જોઈ તો આશ્રય આપવામાં પછાત રહે છે. જ્ઞાતિઓનાં સઘળાં પત્રો પોત પોતાનાં ધર્મક્ષેત્રમાં સારૂં કામ કરે છે, અને જો ત્હેમને પૂર્ણ સફળતા ન મળતી હોય તો ત્હેમાં તે જ્ઞાતિઓનો પોતાનોજ દોષ હોવો જોઇએ. યોગ્ય આશ્રય મળે તો હાલનાથી પણ વધારે સારૂં કામ કરવાની યોગ્યતા ઉપર જણાવેલાં સઘળાં માસિકો ધરાવે છેઃ-દાખલા તરીકે, **નાગર** જ્ઞાતિના "ત્રિમાસિક" પત્રનું દૃષ્ટાન્ત રજુ થઇ શકે તેમ છે. સ્વજ્ઞાતિમાં વિનામૂલ્યે વ્હેચાતું આ પત્ર ઘણું ઉપયોગી કામ કરી રહ્યું છે, એમ ત્હેના અંકો જોતાં ખાત્રી થાય છે

**૬. સ્ત્રીઓ માટેઃ**

સ્ત્રીઓની ઉન્નતિ અર્થે નીચે જણાવેલાં પત્રો પ્રકટ થાય છેઃ **સ્ત્રી**બોધ, **સુન્દરી**સુબોધ વનિતા વિજ્ઞાન, **સ્ત્રી**-હિતોપદેશ, તથા દંપતિમિત્ર.

ગુજરાતનાં વયોવૃદ્ધ અને સારાં માસિકોમાં સ્ત્રીબોધ પણ એક છે. મર્હુમ વિદ્વાન શેઠ કાબ્રાજીના તન્ત્રમાં તે પ્રથમ હતું અને ત્હેમના મરણ પછી ત્હેમનાં પુત્રી શ્રીમતી સિરીનબાઇ તરફથી તે ચલાવવામાં આવે છે. ભૂતકાળમાં સ્ત્રીબોધે ઘણી સારી સેવા કીધી હતી અને હાલમાં પણ ત્હેની વ્યવસ્થા તથા વિષય સ્વરૂપમાં થયેલા નવા ફેરફાર પછી તે બહુ ફળપ્રદ કામ કરવાની શક્તિ ધરાવે છે, એમાં કાંઈ શક નથી.

વનિતા વિજ્ઞાન, અનાથવત્સલ બ્હેનો ગં. સ્વ. બાઈગૌરી તથા ગં. સ્વ. ન્હાની બ્હેન તરફથી થોડાં વર્ષોથી પ્રકટ થાય છે અને ત્હેની વિશેષ ખુબિ એ છે કે ત્હેમાં લગભગ સઘળાં લખાણ સ્ત્રીઓનાંજ હોય છે. વનિતા વિશ્રામની અબલાસહાયક સંસ્થાને અંગે આ માસિક પ્રકટ થાય છે અને ઉપયોગી થવાની ઘણી શક્તિ ત્હેમાં નિહાળાય છે.

સ્ત્રીહિતોપદેશ નામનું એક સામયિક પત્ર, જે મુંબાઇ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી બ્હાર પડે છે અને ત્હેના સભાસદોમાં વ્હેંચવામાં આવે છે, ત્હેમાં પણ સઘળાં લખાણુ સ્ત્રીઓનાંજ પ્રકટ થાય છે. આ પત્રનાં સંપાદિકા તરીકે સકળ ભારતમાં સુપ્રસિદ્ધ, સ્વદેશપ્રેમી સન્નારી સૌ. જમનાબ્હેન સક્કે કામ કરે છે. ત્હેના પ્રકટ થયેલા પ્હેલા અંકો જોતાં ભવિષ્યમાં આ પત્રિકાના સંગીન, આશાજનક, ઉત્કર્ષક કામ વિશે ઘણીજ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

અમારી વિદુષી, દેશવત્સલ બ્હેનો તરફથી પ્રકટ થતાં આ સઘળાં પત્રો માટે અમે અન્તઃકરણ પૂર્વક ધન્યવાદ અર્પીએ છીએ અને ત્હેમનો પૂર્ણ વિજય પ્રાર્થીએ છીએ.

સુન્દરી સુબોધ તરફથી થતી યથાશક્તિ સેવા, "ફુલ નહિ તો ફુલની પાંખડી"—રૂપે સ્વીકારનાર, ત્હેના પ્રિય વાંચનાર સમક્ષ રજુ કરવાની કાંઇ જરૂર હોય એમ અમે માનતા નથી: આ પત્રના જીવન વિકાસનો દસ વર્ષનો ઇતિહાસ ત્હેને માટે પૂરતો પુરાવો છે. દંપતી મિત્ર શ્રી શ્રેયઃસાધક વર્ગ તરફથી નવીનજ પ્રકટ થવા લાગ્યું છે અને ત્હેના પ્હેલા અંકો ભવિષ્યની સારી આશા આપે છે. ત્હેના ઉત્સાહી તન્ત્રિના સ્તુત્ય પરિશ્રમ વિશે આગળ સૂચન કર્યું છે.

**૭. બાલકો માટે:**

બાલ શિક્ષક અને બાલકોનો બન્ધુ, આ બંને માસિકોનું અવલોકન આ પત્રમાં ગતવર્ષમાં કરવામાં આવ્યું છે. તે બંને પત્રો સારાં, વાંચવા લાયક અને બાલકોને બહુ ઉપયોગી છે.

૩.

**ભગિની ભાષાઓનાં થોડાં પત્રો:**—શ્રીયુત્ કાશીનાથ રઘુનાથ મિત્રના સ્તુત્ય ઉદ્યોગ અને સાહસથી મુંબાઇના માસિક मनोरंजन પત્રે આખા હિન્દુસ્થાનનાં ઉત્તમ સચિત્ર માસિકોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે, એ નિઃસંશય છે. અને લાહોરમાં શ્રીમતી મોહિની દેવી બી. એ. ના તન્ત્રિત્વમાં પ્રકટ થતું चान्द માસિકે પણ ધીમે ધીમે અનેક વિધ પ્રગતિ દર્શાવવા માંડી છે. The Hindusthan Review (હિન્દુસ્થાન રિવ્યુ) અલ્લાહાબાદમાં ઑનરેબલ મિ. સચ્ચિદાનન્દ સિંહ (બૅરિસ્ટર-એટ-લૉ) તરફથી, The Dawn (ડૉન) કલકત્તામાં "ડૉન સોસાયટી" તરફથી, The Mahamandal magazine [મહામંડળ પત્રિકા] બનારસમાં ભારત ધર્મ મહામંડળ તરફથી, Young Women of India and Ceylon [હિન્દ અને સિલોનની યુવાન સ્ત્રીઓ] મુંબાઇમાં "યુવાન સ્ત્રીઓની ખ્રિસ્તી સભા" તરફથી, The Central Hindu College magazine [સેન્ટ્રલ હિન્દુ કૉલેજ પત્રિકા] બનારસ હિન્દુ કૉલેજને અંગે શ્રીમતી ઍનિ બિસેન્ટના આધિપત્ય નીચે, અને The Indian magazine and Review [ઇન્ડિયન મેગેઝીન એન્ડ રિવ્યુ] લન્ડનમાં "ઇન્ડિયન નૅશનલ એસોસિએશન" તરફથી પ્રકટ થાય છે.

આ સઘળાં ઉત્તમ પત્રો છે. Young women અને चान्द સ્ત્રીઓ માટે, Indian magazine અને मनोरंजन, કુટુમ્બીજન માટે, તથા Dawn અને C. H. C. magazine વિદ્યાર્થીઓ માટે પ્રકટ થાય છે. Hindusthan Review રાજ્ય-સમાજ-સાહિત્યની ચર્ચા કરતું વિશિષ્ટ ઇંગ્રેજી માસિક છે; અને Mahamandal magazine [महामंडल पत्रिका—જે બે ભાષામાં પ્રકટ થાય છે તે] ધર્મ-સમાજની પ્રગતિ સંરક્ષક દૃષ્ટિથી ચર્ચે છે. આ સર્વના પ્રકાશક-સંપાદકોને ત્હેમના સત્પ્રયાસો માટે અમે અભિનન્દન આપીએ છીએ.




## *વેતામ્બુજ રહસ્ય.*

બહુ કાળ થયો, જ્યારે ભારતવર્ષમાં મ્હારૂં પ્રથમ આગમન થયું હતું: મ્હને દૈવ ગતિથી તે સમયે એક અદ્દભુત ઘટના જોવાનો અવસર પ્રાપ્ત થયો હતો

આ પુનિત ભૂમિમાં ચિરકાલ સુધી રહેતે મ્હને દ્દઢ વિશ્વાસ થઈ ગયો છે કે વાસ્તવમાં મહાત્માઓની આ જન્મભૂમિના અસીમ મહિમાને જાણવો સહજ નથી મ્હારા દેશનાં વિચારકો " ભારતવર્ષમાં શું છે, જે આપણે જાણતા નથી?"–એમ કહીને કેવળ અજ્ઞાનતાનો પરિચય આપે છે.

આ પવિત્રસ્થાન તે અલૌકિક શક્તિઓનું મહામન્દિર, છે, જેને જાણી લેવું સૌનું કામ નથી. કવચિત કવચિત્ શુદ્ધ આત્માઓ, જે આ માયામય સંસારમાં નિમગ્ન થઇને પણ તે જગતપિતા પરમાત્માને પોતાનું સર્વસ્વ માને છે, ત્હેમને મહાત્માઓ દ્વારા એવાં એવાં રહસ્યોનું કંઇ કંઇ જ્ઞાન થઈ જાય છે.

લગભગ ૪૦ વર્ષ થયાં. વૈશાખ માસમાં, જ્યારે પૃથ્વી માતા ઉષ્ણતાથી વ્યાકુળ થઇ રહી હતી, નિર્જળ સરિતાઓ અને પત્રહીન વૅન સ્વચ્છ આકાશની મ્હામું ચાતકવત્ જોઇ રહ્યાં હતાં અને ખેડુત લોકો ઈન્દ્ર દેવતાને વર્ષાકૃપા માટે પ્રાર્થના કરી રહ્યા હતાં, તે વખતે હું મ્હારા જીલ્લામાં કૃષિકારોને ધૈર્ય અને સહાયતા આપવા માટે ગામોગામ ભ્રમણ કરી રહ્યો હતો.

તેજ વખતે એક સ્થાનપર એક અર્ધ વસ્ત્રધારી ફકીર–યોગી જેના શરીરમાં હાડપિંજરજ શેષ રહી ગયું હતું અને જેનાં મ્હોટા અને ઘટ્ટ કેશ ભસ્મમિશ્રિત હતા ત્હેણે મ્હારા ચિત્તને પોતાના તરફ આકર્ષ્યું.

જેમ આગળ જઇશું તેમ વાચકો જાણશે કે આ યોગી તેઓમાંનો નહિ હતો જેઓ કેવળ પેટપૂજાનિમિત્ત ત્યાગી બની જાય છે. આમાં કંઇક વિશેષતા હતી. હું જોતો હતો કે ક્યારેક તે કોઈ વૃક્ષની નીચે બેસી રહેતો હતો અને ક્યારેક એક મેલી ગાંઠડી પોતાની કાંધપર રાખી અહિં તહિં ઘુમ્યા કરતો હતો. જ્યારે મ્હને તે ફરતો ફરતો કદિ મળી જતો હતો ત્યારે હું એકાદ રૂપિયો કહાડી ફેંકતો હતો, તે રૂપિયાને તે ઉઠાવી લેતો હતો. હું કહી શકતો નથી કે તે વખતે મ્હારી તરફ પોતાના રક્તવર્ણ નેત્રોના કરાલ કટાક્ષથી તે શું કહેતો હતો.

એક દિન ફરતાં ફરતાં હું ઘણો થાકી ગયો હતો. મ્હારા તંબુમાં પ્હોંચતાંજ હું વ્યાકુળ થઇ ગયો. આવતાં આવતાંમાં તંબુની સામે એક આરામખુરશીપર વિહ્વલ થઇ

---

* સરસ્વતીના જુન ૧૯૧૦ નાઅંકમાંના શ્રીમાન્ રાજા પૃથ્વીપાલસિંહના લેખનો અનુવાદ.

સ્ત્રીહિતોપદેશ નામનું એક સામયિક-પત્ર, જે મુંબાઇ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી બ્હાર પડે છે અને ત્હેના સભાસદોમાં વ્હેંચવામાં આવે છે, ત્હેમાં પણ સઘળાં લખાણ સ્ત્રીઓનાંજ પ્રકટ થાય છે. આ પત્રનાં સંપાદિકા તરીકે સકળ ભારતમાં સુપ્રસિદ્ધ, સ્વદેશપ્રેમી સન્નારી સૌ. જમનાબ્હેન સક્કે કામ કરે છે. ત્હેના પ્રકટ થયેલા પ્હેલા અંકો જોતાં ભવિષ્યમાં આ પત્રિકાના સંગીન, આશાજનક, ઉત્કર્ષક કામ વિશે ઘણીજ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

અમારી વિદૂષી, દેશવત્સલ બ્હેનો તરફથી પ્રકટ થતાં આ સઘળાં પત્રો માટે અમે અન્તઃકરણ પૂર્વક ધન્યવાદ અર્પીએ છીએ અને ત્હેમનો પૂર્ણ વિજય પ્રાર્થીએ છીએ.

સુન્દરી સુબોધ તરફથી થતી યથાશક્તિ સેવા, "ફુલ નહિ તો ફુલની પાંખડી"—રૂપે સ્વીકારનાર, ત્હેના પ્રિય વાંચનાર સમક્ષ રજુ કરવાની કાંઇ જરૂર હોય એમ અમે માનતા નથીઃ આ પત્રના જીવન વિકાસનો દસ વર્ષનો ઇતિહાસ ત્હેને માટે પૂરતો પુરાવો છે. દંપતી મિત્ર શ્રી શ્રેયઃસાધક વર્ગ તરફથી નવીનજ પ્રકટ થવા લાગ્યું છે અને ત્હેના પ્હેલા અંકો ભવિષ્યની સારી આશા આપે છે. ત્હેના ઉત્સાહી તન્ત્રિના સ્તુત્ય પરિશ્રમ વિશે આગળ સૂચન કર્યું છે.

**૭. બાલકો માટેઃ**

બાલ શિક્ષક અને બાલકોનો બન્ધુ, આ બંને માસિકોનું અવલોકન આ પત્રમાં ગતવર્ષમાં કરવામાં આવ્યું છે. તે બંને પત્રો સારાં, વાંચવા લાયક અને બાલકોને બહુ ઉપયોગી છે.

૩.

**ભગિની ભાષાઓનાં થોડાં પત્રોઃ**—શ્રીયુત કાશીનાથ રઘુનાથ મિત્રના સ્તુત્ય ઉદ્યોગ અને સાહસથી મુંબાઇના માસિક મનોરંજન પત્રે આખા હિન્દુસ્થાનનાં ઉત્તમ સચિત્ર માસિકોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે, એ નિઃસંશય છે. અને લાહોરમાં શ્રીમતી મોહિની દેવી બી. એ. ના તન્ત્રિત્વમાં પ્રકટ થતું चान्द માસિક પણ ધીમે ધીમે અનેક વિધ પ્રગતિ દર્શાવવા માંડી છે. The Hindusthan Review (હિન્દુસ્થાન રિવ્યુ) અલ્લાહાબાદમાં ઑનરેબલ મિ. સચ્ચિદાનન્દ સિંહ (બૅરિસ્ટર-ઍટ-લૉ) તરફથી, The Dawn (ડૉન) કલકત્તામાં "ડૉન સોસાયટી" તરફથી, The Mahamandal magazine [મહામંડળ પત્રિકા] બનારસમાં ભારત ધર્મ મહામંડળ તરફથી, Young Women of India and Ceylon [હિન્દ અને સિલોનની યુવાન સ્ત્રીઓ] મુંબાઇમાં "યુવાન સ્ત્રીઓની ખ્રિસ્તી સભા" તરફથી, The Central Hindu College magazine [સેન્ટ્રલ હિન્દુ કૉલેજ પત્રિકા] બનારસ હિન્દુ કૉલેજને અંગે શ્રીમતી ઍનિ બિસેન્ટના આધિપત્ય નીચે, અને The Indian magazine and Review [ઇન્ડિયન મેગેઝીન ઍન્ડ રિવ્યુ] લન્ડનમાં "ઇન્ડિયન નૅશનલ ઍસોસિએશન" તરફથી પ્રકટ થાય છે.

આ સઘળાં ઉત્તમ પત્રો છે. Young women અને चान्द સ્ત્રીઓ માટે, Indian magazine અને મનોરંજન, કુટુમ્બીજન માટે, તથા Dawn અને C. H. C. magazine વિદ્યાર્થીઓ માટે પ્રકટ થાય છે. Hindusthan Review રાજ્ય-સમાજ-સાહિત્યની ચર્ચા કરતું વિશિષ્ટ ઇંગ્રેજી માસિક છે; અને Mahamandal magazine [महामंडल पत्रिका—જે બે ભાષામાં પ્રકટ થાય છે તે] ધર્મ-સમાજની પ્રગતિ સંરક્ષક દૃષ્ટિથી ચર્ચેછે. આ સર્વના પ્રકાશક-સંપાદકોને ત્હેમના સત્પ્રયાસો માટે અમે અભિનન્દન આપીએ છીએ.

નીકળી, કે જે પૃથક્ પૃથક્ ચિથરાંમાં બાંધી હતી. હું પ્રત્યેક પોટલી ક્હાડી ક્હાડી રાખતો ગયો. એટલામાં એક પોટલી દેખતાંજ તે યોગી ઉઠી બેઠો થયો અને ઘણી ઝડપથી મ્હારા હાથમાંથી લઇ ત્હેને ખોલવા લાગ્યો. આ પોટલીને જોતાંજ તે યોગીના શરીરમાં બળ આવી ગયું, તેનાં માંસ પેસતાં નેત્રોમાં કાન્તિ જેવું ઝળકવા લાગ્યું અને ત્હેના મ્હેરાપર તેજ આવી ગયું. ત્હેણે તે પોટલીને ખોલીને એક ન્હાનકડી લાકડાની ડબ્બી ક્હાડી અને મ્હારો ચપરાસી જે મ્હારી સમીપજ ઉભો હતો—ત્હેને ચાલ્યા જવાનો સંકેત કર્યો. ચપરાસી ચાલી ગયા પછી યોગીએ કહ્યું:—

સાહેબ, આ ડબ્બીની અંદર એક એવો અમુલ્ય પદાર્થ છે, જે ઈશ્વર પ્રત્યેક મનુષ્યને આપતો નથી. મ્હારો અન્તિમ સમય હવે આવી પ્હોંચ્યો છે. નહિં તો હું ત્હમને આ મ્હેં પ્રાપ્ત કરવાની સમસ્ત કથા ક્હેત. હવે હું આ પદાર્થનું ત્હમને પ્રદાન કરૂં છું. આને યત્નથી રાખજો. કેમકે પ્રાયઃ લોકો આને ચોરાવવાનો પ્રબન્ધ કરશે. અને આ પદાર્થ અયોગ્ય હાથે કદાપિ ન જવો જોઇએ. જો ત્હમે આ પર વિશ્વાસ કરશો તો પરમાત્મા સદૈવ ત્હમારી સહાયતા કરશે."

ત્હેનાં આ વચનોથી મ્હને બહુ આશ્ચર્ય થયું. હું ચુપચાપ ચકિત થતો ઉભો રહ્યો. યોગીએ તે ડબ્બીની અંદરથી એક કાચની શીશી ક્હાડી, જ્હેની અંદર એક અર્ધ વિકસિત શ્વેતાંબુજ (અર્ધુ ખીલેલું) સફેત કમળનું ફુલ હતું. આ શીશીને ક્હાડી યોગીએ કહ્યું:—

"સાહેબ, ભલી રીતે જુઓ, આ જ તે અમુલ્ય પદાર્થ છે.—આને મ્હારી પાસે સાત વર્ષ થઈ ગયાંછે. ન તો આ શુષ્ક થયું છે, તેમજ પૂર્ણ તથા વિકસિત પણ થયું નથી. જ્હેની પાસે આ ર્‌હેશે ત્હેને તે દ્વારા મ્હોટા મ્હોટા લાભ થશે. આ મારફત વિચિત્ર રહસ્યોનું જ્ઞાન થશે. આ ત્હમને સદા આપત્તિઓથી બચાવશે. આની સાધના કુત્સિત કામ માટે ન કરવી. અને જો કોઈ કદી આવીને આ ત્હમારી પાસેથી માગે તો ત્હમે તે યાચકને—જે આને પાત્ર હોય ત્હેને—પ્રસન્નતાથી આપજો, જેમ હું આ સમય ત્હમને આપી રહ્યો છું."

હું સમઝયો કે કોઈ વ્યક્તિએ તે યોગીને તે પદાર્થપર આવો વિશ્વાસ બેસાડી ઠગી લીધો છે. યોગીએ મ્હારો વ્હેમ સમઝી લીધો અને કહ્યું:—

"સાહેબ! શું ત્હમે એમ સમઝો છો કે હું મ્હારા અંતિમ સમયમાં એક એવા મહાનુભાવને,—જેણે સર્વદા મ્હારા પર અનુગ્રહ કર્યો છે ત્હેને, ધોખો દઇશ? કદાપિ નહિ. પરન્તુ ત્હમો ગોરાઓની પ્રકૃતિજ એવી હોય છે. ત્હમે હમારા દેશની શક્તિઓપર વિશ્વાસ કરતા નથી અને સમઝો છો કે હમારો ઈશ્વર કેવળ એક કલ્પિત પ્રભુ છે. જ્હારે ત્હમને આ પદાર્થની શક્તિ માલુમ પડશે ત્હારે ત્હમે ત્હમારા ભ્રમને ત્યજી દેશો."

એમ કહીને તેણે તે શીશીને ખોલી અને મ્હારી નાસિકાની પાસે લાવી મ્હને તે સુંઘવા કહ્યું. મ્હેં ત્હેની વાત માની. સુંઘવાથી મ્હને ત્હેની ગંધ નવીન કમળ જ્હેવી પ્રતીત થઈ અને મ્હને કંઇક અચેતનતા જ્હેવું માલુમ પડવા લાગ્યું. એટલે સુધી કે હું કંઇક સમય બીલકુલ અચેતન થઇ ગયો. થોડી વાર પછી જ્હારે મ્હને શુદ્ધિ પ્રાપ્ત થઇ, ત્હારે મ્હેં જોયું કે તે યોગી મ્હારા મ્હોંની સામું જોઈ જોઇ સ્મિત કરેછે. યોગીએ કહ્યું:—"સાહેબ! હવે તો હમારો ભ્રમ દૂર થઈ ગયોને? ક્હો, ક્હેવો મનોરંજન દસ્ય દીઠો?"

કિંબહુના ! છ માસની અંદરજ મ્હારો અને આયશીનો વિવાહ થઇ ગયો અને તે આવીને મ્હારા મનોમંદિરમાં રાજ્ય કરવા લાગી.

આ ઉપરાન્ત યોગીનું અન્તિમ સ્મારક ચિહ્ન મ્હારી પાસે બરાબર એક વર્ષ એમજ રહ્યું. એની કંઈ સહાયતા લેવાની આવશ્યકતા ન પડી.

એક વર્ષની બાદ મ્હારો વિશ્વાસપાત્ર ચપરાસી પેન્સન લેઇ ચાલ્યો ગયો. અને એક બીજો માણસ ત્હેના સ્થાનપર નિયત થયો. એ ચપરાસી પોતાના કાર્યમાં બહુ નિપુણ હતો. પરન્તુ હું નથી કહી શકતો કે આયશી અને હું ત્હેનાપર વિશ્વાસ કેમ ન્હોતાં રાખતાં. હમે બન્ને સદૈવ ત્હેનાથી ખચકયાં રહેતાં હતાં.

મ્હારા સદર સ્થાનની પાસેજ સાત માઈલ દૂર એક "મિલ" ચાલતી હતી. તેનો પ્રધાન કર્મચારી (મેનેજર) જોન્સ મ્હારો પરમમિત્ર હતો. હું અને જોન્સ લંગોટીઆ દોસ્ત હતા. એક દિન મ્હારા કચેરીમાં જવાની પ્હેલાં મ્હારો મિત્ર જોન્સ દોડતો દોડતો મ્હારી પાસે આવ્યો મ્હેં ત્હેને પૂછ્યું કે શું છે? જોન્સે બહુ વિકલતાથી કહ્યું:—"મિત્ર, હું ઘણો કષ્ટમાં છું...કાલે મિલમાં કામ કરતે કરતે મ્હને બહુ અસુર થઇ ગઈ હતી. એટલામાં લગભગ ૩૦૦૦ રૂપીયા આવ્યા. હું ઘેર જવાની ઉતાવળમાં હતો એથી મ્હેં ગણ્યા વિનાજ તે રૂપિયા ગાડીમાં રાખી લીધા અને બંગલાપર પ્હોંચીને એક પેટીમાં થેલીઓ બંધ કરીને સૂઈ ગયો. રાત્રે કોઇક ચોર આવ્યો અને સર્વ રૂપિયા ઉઠાવી લેઇ ગયો. મ્હેં આ વિષયમાં ઘણી રીતે પૂછપરછ તપાસ કરી પણ કંઇ પત્તો મળ્યો નહિ. હું હવે ત્હમારી પાસે આવ્યો છું. મ્હારી કંઇ સહાયતા કરો; નહિ તો મિલનો માલિક આ ચોરીનો તમામ દોષ મ્હારી ઉપર નાંખશે. હું બહુ વ્યાકુલ છું, મ્હારી સમજમાં આવતું નથી કે શું કરૂં?"—

હું સત્વર મ્હારી ગાડીમાં જોન્સને લેઇ મિલમાં ગયો. બહુએ તપાસ કરવા છતાં પણ કંઇ પરિણામ ન નીકળ્યું. પાછા આવીને મ્હેં પોલીસ ઇન્સપેકટરને મોકલ્યો. તેણે પણ પોલીસની બધી ચાલ ચલાવી અને ઘણો પરિશ્રમ કર્યો, પરન્તુ સફળતા ન થઈ.

મ્હારા મિત્ર જોન્સની દિલગીરીનું ઠેકાણું ન્હોતું. હું પણ સોચવા લાગ્યો કે કઈ રીતે હું મ્હારા મિત્રની સહાયતા કરૂં. એટલામાં મ્હને શ્વેતામ્બુજનું સ્મરણ થઈ આવ્યું. મ્હેં કહ્યું આ બહુ સારો વખત છે; હવે હું આ અલૌકિક શક્તિ દ્વારા મ્હારા મિત્રને આ ઘોર સંકટમાંથી બચાવવાનો ઉદ્યોગ કરીશ.

હું તુરતજ મ્હારા મકાનમાં ગયો. ત્હાં મ્હારી પેટી ખોલી, તેમાંથી તે કાષ્ટની ડબ્બી મ્હેં કહાડી. તેની અંદરથી શીશી બ્હાર કહાડી પછી તેનો મુખ ખોલીને તે શ્વેતામ્બુજને સુંઘવાથી હું અચેત થઈ ગયો. આ દશામાં મ્હેં જોયું કે હું મ્હારા મિત્ર જોન્સની મિલની પાસે એક શુન્ય સડક પર ઉભો છું. તે વખતે સૂચિ–ભેદ અંધકાર છે અને એક સમીપવર્તી સઘન કુંજમાંથી ચાર મનુષ્ય નીકળી દોડતા દોડતા એક વૃક્ષની નીચે જઇ કંઇ ડાટી રહ્યા હતા. તે ચાર મનુષ્યોમાં એક તો મ્હારો જૂનો ચપરાસી હતો. બીજાને ત્હેની સાથે કદી કદી મ્હેં જોયો હતો; બીજા એને હું જાણતો ન હતો. આટલું રહસ્ય જોવા બાદ મ્હારી નિદ્રા ભંગ થઇ. મ્હેં તે સમયે રાત્રિએજ ગાડી મંગાવી. અને મિલમાં પ્હોંચી મ્હારા મિત્ર જોન્સને બોલાવ્યો. તે એક લૅન્ટર્ન–ફાનસ–લેઇને આવ્યો. હું

એને લેઇને તેજ વૃક્ષની નીચે પ્હોંચ્યો અને ખોદાવવાનો પ્રારંભ કર્યો. થોડું ખોદયા બાદ સર્વે થેલીઓ, રૂપિયા સહિત, મળી ગઈ. મ્હારો મિત્ર જોન્સ હર્ષથી ખિલી ઉઠયો. ત્હેને હું ત્હાંજ છોડી બંગલે પાછો આવ્યો અને કોટવાલને બોલાવી મ્હારા ચપરાસીને ત્હેના સાથીઓ સમેત પકડવાની આજ્ઞા આપી.

આ પછી એક વર્ષ સુધી ફરી તે શ્વેતામ્બુજ એમજ પડયું રહ્યું. ત્હેની અલૌકિક શક્તિની સહાયતા લેવાનો કોઈ અવસર ન આવ્યો. આજ વર્ષે ઈશ્વરની કૃપાથી આયવીનો અને મ્હારો આનંદ વધારવાને એક બાલક ઉત્પન્ન થયું. આની ઉત્પત્તિથી હમારા બન્નેના સાંસારિક આનન્દની સીમા ન રહી. તે બાલક હર સમય પ્રીતિથી આયવીને ગોદમાં શોભિત કરતો હતો. દૈવવશાત્ થોડા દિવસ બાદ તે હમારા સમસ્ત સુખનો આધાર એકાએક રોગગ્રસિત થઈ ગયો, જેથી આયવીને અને મ્હને અસહ્ય વેદના થઇ. સિવિલ સર્જન દિવસમાં કેટલીએ વાર આવતો હતો; પરન્તુ તે મહારોગ દિવસો દિવસ વધતોજ જતો હતો. એક દિન સિવિલ સર્જને અલગ લેઇ જઇ મ્હને કહ્યું:—

"મિત્ર ! જે કંઈ બની શકે છે તે કરૂં છું. પરન્તુ......!" તેના આ અટકી જવાથી પાઠક સમઝી શકશે કે મ્હારી શું દશા થઇ ! હું તેજ વખતે સિવિલસર્જનને વિદાય કરી મ્હારા ઓરડામાં ગયો અને ત્હાં મૂર્છિત થઇ પડી ગયો. તે અવસ્થામાં મ્હેં જોયું કે પેલો યોગી મ્હારી સમ્મુખ ઉભો છે. આજ ત્હેની તે દશા નથી જે પ્રથમ હતી. હાલ ત્હેનું સમસ્ત શરીર દેદીપ્યમાન થઈ રહયું હતું અને ત્હેના મસ્તક પર મહત્તાનાં વિશેષ લક્ષણ જોવામાં આવતાં હતાં: તેણે કહ્યું:—"સાહેબ! જે વખતે ત્હમને કંઇ કષ્ટ હોય ત્યારે ત્હમે મ્હારૂં સ્મરણ કર્યા કરો. મ્હારી સહાયતા સદૈવ ત્હમારે માટે ઉપકારી થશે. જે પદાર્થ હું ત્હમને આપી ચૂકયો છું તે ત્હમને ત્હમારી વર્તમાન વેદનાથી બચાવશે: શોક શા માટે કરો છો?"

એટલામાં મ્હારી મૂર્ચ્છા વળી: તો જોયું કે પ્યારી આયવી પણ મ્લાન મુખ કરી મ્હારી સમીપ પાષાણની પ્રતિમા જેવી ઉભી છે. ત્હેની ચેષ્ટાથી પ્રતીત થતું હતું કે મ્હારા અને ત્હેના સાંસારિક જીવનનો આધાર ક્રિયમાણ દશામાં છે. મ્હારા કેટલીએ વાર પ્રશ્નો કરવા પછી આયવીએ ડચકાં ખાતે ખાતે કહ્યું:—

"પ્રાણપતિ ! શું કહું ? આપ શ્વેતામ્બુજની કેમ સહાયતા માગતા નથી ? તેજ આપણા આ અપાર દુઃખને દૂર કરી શકે છે." ત્હેના આ કથનથી મ્હારી મૂર્છિતાવસ્થામાં યોગીએ મ્હને જે કંઈ કહ્યું હતું ત્હેનું સ્મરણ થઇ આવ્યું. મ્હેં કહ્યું:

"પ્રિયે ! તું બાળકની પાસે ચાલ. હું શ્વેતામ્બુજ કહાડું છું."—

મ્હેં પુનઃ તેજ રીતે શ્વેતામ્બુજ સુંઘ્યું અને પૂર્વવત્ અચેત થઇ ગયો. આ અવસ્થામાં મ્હેં શું જોયું? હું એક અગત્યન્ત રમણિય વનમાં ઉભો છું. મ્હારી સમક્ષ એક પરમ રમ્ય પર્વતની કન્દરા જે વૃક્ષ શાખાઓથી આચ્છાદિત છે, ત્હેમાં એક મહાત્મા પોતાના હાથમાં માળા સહિત વિરાજમાન છે. તે મહાત્માની સમક્ષ એક લાંબા શરીરનો મનુષ્ય બે હાથ જોડી ઉભો છે અને મહાત્માને કહી રહ્યો છે:—

"મહારાજ ! ચિરકાલ પશ્ચાત્ મ્હને અત્રે આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. તે શ્વેતામ્બુજ જે સર્વદા સમસ્ત આપત્તિઓથી મ્હારૂં રક્ષણ કરતું હતું તે હમારે ત્હાંથી કોઇ

ચોરી લેઇ ગયું. હું બહુ સમય થયાં ત્હેનો શોધ કરી રહ્યો છું. જો તે મ્હને મળશે નહિ તો મ્હારૂં સર્વસ્વ નાશ થઇ જશે. મહારાજના હાથથીજ મ્હને તે પદાર્થ મળ્યું હતું. આ જ હું આપનાજ શરણમાં આવ્યો છું અને આશા કરૂં છું કે સ્વામી મ્હને તે પ્રાપ્ત કરવામાં સહાયતા આપશે. "

મહાત્માએ ઉત્તર આપ્યોઃ

" પુત્ર ! ઇશ્વરની એ પ્રેરણા હતી કે આટલા દિવસો સુધી ત્હને તે અલૌકિક પદાર્થથી વંચિત થઈ જવાથી આ કષ્ટ પડે. હવે તું-નગર જા. ત્હાં અમુક અંગરેજ પાસેથી તે પદાર્થ માગ. તે ત્હને સહર્ષ દેઇ દેશે. પરન્તુ જવાની શીઘ્રતા કર અને આ વાતનું ધ્યાન રાખ કે ત્હાં પ્હોંચવામાં બે દિવસથી અધિક ન લાગે. નહિ તો તે અંગરેજને ઘણી હાની પ્હોંચશે. આ સમય સુધી અવશ્ય તે શ્વેતામ્બુજને પાત્ર તે હતો, પરન્તુ હવે જો તે ત્હેની પાસે અધિક રહેશે તો ત્હેને સંકટો સહેવાં પડશે."

તે મનુષ્ય મહાત્માને દંડવત્ કરી ત્હાંથી ચાલતો થયો. એટલામાં હું પણ સચેત થઇ બેઠો થયો.

આયવી પુનઃ દોડતી દોડતી આવી અને કહ્યું કે પ્યારા ટોમ( Tom )ની દશા હવે વધુ શોકજનક થવા માંડી છે. હું શ્વેતામ્બુજને પેટીમાં બંધ કરી આયવીની સાથે ટોમની પાસે ગયો.

વાસ્તવમાં ત્હેની દશા એવીજ હતી. પરન્તુ હું જાણતો હતો કે તે સારો થઈ જશે. હું ઉભો ઉભો ત્હેના પલંગની પાસે એ વિચાર કરી રહ્યો હતો, એટલામાં મ્હારા દ્વાર-પર કોઇએ અવાજ કર્યો. મ્હેં જઇને જોયું તો તેજ માણસ હતો જ્હેને મ્હેં મ્હારી અ-ચેતનામાં તે મહાત્માની સામે જોયો હતો. મ્હને દેખતાંજ તેણે પ્રણામ કર્યા અને કહ્યુંઃ " સાહેબ ! હું ત્હમારી પાસેથી મ્હારૂં શ્વેતામ્બુજ માગવા આવ્યો છું. "

મ્હેં કહ્યું—" પ્રથમ મ્હને એ બતલાવ કે તે કયા પ્રકારનું છે ? "

ત્હેણે ઉત્તર આપ્યુંઃ " તે એક શીશીમાં બંધ છે, નથી કદી શુષ્ક થતું, તેમ પૂર્ણ તથા વિકસિત પણ થતું નથી. આજ ત્રણ વર્ષ થયાં એક યોગીએ તે ત્હમને તે આપ્યું હતું."

એટલું સાંભળી મ્હને પૂર્ણ વિશ્વાસ થઇ ગયો કે યથાર્થમાં તેજ વ્યક્તિ તે અલૌકિક પદાર્થનો સ્વામી છે. મ્હેં તે ફુલ લાવી ત્હેને સહર્ષ આપી દીધું. તેણે ત્હેને લઇને કહ્યું— ' સાહેબ ! ત્હમને કદી કોઇ બાધા નહિ થશે અને આ શ્વેતામ્બુજની દૈવી શક્તિ સર્વદા હમારા ઘરમાં વર્ત્તમાન રહેશે. "

એટલું કહી ત્હેણે પ્રણામ કર્યા અને ચાલતો થયો. આ પછી થોડીવારે ટોમની દાઇએ આવી કહ્યું કે, " બચ્ચું આ વખતે સુઇ રહ્યું છે, અને કાંઇક ઠીક લાગે છે." બીજે દિવસે બાળક બીલકુલ સારો થઈ ગયો અને ચોથે-દિવસે પૂર્વવત્ ખેલવા લાગ્યો.

સિવિલસર્જન મહોદય, કે જે પ્રથમ આવ્યા કરતા હતા, તે બાળકના તન્દુરસ્ત થઇ જવાથી બોલ્યાઃ " કહો મિત્ર ! મ્હેં ત્હમારા બચ્ચાને કેવી રીતે બચાવ્યો ? "

આના ઉત્તરમાં-હું કેવળ સ્મિત કરી ચૂપ રહી ગયો.

—" જ્યોતિ. "

એને લેઇને તેજ વૃક્ષની નીચે પ્હોંચ્યો અને ખોદાવવાનો પ્રારંભ કર્યો. થોડું ખોદવા બાદ સર્વે થેલીઓ, રૂપિયા સહિત, મળી ગઈ. મ્હારો મિત્ર જોન્સ હર્ષથી ખિલી ઉઠ્યો. ત્હેને હું ત્હાંજ છોડી બંગલે પાછો આવ્યો અને કોટવાલને બોલાવી મ્હારા ચપરાસીને ત્હેના સાથીઓ સમેત પકડવાની આજ્ઞા આપી.

આ પછી એક વર્ષ સુધી ફરી તે શ્વેતામ્બુજ એમજ પડયું રહ્યું. ત્હેની અલૌકિક શક્તિની સહાયતા લેવાનો કોઈ અવસર ન આવ્યો. આજ વર્ષે ઈશ્વરની કૃપાથી આયવીનો અને મ્હારો આનંદ વધારવાને એક બાલક ઉત્પન્ન થયું. આની ઉત્પત્તિથી હમારા બન્નેના સાંસારિક આનન્દની સીમા ન રહી. તે બાલક હર સમય પ્રીતિથી આયવીને ગોદમાં શોભિત કરતો હતો. દૈવવશાત્ થોડા દિવસ બાદ તે હમારા સમસ્ત સુખનો આધાર એકાએક રોગગ્રસિત થઈ ગયો, જેથી આયવીને અને મ્હને અસહ્ય વેદના થઇ. સિવિલ સર્જન દિવસમાં કેટલીએ વાર આવતો હતો; પરન્તુ તે મહારોગ દિવસો દિવસ વધતોજ જતો હતો. એક દિન **સિવિલ** સર્જને અલગ લેઇ જઇ મ્હને કહ્યું:—

"મિત્ર ! જે કંઈ બની શકે છે તે કરૂં છું. પરન્તુ......!" તેના આ અટકી જવાથી પાઠક સમઝી શકશે કે મ્હારી શું દશા થઇ ! હું તેજ વખતે **સિવિલસર્જનને** વિદાય કરી મ્હારા ઓરડામાં ગયો અને ત્હાં મૂર્છિત થઇ પડી ગયો. તે અવસ્થામાં મ્હેં જોયું કે પેલો યોગી મ્હારી સમ્મુખ ઉભો છે. આજ ત્હેની તે દશા નથી જે પ્રથમ હતી. હાલ ત્હેનું સમસ્ત શરીર દેદીપ્યમાન થઈ રહ્યું હતું અને ત્હેના મસ્તક પર મહત્તાનાં વિશેષ લક્ષણ જોવામાં આવતાં હતાં: તેણે કહ્યું:—"**સાહેબ** ! જે વખતે ત્હમને કંઇ કષ્ટ હોય ત્યારે ત્હમે મ્હારૂં સ્મરણ કર્યા કરો. મ્હારી સહાયતા સદૈવ ત્હમારે માટે ઉપકારી થશે. જે પદાર્થ હું ત્હમને આપી ચૂકયો છું તે ત્હમને ત્હમારી વર્ત્તમાન વેદનાથી બચાવશે. શોક શા માટે કરો છો ?"

એટલામાં મ્હારી મૂર્ચ્છા વળી: તો જોયું કે પ્યારી **આયવી** પણ મ્લાન મુખ કરી મ્હારી સમીપ પાષાણની પ્રતિમા જેવી ઉભી છે. ત્હેની ચેષ્ટાથી પ્રતીત થતું હતું કે મ્હારા અને ત્હેના સાંસારિક જીવનનો આધાર મ્રિયમાણ દશામાં છે. મ્હારા કેટલીએ વાર પ્રશ્નો કરવા પછી આયવીએ ડચકાં ખાતે ખાતે કહ્યું:—

"**પ્રાણપતિ** ! શું કહું ? આપ શ્વેતામ્બુજની કેમ સહાયતા માગતા નથી ? તેજ આપણા આ અપાર દુઃખને દૂર કરી શકે છે." ત્હેના આ કથનથી મ્હારી મૂર્છિતાવસ્થામાં યોગીએ મ્હને જે કંઈ કહ્યું હતું ત્હેનું સ્મરણ થઇ આવ્યું. મ્હેં કહ્યું:

"**પ્રિયે** ! તું બાળકની પાસે ચાલ. હું શ્વેતામ્બુજ કહાડું છું."—

મ્હેં પુનઃ તેજ રીતે શ્વેતામ્બુજ સુંઘ્યું અને પૂર્વવત્ અચેત થઇ ગયો. આ અવસ્થામાં મ્હેં શું જોયું? હું એક અત્યન્ત રમણિય વનમાં ઉભો છું. મ્હારી સમક્ષ એક પરમ રમ્ય પર્વતની કન્દરા જે વૃક્ષ શાખાઓથી આચ્છાદિત છે, ત્હેમાં એક **મહાત્મા** પોતાના હાથમાં માળા સહિત વિરાજમાન છે. તે **મહાત્માની** સમક્ષ એક લાંબા શરીરનો મનુષ્ય એ હાથ જોડી ઉભો છે અને મહાત્માને કહી રહ્યો છે:—

"**મહારાજ** ! ચિરકાલ પશ્ચાત્ મ્હને અત્રે આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. તે શ્વેતામ્બુજ જે સર્વદા સમસ્ત આપત્તિઓથી મ્હારૂં રક્ષણ કરતું હતું તે હમારે ત્હાંથી કોઇ

ઉલટપક્ષ.

હાથી—મારી સુંઢમાં કોઇ પેસશો માં, હું પાણી ડહોળીશ.
પાણી—મને કોઇ ડહોળશો માં, હું આગ ઓલવીશ.
આગ—મને કોઈ ઓલવશો માં, હું ઘોકો બાળીશ.
ઘોકો—મને કોઈ બાળશો માં, હું કુત્તા મારીશ.

એ પ્રમાણે કુત્તો, મીની, ઉંદર, રાણી, રાજા અને સુતાર પોતપોતાની ફરજ બજાવવા તૈયાર થાય છે ને હકાર ભણે છે સુતાર થએલો બાળક જુદા બેઠેલાં ( ખોડ કલ્પેલા ) બાળક પાસે જઈ વાંસલા કે કુહાડા જેવુ હથીઆર બતાવી ચીરવાનો દેખાવ કરે છે. એટલે ખોડ ચણો આપી દે છે. અને બીજા વધારે મગાવી રાખેલા ચણા આ બેગા મળી વહેચી ખાય, આમ વ્યવસ્થા હોવી જોઇએ એમ અનુમાન થાય છે.[1]

**ભોળી જમના.** ભાગ ૧ લો. ( ખાસ કન્યાઓજ ગાય છે. )[2].

ગોલના ઉઢાણી રે, ભોળી જમના
રૂપલાનું બેડું રે, ,, ,,
સરોવર પાણી ગ્યાતા રે, ,, ,,
વીશ બેડાં ભર્યા રે, ,, ,,
એક બેડું હાલુ રે, ,, ,,
વળી ઉણું પાલું રે, ,, ,,
ત્યાં તો બાળ જાગ્યાં રે, ,, ,,
કેમ દોરી તાણું રે, ,, ,,
આમ દોરી તાણું રે[3] ,, ,,

**ભોળી જમના.** ભાગ ૨ જો *

આજ વ્હેલી ઉઠી રે, ભોળી જમના. દળણું દળ્યું મુકી રે, ભોળી જમના
પછી છાશ કીધી રે, ,, લોટી લોટી દીધી રે, ,,
ગાય-ભેંશ દોહી રે, ,, વટલોઇ લોહી રે, ,,
ગસોડામાં પેઠાં રે, ,, હામ ધોયાં બેઠાં રે, ,,
આમ જમી લીધું રે, ,, કામ પૂરૂં કીધું રે. ,,

૧ મચ્છર કહીને જેને બોલાવે, તે છોકરો ઉભો થાય, એટલે હાથી કલ્પાએલો તુરત બોલી ઉઠશે, જેના બોલ ઉલટપક્ષમાં જણાવ્યા છે. કુલ ૧૩ જણ મળી આ રમત કરી શકે. એક બીજાનો હાથ અને બળ સમજાવવાની રમત છે.

૨ બે કન્યાઓ સમાન વયની સામસામી ઊભી રહી એક બીજાના હાથ લંબાવી પંજા જોડે છે. પછી દરેક પદ બોલતાં હાથને પકડી રાખીને બાજુ ઉપર ડોલાવે છે. જો પૂર્વપશ્ચિમ મોં રાખી ઊભી હોય, તો ઉત્તર દક્ષિણ તરફ હાથની ગતિ કરે છે.

૩. હાથ ફરવા પાડી હિંચકાવ્યાની માફક એક કન્યા કરી દેખાડે છે.

* આ ભાગ ક્ષેપક છે ( નવીન ઉમેરાયો છે ). દરેક કામ કેમ કરાય છે, તે હાથના ગમનવલનથી એક કન્યા કરી બતાવે છે, એજ પ્રમાણે બોલીને સામી લાઈનમાં ઊભેલી કન્યાઓ હાવભાવ કરતાં કરે, એવી યોજના છે.

### ઉત્તરપક્ષ.

હાથી—મારી સુંઢમાં કોઇ પેસશો માં, હું પાણી ડહોળીશ.
પાણી—મને કોઇ ડહોળશો માં, હું આગ ઓલવીશ.
આગ—મને કોઈ ઓલવશો માં, હું ઘોકો બાળીશ.
ઘોકો—મને કોઈ બાળશો માં, હું કુત્તા મારીશ.

એ પ્રમાણે કુત્તો, મીની, ઉંદર, રાણી, રાજા અને સુતાર પોતપોતાની ફરજ બજાવવા તૈયાર થાય છે ને હકાર ભણે છે. સુતાર થએલો બાળક જુદા બેઠેલાં ( ખોડ કલ્પેલા ) બાળક પાસે જઈ વાંસલા કે કુહાડા જેવું હથીઆર બતાવી ચીરવાનો દેખાવ કરે છે. એટલે ખોડ ચણા આપી દે છે. અને બીજા વધારે મગાવી રાખેલા ચણા સૌ ભેગા મળી વહેંચી ખાય. આમ વ્યવસ્થા હોવી જોઇએ એમ અનુમાન થાય છે.[1]

**ભોળી જમના.** ભાગ ૧ લો. ( ખાસ કન્યાઓજ ગાય છે. )[2]

સોનાના ઉઢાણી રે, ભોળી જમના.
રૂપલાનું બેડું રે, „ „
સરોવર પાણી ચ્યાંતાં રે, „ „
વીરા બેઢાં ભર્યા રે, „ „
એક બેડું હાલ્યું રે, „ „
વળી ઉણું પાયું રે, „ „
ત્યાં તો બાળ જાગ્યાં રે, „ „
કેમ દોરી તાણું રે, „ „
આમ દોરી તાણું રે.[3] „ „

**ભોળી જમના.** ભાગ ૨ જો.*

આજ વ્હેલી ઉઠી રે, ભોળી જમના. દળણું દળ્યું મુઠી રે, ભોળી જમના
પછી છાશ કીધી રે, „ લોટી લોટી દીધી રે, „
ગાય-ભેંશ દોહી રે, „ વટલોઇ લોઠી રે, „
રમોડામાં પેઠાં રે, „ હામ ઘોયાં એઠાં રે, „
આમ જમી લીધું રે, „ કામ પૂરૂં કીધું રે. „

---

૧ મચ્છર કહીને જેને બોલાવે, તે છોકરો ઉભો થાય, એટલે હાથી કલ્પાએલો તુરત બોલી ઉઠશે, જેના બોલ ઉત્તરપક્ષમાં જણાવ્યા છે. કુલ ૧૩ જણ મળી આ રમત કરી શકે. એક બીજાનો દાબ અને બળ સમજાવવાની રમત છે.

૨. બે કન્યાઓ સમાન વયની સામસામી ઉભી રહી એક બીજાના હાથે લંબાવી પંજા જોડે છે. પછી દરેક પદ બોલતાં હાથને પકડી રાખીને બાજુ ઉપર ઉલાળે છે. જો પૂર્વપશ્ચિમ મોં રાખી ઉભી હોય, તો ઉત્તર દક્ષિણ તરફ હાથની ગતિ કરે છે.

૩. હાથ છુટા પાડી છિંચકાવ્યાની માફક એક કન્યાકુંવરી દેખાડે છે.

* આ ભાગ ક્ષેપક છે ( નવીન ઉમેરાયો છે ). દરેક કામ કેમ કરાય છે, તે હાથના ચલનવલનથી એક કન્યા કરી બતાવે છે, એજ પ્રમાણે બાકીને સામી લાઈનમાં ઉભેલી કન્યાઓ હાવભાવ કરતાં કરે, એવી યોજના છે.

ઉપન્યાસઃ ચાલુ નવલકથા.

# પ્રેમની પાંખો !

## પ્રકરણ ૧ લુંઃ ચમત્કાર.

[ નવા વાંચનાર માટે: ૧. નાદુરસ્ત તબિયત, લ્હેણદારોનો ત્રાસ, અને પત્નીનું મરણુ,–એ સર્વથી કંટાળી ગયેલો કમળાકર નામનો યુવાન શ્રી ગુરુદાસના આશ્રમમાં આવે છે: મહન્તજીની મનોહર તરુણ પુત્રીનું અહિં ત્હેને પ્રથમ દર્શન થાય છે અને આ મન્દિરનું ઉદાર આતિથ્ય અનુભવે છે. ગુરુદાસજીને તે પોતાનાં દુઃખદર્દ જણાવી ત્હેમની સલાહ–સહાય માગે છે. ]

### ૨. મહન્તનો અતિથિઃ

મન્દિરમાં આરતી થોડીજ વારમા શરૂ થઈ. ઘટારવ, શંખનાદ, ઘડિયાળનો રણકાર, ભેરીનો ધ્વનિ, નગારાનો અવાજ, અને શરણાઈ–ભૂંગળના સુરનું મિશ્ર સંગીત આરંભાયુંઃ સાથે સાથે ભક્તમંડળી અને દર્શન અર્થે આવેલા ગામલોકના અનેક રાગ તાલવાળો મૃદુ–બીપણુ સ્વર પણ ભળતો ચાલ્યો. આથી એક સુનવીન રમ્ય ઘોંઘાટ મચી રહ્યો. સુવાસ ભર્યા વિવિધરંગી ફૂલ પર્ણથી ભરાઈ ગયેલું શ્રી જગન્નાથજીનુ સિંહાસન અને આ તરૂભવન; પુષ્કળ ઘીથી ઉભરાતા મ્હોટા રૂપાના દીવા અને સુગન્ધ પૂર્ણ દ્રવ્યોથી છલકાતુ મન્દિર; દૂર–નર્મદાની જળલહરોમાં રમતા અને ચળકતાં બાલસૂર્યનાં લલિત કિરણો, તથા પ્રાતઃકાળમાં પ્રફુલ્લ થતી વનસમૃદ્ધિના કોમળ હૃદયોમા થઈને વિહરતો સુખકર પવન–આ ભવ્ય દેખાવની અલૌકિકતા, આ દિવ્ય પળની મનોહરતા પ્રત્યક્ષ કરતાં હતાં.

આરતી થઇ રહી એટલે સઘળું શાન્ત બની ગયું; અને સ્મૃતિમાં રહેલો ત્હેનો મધુર ઝણઝણાટ પણ "પુષ્પાંજલિ"ના અર્પણના લલિત–ગંભીર પાઠ આગળ લગભગ વિસરાઈ ગયો. હવે મહન્તનો પુત્ર સાધુરામ અને કમળાકરને દૂધ આપી ગઈ હતી તે સુન્દર બાલિકા આગળ આવ્યાં તે બાલાને પગે રૂપાની ઘુઘરીવાળાં ઝાંઝર હતાં અને હાથ ઉપરનાં સુવર્ણ કંકણ પણ ઘુઘરીઓથી ભરપૂર હતાં. સાધુરામના હાથમાં એક ન્હાનકડી શ્યામવર્ણની મુરલી હતી ધીમે ધીમે ત્હેનો મધુર ટહુકાર શરૂ થયોઃ અને સાથે પેલી બાલિકાનુ નૃત્ય પણ આરંભાયું. સુન્દર વાદ્યરવ સાથે મોહિનીમય પ્રાસાદિક નૃત્યકલા, અને તે પણ શ્રી પ્રભુના ચરણ આગળ,–એ કોને મુગ્ધ ન કરે? થોડા સમયમાં આખું દેવાલય મુરલીરવની મીઠાશથી ભરપૂર થઈ ગયુ અને રૂપાની ઘુઘરીઓનો તાલબન્ધ નન્દન રવલહરો ચોતરફ રેલાવી રહ્યો હતો. ખરેખર, મૂર્તિપૂજાના સખ્ત વિરોધીઓને પણ ભક્તિરસની માધુરીનાં આવાં વિરલ દર્શન અશક્ય બનાવી મૂકે, તો ત્હેવા પ્રસંગની અસર ત્હેના અનુયાયી મંડળ ઉપર અસાધારણ રીતે થાય, અને ઈશ્વરનુ સામિપ્ય એવી પળોમા ત્હેને પ્રતીત થાય, એમાં કાંઈ આશ્ચર્યજેવું છે?

કમળાકર સુધારાનિવાસી હતોઃ અને આપણી હાલની બુદ્ધિપ્રધાન કેળવણીની સંસ્થાઓમાં ત્હેણે શિક્ષણ મેળવેલું હતુ છતાં આવો દેખાવ ત્હેને અદ્ભુત લાગે. અને

ત્હેના ઉપર અસર કરે ત્હેમાં કાંઈ નવાઈજેવું ન્હોતું કારણકે આજનો કમળાકર નિત્યના કરતાં પણ જૂદો હતો. થોડીવાર ઉપર મોહિનીરૂપ ગુરૂદાસજીની મનોહર કન્યા ત્હેણે જોઈ, ત્યારથીજ ત્હેનું હૃદય સ્વાધીન ન્હોતું. મન્દિરમાં આવ્યા પછી પણ ત્હેનાં નયન તે બાલાને શોધી રહ્યાં હતાં: પરન્તુ મહન્તની સર્વ પ્રકારની નિયમિતતા અને વ્યવસ્થા મુજબ દેવાલયમાં પણ ગોઠવણી થયાં કરતી. એટલે સ્ત્રીવર્ગ માટે ચોકની સામેની મ્હોટી ઓસરી ઉપર બેસવા-ઉભાં રહેવાની સગવડ હતી. આથી તેઓ પુરૂષો કરતાં પણ અધિક સુગમતાથી ભગવાનની મૂર્ત્તિનાં દર્શન કરી શકતાં અને છતાં ગર્દીમાં ત્હેમની સ્વાભાવિક વિનયવૃત્તિ શિથિલ થવાનું કાંઈ પણ કારણ ન રહેતું. આ વ્યવસ્થાને લીધે કમળાકર તે બાલિકાને જોઈ શકયો તો ખરો, પરન્તુ ત્હેના તરફ દૃષ્ટિ રાખી શકયો નહિં હતો. પણ આરતી અને પુષ્પાંજલિ થઈ રહ્યા પછી તો ત્હેનુંજ હૃદયંગમ—ભક્તિપૂર્ણ—કવિતાકલા ભર્યું–સંગાનમય નૃત્ય તે જોવા પામ્યો: અને આ પળથી પોતાના જીવનનાં અનેક સ્વપ્નામાં એ બાલાના પ્રેમની પ્રાપ્તિને જ મુખ્ય ગણવા લાગ્યો: ત્હેના સાન્નિધ્યમાં જીંદગીનાં અનેક આધિ-વ્યાધિ ક્ષણભર વિસરી ગયો હોયની, એમ થઈ રહ્યું.

મુરલીગાન અને નૃત્યવાદ્ય સમાપ્ત થયાં તથા આરતી સંઘળાં મનુષ્યોમાં દર્શનાર્થે ફેરવવામાં આવી. ગુરૂદાસજી શ્રીજગન્નાથજીના ધ્યાનમાં એકાગ્રવૃત્તિથી હાથ જોડીને મૂર્ત્તિ સમિપ ઉભા રહ્યા હતા, ત્હેમણે લાંબા થઇને પ્રભુને દંડવત્ પ્રણામ કર્યાં અને પછી લોકસમૂહ તરફ ફરી, હાથ લાંબા કરી, આશીર્વાદ આપ્યો. હવે એકએક સ્ત્રીપુરૂષ અને બાલિક આવીને ત્હેમને પગે પડવા લાગ્યાં, જેમને દરેકને તેઓ આનન્દભર્યા નયનથી, સ્મિતમય મુખાકૃતિથી, સ્નેહભરી આશીષો આપતા હતા. કમળાકરે પણ તે મંડળની સાથે સમિપ આવીને નમ્રતાપૂર્વક નમન—વન્દન કર્યું. નવો અતિથિ આવેલો જોઇને ગુરૂદાસજીએ આ સર્વ કર્મકાંડ થઇ રહ્યા પછી ત્હેને મન્દિરના ચાચરમાં એક ખુણા આગળ બેશીને પોતાની પાસે બોલાવ્યો અને જાણે લાંબા સમયથી તે પોતાના પિછાનમાં હોય તેમ, અથવા મુસાફરીએ ગયેલ સ્વજન ઘણે દિવસે પાછો આવ્યો હોય તેમ, ત્હેની સાથે વાતચીત કરવા માંડી.

મન્દિરની આગળના વિશાળ ચોકમા બે ત્રણ ભજનમંડળીઓ કીર્તન કરી રહી હતી. અને એક જગોએ ચોતરા ઉપર બેશીને સાધુરામજી કાંઈ ધર્મ પુસ્તકનું વાંચન કરી શ્રોતાઓને ભાવાર્થ સમજાવતા હતા. દેવસેવા બંધ થઈ પરન્તુ ભક્તિનું વાતાવરણ ઘટયુ ન્હોતું. ગુરૂદાસજીની પાસે બે ચાર અતિથિઓ અને એક, બે ભક્તજન બેઠાં હતાં. કમળાકર પણ આ મંડળમાં ભળ્યો. મહન્તમહારાજ આ સમય " અતિથિપૂજન ", માટે રાખતા, અર્થાત્ ત્હેમના દર્શન, ત્હેમની સલાહ અથવા સહાય–માટે જે મનુષ્યો આવતાં ત્હેની સાથે વાતચીતમાંજ ત્હેમનો કેટલોક વખત જતો. લાંબાં વ્યાખ્યાનો કરવા કરતાં વાર્તાલાપમાંજ ત્હેમને યોગ્ય જણાય ત્હેવો સુબોધ પણ તે આપતા.

અનેક પ્રકારના વાર્તાવિનોદ થયા, જેમાં મહારાજ પોતે પણ આનન્દથી ભાગ લેતા હતા. આમ ને આમ દોઢ બે કલાક ચાલ્યા ગયા પણ જણાયું નહિં. આખરે એક સાધુએ આવીને ખબર આપી કે મહાપ્રસાદનો સમય થયો છે અને શ્રી ઠાકોરજીને ભોગ